# અનહદ બાની



❑ સુભાષ ભટ્ટ

**મ**ને અંગત રીતે એમ લાગે છે કે ઈશ્વર સમા બન્યા સિવાય તેને જાણવાની મથામણ એટલે જળથી ભીંજાયા વિના તરતા શીખવું. જીવનસાધના દરમિયાન ક્યારેક એવું બને છે કે આપણે લિખિત અને મૌખિક શબ્દોથી દટાઈ ગયા હોઈએ, અને એક આધ્યાત્મિક કટોકટી સર્જાય છે. પ્રગાઢ શૂન્ય અને મૌન રચાય છે. જાણે, 'ડાર્ક નાઈટ ઓવ ધ સોલ.' આવી પળે, આપણી અંદરના કોઈ અજ્ઞાત ખંડમાંથી એવો સાદ આવે છે, 'ચાલ, બહાર આવ. આનો આરંભ કર...

ટેડ શોન (ઈ. સ. 1891-1972) આધુનિક અમેરિકાના નૃત્યનો પિતા ગણાય. મૂળ તો તેને ધર્મ ઉપદેશક થવું હતું. પણ ઓચિંતા જ આંશિક પક્ષઘાત કે પોલિયોના હુમલાને લીધે પથારીવશ થયો. તેને અંદરના સાદે કહ્યું કે 'નૃત્ય આરંભ.' અલબત્ત, શરૂઆતમાં તો નૃત્ય એક થેરાપી માત્ર હતું. સમય જતાં તેનું આ નૃત્ય સાધના બની રહ્યું. નૃત્યમાં તેને ચરણ તો પાછાં મળ્યાં પણ તેનું અવતારકૃત્ય પણ જડી ગયું. તેના બેસૂમાર શબ્દોમાં અવરોધાયેલ ઈશ્વર લય-તાલ, ગતિ-મુદ્રા, રણકાર-ધબકાર, લાલિત્ય-માધુર્યમાં પ્રગટી ગયો. તેણે પરમનું પ્રાગટ્ય ઊર્જાથી છલોછલ પળે-પળમાં અનુભવ્યું. કદાચ, તેના 'ગોડ્સ હુ ડાન્સ' નામના પુસ્તકમાં તે લખે છે, 'નૃત્ય માનવીનાં પ્રગાઢ અને સર્વોચ્ચ એવા આધ્યાત્મિક વિચારો અને લાગણીઓને લિખિત અને મૌખિક શબ્દોથી વધારે સુંદર રીતે વ્યક્ત કરે છે.'

વર્તુળાકારે રચાતા રાસ કે રૂમીના દરવેશો, બંગાળના બાઉલ કે શ્રીકૃષ્ણની અસંખ્ય ભક્તિધારાઓ, ચૈતન્ય પ્રભુ કે મીરાંબાઈનાં નૃત્યમાં પરમ ઈશ્વરના ઐશ્વર્યનું પ્રાગટ્ય છે. આમ જુઓ તો આધુનિક ભૌતિકશાસ્ત્રના અણુ-નૃત્યની ગંગોત્રી તો નટરાજ જ હશે. આખરે, રૂપ કે રંગ, સૂર કે સ્વર, લય કે તાલમાં પ્રગટે છે તે પરમની સર્જનાત્મક અભિવ્યક્તિ છે. રસો વૈ સઃ.

❑❑❑

૧૧૧



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર
વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૧ અંકઃ ૭, નવેમ્બર ૨૦૨૦**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ

**દીપક દોશી**

વરિષ્ઠ ઉપ-સંપાદક

**અનસૂયા સિંધાત્રા**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

**પ્રકાશક :**

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan@yahoo.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.

મા. વિ. ના અમૃતમહોત્સવ

ક. મા. મુનશી ૧૨૫ વર્ષ



# મુનશીવાણી

## ભારતનું રાજ્યબંધારણ અને રાષ્ટ્રપતિ

**મારા નવયુવાન મિત્ર,**

ભવનના વિકાસને આ તબક્કે આ નવજાગૃતિના કેટલાક અર્વાચીન શિલ્પીઓને હું વીસરી શકું નહીં.

મારા ભૂતકાળ અંગેના ગૌરવને રાજકીય અસહાયતા અને મિશનરીઓના પ્રચારને લીધે આંચકો લાગ્યો હતો. શ્રી દયાનંદ સરસ્વતીએ આ ગૌરવને પુનઃજાગ્રત કર્યું.

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે મારી ઐતિહાસિક કલ્પનાને સક્રિય બનાવી.

શ્રી અરવિંદ વડોદરા કોલજમાં મારા પ્રાધ્યાપક હતા, તેમણે મારા હૃદયમાં માતૃભૂમિ માટેની ચાહના પ્રકટાવી અને મને ઉચ્ચ અધ્યાત્મ-જીવનની ઝાંખી કરાવી.

ગાંધીજી સાથેના નિકટના સંબંધે સમર્પિત જીવનનાં શક્તિ અને સૌંદર્યને હું સમજી શક્યો.

ભવન આટલું સદ્‌ભાગી કેમ બન્યું? આપણી સંસ્કૃતિનું વર્તમાન સંજોગો સાથે સાનુરૂપ પુનરુત્થાન ઝંખતાં લાગણીશીલ હૃદયોને એ સંતોષી શક્યું છે, એ જ મને તો ભવનનું મહાન સદ્‌ભાગ્ય લાગે છે.

આ ઝંખનાનાં અનેક પાસાંઓ છેઃ આપણે આપણા ભૂતકાળને વર્તમાનના વિવિધ રંગોમાં જોવા ઝંખતા હોઈએ છીએ-ઐતિહાસિક, સાહિત્યિક, રસાત્મક, ધાર્મિક અને આધ્યાત્મિક અતીતને આપણે આજના સંદર્ભમાં અવલોકવા ઇચ્છીએ છીએ.

આ ઝંખનાનું મૂળ એ પ્રતીતિમાં રહેલું છે કે આપણું ભાવિ આપણા ભૂતકાળ સાથે જડાયેલું છે. જે રાષ્ટ્રોને ભૂતકાળ નથી હોતો, તેને ભવિષ્ય પણ નથી હોતું. જે રાષ્ટ્રોને ભૂતકાળ નહોતો, તેઓને ભવિષ્યને સાર્થક કરવા માટે પણ ભૂતકાળ સર્જવો પડ્યો છે. આપણી પાસે તો ભવ્ય ભૂતકાળ પડ્યો છે. એનો પરિહાર ક્યારેય થઈ શકે નહીં.

આ ઝંખનાનું બીજું પાસું છે - આપણા આધ્યાત્મિક વારસાને વર્તમાન અવકાશયુગની ભૂમિકા પર લાવવાની ઉત્કંઠા. એમ કરવામાં આપણે ભૂતકાળમાં તેની શક્તિને અવરોધક નીવડેલાં તત્ત્વોથી છુટકારો મેળવવા માગતા હોઈએ છીએ. આમ કરવાથી જ પશ્ચિમમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે જે સંઘર્ષ જાગ્યો છે તેને નિવારી શકાય.

**[ક્રમશઃ]**

# દીપોત્સવી શુભેચ્છા-સંદેશ



''પ્રાર્થના ભગવાનની ઇચ્છાથી વિશેષ શું છે?

કર્તવ્ય એ ઇચ્છાનું જીવનમાં રૂપાંતરણથી વિશેષ શું છે?

પૂજા આપણા વિચાર અને આચારને ભગવાનના વિજય તરફની દિશામાં પ્રેરિત યજ્ઞથી વિશેષ શું છે?''

આ શબ્દો ભારતીય વિદ્યાભવનના સ્થાપક અને ગુજરાતી ભાષાના મૂર્ધન્ય સર્જક, ભારતીય સંવિધાનના ઘડવૈયામાંના એક અને કુશળ કાયદાવિદ્ કનૈયાલાલ માણેકલાલ મુનશીના છે.

આજના કપરા કાળમાં સમસ્ત માનવજાતિ એક અદૃશ્ય ભયાવહ રોગ સામે લાચાર થઈ ગઈ છે ત્યારે મુનશીજીના શબ્દો આપણને નિ:સ્વાર્થ કર્મના શાતાદાયક પથ તરફ દોરી જાય છે. સેવામય સમર્પિત જીવનના ચિંતા, નિરાશા રહિત રાજમાર્ગના યાત્રી બનાવે છે.

રખે એમ માનતા કે મુનશીજી વૈરાગ્યપંથી હતા. ના, તેઓ કહે છે કે સંસ્કૃતિને પ્રાણવાન કરવા દૃષ્ટિમાંથી ઉદાસીનતાને ઉખાડી જીવિત જીવનને ઉલ્લાસથી જોવું જોઈએ. આને માટે જરૂરી છે: જીવનમાં પ્રેરક મૂલ્યોનું અસ્તિત્વ. આ સ્પષ્ટ સમજના પાયા ઉપર ભવનનું નિર્માણ થયું છે.

'નવનીત સમર્પણ' દ્વારા લોકહૃદયમાં આવાં પ્રેરક મૂલ્યોનું સ્થાપન અને સંવર્ધન થાય એ અમારું લક્ષ છે. દીપોત્સવી અને નવા વર્ષના પાવન પર્વ પર હું ભવનના સૌ સાથી પરિવારજનો અને વ્યાપક વાચકોને હાર્દિક શુભેચ્છાઓ આપું છું અને નવું વર્ષ આપણા સૌ માટે સુખ, સમૃદ્ધિ અને સ્વાસ્થ્યપૂર્ણ નીવડે એવી પ્રભુને પ્રાર્થના કરું છું.



**સુરેન્દ્રલાલ ગિ. મહેતા**

પ્રમુખ

(ભારતીય વિદ્યા ભવન)

॥ શબ્દમૂળની શોધ ॥

# વણછો

## ☐ હેમન્ત દવે

**સાર્થ** ગુજરાતી જોડણીકોશની નવી સંશોધિત આવૃત્તિમાં વચ્ચેનાં વર્ષોમાં - એટલે કે ૧૯૬૭થી લઈને - જે સંશોધનો થયાં તે પરત્વે જે બેપરવાઈ જોવા મળે છે તે અંગે અગાઉ કહેવાયું છે. એક શુભેચ્છક મિત્રને આ ટિપ્પણો કડક લાગ્યાં છે એથી અહીં આજે એના વિશે થોડુંક.

કોશમાં 'વણછો' શબ્દની સમજૂતી 'ઝાડની છાયા (નીચેના રોપ ઉપરની)' એમ આપી એની વ્યુત્પત્તિ 'સં. पर्णछाया, સર. પડછો' એમ અપાઈ છે. બે સ્વરની વચ્ચે આવતા સંસ્કૃત 'પ'નો 'વ' થાય છે એ જાણીતું છે. યથાઃ દીપક ઉપરથી દીવો, મંડપ ઉપરથી માંડવો, વગેરે. પણ શબ્દારંભે આવતા 'પ'નો 'વ' થતો નથી.

હરિવલ્લભ ભાયાણીએ આ શબ્દની ચર્ચા કરતાં નોંધ્યું છે કે, 'वणछोના મૂળમાં वनच्छाया છે. [સાર્થ ગુજરાતી] જોડણીકોશમાં તે માટે पर्णच्छाया સૂચવેલું છે, પણ [એ ઉપરથી] તો એક पणछो એવું શબ્દરૂપ નીપજે, वणछो નહીં.'[1]

આમ છતાં, નવા 'સંશોધિત સંવર્ધિત' કોશમાં જૂની, અને ખોટી पर्णछाया એ વ્યુત્પતિ જ અપાઈ છે!

શબ્દકથાના પ્રકાશનના 'નિવેદન'માં ક. લા. સ્વાધ્યાયમંદિરના તત્કાલીન નિયામક ચંદ્રકાન્ત શેઠ લખે છે, 'ડો. હરિવલ્લભ ભાયાણી તરફથી 'કુમાર' સામયિકમાં 'શબ્દકથા' અંગેની રસપ્રદ નોંધો નિયમિતપણે પ્રકાશિત થતી હતી. આ નોંધોએ સામાન્ય વાચકવર્ગમાં તેમ ભાષા-સાહિત્યના અભ્યાસી વર્ગમાં સારું આકર્ષણ જન્માવેલું. એ નોંધો હવે વ્યવસ્થિત રીતે ગ્રંથરૂપે શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ સ્વાધ્યાયમંદિર દ્વારા પ્રકાશિત થાય છે તે આનંદની વાત છે. આશા છે કે રસિક વિદ્વત્તાથી અંકિત આ કાર્ય ભાષા-સાહિત્ય ક્ષેત્રે કામ કરતા વિદ્વાનોને ઉપયોગી થશે.'

વિડંબના એ છે કે જે વિદ્વાને આ લખ્યું તેઓ પોતે કોશની સંશોધિત-સંવર્ધિત આવૃત્તિમાં એનો ઉપયોગ કરી શક્યા નથી.

---

[1] શબ્દકથા. અમદાવાદઃ ક. લા. સ્વાધ્યાયમંદિર. ૧૯૮૩, પૃ. ૪૭ = કુમાર સળંગ અંક ૬૬૨, પૃ. ૫૨.

❑❑❑




# સાર્થકતાનું સુખઃ ચાર ભારતીય પુરુષાર્થની દૃષ્ટિએ ઇકિગાઇ

☐ **રાજ ગોસ્વામી**

**એ**ક ટુચકો છે.

એક બગીચામાં આનંદથી ખીલ-ખીલ થઈ રહેલા ગુલાબના ફૂલને જોઈને બાજુમાં ઉગેલા પીપળાના વૃક્ષે ઠાવકા થઈને ઠપકો આપ્યો, ''મૂરખ, તું ગંભીર થા. તારી પર ભમરા ફરી રહ્યા છે અને તું જોખમમાં છે. તારાથી મોહિત થઈને હમણાં કોઈક તને ચૂંટી લેશે. તું આટલું ખુશ શીદ થાય છે?'' ગુલાબે શાંત અવાજે જવાબ આપ્યો, ''ભાઈ, આપણે કેટલું લાંબું જીવીએ છીએ તે મહત્ત્વનું નથી, કેટલું અર્થપૂર્ણ જીવીએ

છીએ તે વધુ મહત્ત્વનું છે. મારા જીવનનો હેતુ સુગંધ ફેલાવવાનો છે. એમાં જો મારું મૃત્યુ આવી જાય, તોય આનંદ હશે.''

જીવનની સાર્થકતા અર્થપૂર્ણ જીવન જીવવામાં છે. આ તથ્ય પશ્ચિમમાં એક મહત્ત્વપૂર્ણ અભ્યાસનો વિષય બન્યું હતું.

અમેરિકાની ફ્લોરિડા સ્ટેટ યુનિવર્સિટીમાં મનોવિજ્ઞાનના પ્રોફેસર રોય બૌમેસ્ટરીઝ અને તેની ટીમે ૨૦૧૩માં, પોઝિટિવ સાઈકોલોજી નામના જર્નલ માટે, ૧૮થી ૭૮ વર્ષના ૪૦૦ અમેરિકન લોકોનો એક સર્વે કર્યો હતો. એમાં એક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે કેટલા અંશે તમારું જીવન ખુશ (હેપ્પી) છે અને કેટલા અંશે સાર્થક (મિનિંગફૂલ) છે. રોય અને તેની ટીમે ખુશી કોને કહેવાય કે સાર્થકતા શું કહેવાય, તેનો ફોડ પાડ્યો ન હતો. લોકોએ તેમના અનુભવો અને સમજણના આધારે જ જવાબ આપ્યા હતા. ટીમે આ મુખ્ય પ્રશ્નની સાથે-સાથે બીજા ઘણા બધા આનુષંગિક પ્રશ્નો પૂછ્યા હતા, જેથી એ ખબર પડે કે કયાં પરિબળો ખુશીમાં ઉમેરો કરતાં હતાં અને કયાં પરિબળો સાર્થકતાનો સરવાળો કરતાં હતાં.

ટીમની અપેક્ષા પ્રમાણે, ઘણા બધા લોકોને ખુશી અને સાર્થકતા વચ્ચેના ભેદની ખબર ન પડી. અડધોઅડધ લોકોએ ખુશીને સમજાવવા માટે સાર્થક બાબતોનો સહારો લીધો અને બાકીનાએ સાર્થકતાને સુખમાં ખપાવ્યું. જો કે રોય અને તેની ટીમે બધાં પરિબળોને છૂટાં પાડીને સુખી જીવન અને અર્થપૂર્ણ જીવનના પાંચ મોટા તફાવત શોધી કાઢ્યા:

૧. ખુશ લોકો તેમની જરૂરિયાતો અને ઇચ્છાઓ સંતોષે તો છે, પરંતુ ઘણા અંશે સાર્થક જીવન સાથે તેનો કોઈ સંબંધ નથી. એટલે, સ્વાસ્થ્ય, સમૃદ્ધ અને મજાનું જીવનમાંથી સુખનો અહેસાસ આવે, પણ અર્થપૂર્ણ જીવનનો નહીં.

૨. ખુશીનો સંબંધ વર્તમાન સાથે છે, જ્યારે સાર્થકતાનો અહેસાસ ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્યમાંથી- વિશેષ કરીને ત્રણે વચ્ચેના સંબંધમાંથી આવે છે. ઉપરાંત, સુખ ક્ષણિક (વર્તમાનમાં) હોય છે, જ્યારે સાર્થકતાના અહેસાસની આવરદા લાંબી હોય છે.

૩. સાર્થકતાનો ભાવ કંઈક આપવામાંથી આવે છે, જ્યારે ખુશી કંઈક લેવામાંથી આવે છે. આમ તો ખુશી અને સાર્થકતા બંનેનો સંબંધ સામાજિક લગાવ સાથે છે, પણ ખુશી મોટાભાગે સામાજિક સંબંધોમાંથી મળતા ફાયદા સાથે સંબંધિત છે, ખાસ કરીને દોસ્તી, જ્યારે સાર્થકતાનો સંબંધ તમે બીજાને શું આપો છો, તેના પર નિર્ભર છે- દાખલા તરીકે બાળકોની દરકાર કરવી, બીમારની સેવા કરવી, કટોકટીમાં કોઈને મદદ કરવી. સર્વેમાં, 'લેવાવાળા' એટલે કે ઉપભોક્તા લોકો 'આપવાવાળા' લોકોની સરખામણીમાં વધુ ખુશ માલૂમ પડ્યા

હતા અને દોસ્તો સાથે સમય પસાર કરવાથી તેમના સુખના અહેસાસમાં વધારો થતો હતો, જ્યારે પ્રેમીજનો સાથે વધુ સમય પસાર કરવાથી સાર્થકતાનો અહેસાસ થતો હતો, પણ સુખનો નહીં.

૪. સાર્થક જીવનમાં સ્ટ્રેસ અને આપત્તિઓ આવતી રહે છે. ચિંતા, સ્ટ્રેસ અને ઉદ્વેગનું જેટલું સ્તર ઊંચું, તેટલું સાર્થકતાનું સ્તર ઊંચું, પણ ખુશીનો અહેસાસ ઓછો. જેનો અર્થ એ થયો કે ખુદની ક્ષમતાને અને અનુકૂળતાને ચેલેન્જ કરે તેવી મુશ્કેલ પરિસ્થિતિઓ જીવનને અર્થપૂર્ણ બનાવે, પણ સુખ ન આપે.

૫. અભિવ્યક્તિનો સંબંધ સાર્થકતા સાથે છે, પણ ખુશી સાથે નહીં. ખુદના વિચારો અને ભાવનાઓને વ્યક્ત કરવા માટેની પ્રવૃત્તિઓ તેમજ અંગત તથા સાંસ્કૃતિક ઓળખ માટે દરકાર કરવી એ સાર્થકતા સાથે જોડાયેલી વૃત્તિ છે, ખુશી સાથે નહીં. દાખલા તરીકે એક કવિ તેની પીડામાં કવિતા લખે અથવા કોઈ વૈજ્ઞાનિક તેની એકલતા ટાળવા માટે સંશોધનમાં ૨૪ કલાક ડૂબેલો રહે, તો તેનાથી સાર્થકતાનો સંતોષ મળે, પણ તેમાં ખુશીની લાગણી ન હોય.

ખુશ હોવાનો મતલબ છે વર્તમાનમાં આપણી જરૂરિયાતો અને ઇચ્છાઓ પૂરી થાય તે, પણ એ ખુશી અસ્થાયી છે, કારણ કે તમે સવારે ખુશ હોઈ શકો અને રાતે ખુશી ગાયબ થઈ જાય. તેની સામે સાર્થકતા એક સ્થાયી ભાવ છે, કારણ કે તેનાં મૂળિયાં જીવાયેલા ભૂતકાળમાં, વર્તમાનની જદ્દોજહદમાં અને ભવિષ્યની આશામાં છે. સતત બદલાતી જિંદગીમાં સાર્થકતા જ એક એવો ભાવ છે, જે સ્થિરતાનો અહેસાસ આપે છે. બીજી રીતે કહીએ તો રોજે-રોજની નાની-નાની ખુશીઓનો ભાવ જો સ્થિર થઈને જીવનના અંત સુધી ટકી જાય, તો તે સાર્થકતા કહેવાય. એટલા માટે માણસોમાં દરેક ક્ષણને સાર્થક બનાવવાની ખેવના હોય છે, જેથી ખુશી સ્થાયી રહે.

અમેરિકામાં મનોવૈજ્ઞાનિકોને આ અભ્યાસ કરવાની જરૂરિયાત મહેસૂસ થઈ તેનું કારણ જ 'રોજ કમાવ અને રોજ ખાવ'ની પશ્ચિમની સંસ્કૃતિ છે. ત્યાં લોકો કાલની ચિંતા કરતા નથી અને આજની મજા લે છે. તેમાંથી ઉપભોગની સંસ્કૃતિ વિકસી છે, જે કહે છે કે જીવનનો ઉદ્દેશ અત્યારની ક્ષણને ભોગવવાનો છે. આ પ્રાકૃતિક નથી. પશુઓથી વિપરીત, માણસો ખુશી વધારીને અને દુઃખ ઓછું કરીને સંતોષ નથી મેળવી શકતા, કારણ કે માણસ પાસે ભવિષ્યની કલ્પના કરવાની અને યોજના કરવાની ક્ષમતા છે અને તે કારણથી જ આપણે જીવનની અનેક બાબતોમાં અગણિત તફાવતો અને ભેદ કરીએ છીએ.

આપણને તમામ ખુશીઓ મળી જાય, તમામ સુવિધાઓ અને સુખો પ્રાપ્ત થઈ જાય, શરીરની કોઈ વ્યાધિ ન હોય અને

શ્રેષ્ઠ સારવાર ઉપલબ્ધ હોય, ખાવા-પીવા માટે પુષ્કળ પૈસા હોય (આ બધું જ પશ્ચિમમાં ઉપલબ્ધ છે), છતાં આપણું મન અશાંત અને પીડિત રહેશે. આનું કારણ એ છે કે આપણે ખુશીનો આધાર ભૌતિક સુખને બનાવી દીધો છે (જે બહારથી આવે છે), જ્યારે સાર્થકતાનો અહેસાસ ભીતરથી આવે છે.

ઇકિગાઈનો કેન્દ્રીય વિચાર સાર્થકતાને લગતો છે: સવારે ઊઠવાનો ઉદ્દેશ શું? જીવનનો હેતુ શું? ઇકિગાઈ જાપાનીઝ લોકોના લાંબા અને સુખી જીવનની ફિલોસોફી છે. ઇકિગાઈ બે શબ્દોથી બન્યો છે; ઇકિ (જીવન) અને ગાઈ (ઉદ્દેશ્ય). તમે કોણ છો અને શા માટે જીવો છો, તે બે સવાલોના જવાબમાં દરેકની ઇકિગાઈ નક્કી થાય છે. ઓકિનાવાના લોકોની જીવન ફિલોસોફીમાં એક સવાલ હોય છે: સવારે ઊઠવાનું પ્રયોજન શું? આના જવાબમાં તેમની ઇકિગાઈ છે. વ્યાપક સંદર્ભમાં, તેને જીવનનું ઉદ્દેશ્ય અથવા જીવનનો આનંદ લેવાનું પ્રયોજન પણ કહી શકાય.

પશ્ચિમના દેશોને સુખી અને લાંબા જીવનના જાપાનીઝ રહસ્યમાં રસ પડ્યો છે તેનું કારણ એ છે કે પશ્ચિમની સામાજિક વ્યવસ્થામાં સુખ તો ભરપૂર છે, પણ સુખને ઉપભોગમાં સીમિત કરી દઈને તેમણે સાર્થકતા ગુમાવી દીધી છે. ઇકિગાઈની આખી ધારણા આપણને સાર્થક જીવન તરફ પાછા વાળે છે.

ઇકિગાઈ દરેક વ્યક્તિમાં હોય છે અને તે દરેક વ્યક્તિની માન્યતાઓ, મૂલ્યો અને શ્રદ્ધા પ્રમાણે વિશિષ્ટ હોય છે. ઇકિગાઈ એક અંગત ફિલોસોફી છે, જે વ્યક્તિ તેની વ્યક્તિગત ઇચ્છાઓ, હેતુઓ, સાર્થકતા, સંતોષ, આત્મ-ગૌરવ અને નૈતિકતા મારફતે ચરિતાર્થ કરે છે. જીવનમાં અનેક વિકલ્પો હોય છે અનેક નિર્ણયો હોય છે અને તેના માટે કોઈ એક સાચો રસ્તો, નિયમો કે ઇકિગાઈ નથી. ઇકિગાઈ તમને અનેક દિશાઓ, રસ્તાઓ અને દૃષ્ટિકોણ આપે છે અને તેમાંથી એકની પસંદગી કરવાનું સંપૂર્ણપણે તમારા પર છે. ઇકિગાઈ એ રીતે એક નકશો છે, જે તમને બહુ બધી દિશાઓ અને માર્ગો સૂચિત કરે છે.

ઇકિગાઈ તમને ઠેકાણું નથી બતાવતી. તે તમને ચાલવા માટે જોમ આપે છે. ઇકિગાઈ યાત્રા છે, યાત્રાસ્થળ નહીં. એટલા માટે એક વ્યક્તિ માટે ખેતરમાં કામ કરવું એ ઇકિગાઈ છે, તો બીજી વ્યક્તિ માટે દેશનું શાસન કરવું તે ઇકિગાઈ છે. અસલી ઇકિગાઈની ન તો કોઈ સીમા છે, કે ન મર્યાદા. આપણે જે પણ રીતે જીવીએ છીએ, તેમ તેમ આપણી ઇકિગાઈ સામે આવતી જાય છે.

ઇકિગાઈ અને હિંદુ પરંપરાના ચાર પુરુષાર્થ :

ઇકિગાઈ આમ કોઈ ક્રાંતિકારી કે નવીન ધારણા નથી. વાસ્તવમાં, હિંદુ પરંપરામાં ચાર પુરુષાર્થની જે ધારણા છે,

તે ઇકિગાઈને મળતી આવે છે. ઇકિગાઈ ચાર શરત કે સ્થિતિ પર ટકેલી છે:

૧. પેશન: જે કરવાની તમારામાં રુચિ હોય.

૨. પ્રોફેશન: જે કરવા માટે તમે કુશળ હો.

૩. મિશન: જેની સમાજને જરૂરિયાત હોય.

૪. વોકેશન: જેનાથી તમે પૈસા કમાઈ શકો.

આ ચાર બાબતોની સ્પષ્ટતા હોય, તે કામ તમારું ઇકિગાઈ સાબિત થાય અને તે તમને સાર્થકતાનો અહેસાસ કરાવે. ઉપર કહ્યું તેમ, ખેતરમાં કામ કરતી વખતે કે દેશનું સંચાલન કરતી વખતે, આ ચાર સવાલોના જવાબ મળવા જોઈએ.

આપણે ત્યાં સુખી અને સાર્થક જીવનને ચાર પુરુષાર્થમાં વહેંચવામાં આવ્યું છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ઇકિગાઈ સાથે તેનો મેળ કેવી રીતે બેસે? આપણે ઉપર ઇકિગાઈની જે ચાર સ્થિતિ જોઈ, તે જ ક્રમમાં પુરુષાર્થને જોઈએ.

કર્મ એટલે રુચિ: જીવનનો એક હેતુ આપણી જે રુચિ, જે પેશન હોય તેને સિદ્ધ કરવાનો છે. આપણાં કામ, વ્યવસાય કે નોકરી અને આપણી રુચિ વચ્ચે તાલમેળ હોય, તો તે ઇકિગાઇની પહેલી શરત થઈ. જે કામમાં મજા આવતી હોય, જેમાંથી સંતોષ મળતો હોય, તે કામ સફળતાપૂર્વક થઈ શકે.

ધર્મ એટલે સહજ ક્ષમતા: આપણે સહજતાથી જે કરી શકીએ તે આપણો ધર્મ. ધારો કે તમારામાં માર્કેટિંગ કરવાની કુશળતા હોય અને મારામાં લખવાની આવડત હોય, તો તે આપણો ધર્મ થયો. ઇકિગાઇની એ બીજી શરત.

મોક્ષ એટલે કલ્યાણ: મોક્ષનો શબ્દશઃ અર્થ થાય છે જન્મ-મરણના ચક્રમાંથી મુક્તિ, પરંતુ વ્યાપક અર્થમાં તેનો અર્થ થાય છે વૈચારિક શુદ્ધતા, પરોપકાર અને નેક કામ મારફતે સમાજનું કલ્યાણ. જે કામમાં બીજા લોકોની ભલાઈ થતી હોય, જે કામ તેમને ઉપયોગી હોય તે ઇકિગાઈની ત્રીજી શરત.

અર્થ એટલે વળતર: રુચિ હોય, ક્ષમતા હોય, લોકભોગ્ય હોય, પણ તેમાં જો જીવનનિર્વાહ ન હોય તો? એને શોખ કહેવાય, વ્યવસાય કે કામ નહીં. તમને તમારા પુરુષાર્થનું વળતર મળે, તે ઇકિગાઈની ચોથી શરત થઈ.

ભારતીય પરંપરામાં આ ચાર પુરુષાર્થને સાર્થકતાનું માધ્યમ માનવામાં આવે છે. એટલા માટે ભારતીય શાસ્ત્રો, દર્શન પરંપરા, સમાજવ્યવસ્થા કે જીવનશૈલીની ખુશી પર ભાર મૂકવામાં નથી આવ્યો, પરંતુ સાર્થક જીવન જીવવાનો આગ્રહ કરવામાં આવ્યો છે. બીજી રીતે, સાર્થકતા ખુશીનો સ્રોત છે. ભગવદ્ ગીતાનો આધાર લઈને વેદાંતમાં દ્વૈત વેદાંત નામની એક પેટા પરંપરા વિકસી હતી. ૧૩મી સદીમાં માધવાચાર્યએ તેની શરૂઆત કરી હતી. તેમાં આનંદ (હેપ્પીનેસ)ને

નેક વિચારો અને નેક કામોમાંથી આવતો ભાવ ગણવામાં આવ્યો હતો.

છેલ્લે, બીજો એક નાનકડો ટુચકો છે.

એક પ્રતાપી રાજાએ યુદ્ધમાં તેનું રાજ ગુમાવ્યું. દુશ્મનથી બચવા તે જંગલમાં નાસી છૂટ્યો. રાજા બહુ પીડામાં હતો. પહેલીવાર યુદ્ધ હાર્યો હતો. તેને ચેન ન હતું. જંગલમાં તે દુઃખી થઈને ભટકતો હતો. તેવામાં તેને એક સાધુ-મહાત્મા મળી ગયા. રાજાએ મહાત્માને કહ્યું કે "મને ચેન નથી પડતું, જીવન સાર્થક નથી લાગતું. હું સંતોષ અને સુખ કેવી રીતે મેળવું?"

મહાત્માએ પૂછ્યું, "રાજન, તને કેટલી આંખો છે?"

રાજાને આવા મૂર્ખ સવાલ પર ક્રોધ આવ્યો, પણ ચૂપ રહ્યો, "મહારાજ, બે છે."

મહાત્માએ હસીને કહ્યું, "સારું, હું તને કાલે એક નવી દુનિયા બતાવીશ."

બીજા દિવસે સવારે મહાત્માએ રાજાને આંખો બંધ કરીને પાસે બેસાડ્યો.

રાજા વિચારોમાં ગરકાવ હતો અને મહાત્માએ કહ્યું, "રાજન, આપણને બે નહીં, ત્રણ આંખો છે. ત્રીજી આંખને આપણે વિવેક કહીએ છીએ. આજીવન આપણે તેનો ઉપયોગ કરીએ છીએ, પણ તે દેખાતી નથી, કારણ કે અંદર છે. વિવેકના માધ્યમથી આપણે આપણા અસલી રૂપને જોઈ શકીએ છીએ, જે ઊર્જા, ગૌરવ અને સ્નેહથી ભરેલું છે. જે વ્યક્તિને લાગે છે કે તેનું સર્વસ્વ લૂંટાઈ ગયું છે તે તો સંસારિક સુખ છે- જેમ કે પ્રતિષ્ઠા, સત્તા, સંબંધો, સમૃદ્ધિ. બે આંખો આને જોઈ શકે છે. આ બધું સુખ સ્થાયી નથી. તે આવતું-જતું રહે છે. વિવેકની વાત કરીએ, તો ત્રીજી આંખ વડે અંદર જોઈને આપણે ખોવાઈ ગયેલી ચીજોને પાછી મેળવવા માટે લડવાની તાકાત મેળવી શકીએ. આપણને લાગશે કે ખુશી, કુશળતા, ભૂતકાળની સુંદર યાદો અને જીવવા માટે જરૂરી ચીજો આપણી અંદર છે. આ ચીજો સ્થાયી છે. તેનાથી કોઈ દૂર કરી ના શકે. રાજન, તારે જે પાછું મેળવવું છે, તેના માટે આ શક્તિઓનો ઉપયોગ કર."

રાજાને જવાબ મળી ગયો અને તેણે સેનાને પાછી સંગઠિત કરીને ગુમાવેલું પાછું મેળવ્યું.

(લેખકના 'ઇકિગાઈ: ભારતીય દૃષ્ટિકોણથી લાંબા, સુખી અને સાર્થક જીવનનું જાપાનીઝ રહસ્ય' પુસ્તકનું ઉમેરણ, પ્રકાશક: આર.આર. શેઠ).

❑❑❑

"પ્રલોભનોથી જરાય ગભરાવા જેવું નથી, જેમ જેમ તમે વૃદ્ધ થતા જશો એમ એમ એ તમારાથી દૂર ભાગશે."

**- જોય આદમ્સ**

# એક ફિલસૂફ જેના અંગ્રેજી પુસ્તકનું રટણ બૌદ્ધવિહારમાં થાય છે




☐ આશિષ મહેતા

**ત**મે કોઈ બૌદ્ધવિહાર પાસેથી વહેલી સવારે પસાર થાવ તો અંદરથી ભિખ્ખુઓ પાલી કે સંસ્કૃતમાં કોઈ સૂત્રનો પાઠ કરતા હોય તેનો અવાજ સંભળાય. પણ હિમાચલ પ્રદેશમાં ધર્મશાલાથી થોડે દૂર આવેલા એક વિહાર પાસેથી પસાર થાવ તો અવાજનો રણકાર જરા જુદો હોય એવું બને. હિમાલયનાં હિમશિખરો વચ્ચે સંસ્કૃતનાં સ્વર-વ્યંજનોની લહેરોના બદલે કોઈ વિદેશી વાયરા આવતા લાગે. કાન માંડીને સાંભળશો તો ખ્યાલ આવશે કે ભાષા તો અંગ્રેજી છે.

જીવનચક્રનો તાગ મેળવી મુક્તિ હાંસલ કરવા બધું છોડીને અહીં આવેલા આ ભિખ્ખુઓ આટલી ઠંડીમાં વહેલી સવારે ઊઠીને કોઈ શાસ્ત્રીય સ્તોત્રનું રટણ કરવાના બદલે એક અંગ્રેજ ફિલસૂફની ચોપડી લઈને તેમાંના પસંદ કરેલા ફકરા સ્તોત્રગાનની જેમ ઊંચા અવાજે વાંચે છે. અચરજ થાય એવી આ પ્રથાની જાણકારી બહારની દુનિયાને ડેન વિક્લર નામના હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રોફેસરના કારણે મળી.




વાત એમ બની કે, વિક્લર એક વાર લાહૌલ વેલીના એક બૌદ્ધ વિદ્વાન, ત્શેરિંગ દોરજે, સાથે લદાખ અને ઝંસ્કારની ખીણોમાં ટ્રેકિંગ કરી રહ્યા હતા. હિમાલયની હવા હોય કે બંનેના રસનો વિષય હોય, તેમની વાતચીત સ્વ એટલે કે જાત (સેલ્ફ)

વિશેના બૌદ્ધ સિદ્ધાન્તો તરફ વળી. ત્યારે વિક્લરે દોરજેને કહ્યું કે બુદ્ધના જે વિચારોની વાત તમે કરો છો, કંઈક એવા જ વિચારો ડેરિક પારફિટ નામના એક અંગ્રેજ દર્શનશાસ્ત્રીએ 'રિઝન્સ એન્ડ પર્સન્સ' નામના પુસ્તકમાં રજૂ કર્યા છે. "મેં તેમને પરત ફર્યા પછી આ પુસ્તકની એક નકલ મોકલવાની ઑફર કરી, અને તેમણે એ વાંચવામાં રસ દર્શાવ્યો. મેં પછીથી પારફિટને આ વાત કરી ત્યારે તેમણે ત્શેરિંગ માટે એક નકલ પર પોતાના હસ્તાક્ષર પણ કરી આપ્યા અને અંતે ઘણી મુશ્કેલી પછી મેં આ પુસ્તક ત્શેરિંગ સુધી પહોંચતું કર્યું."

વિક્લર એક બ્લોગ પોસ્ટમાં સંભારે છે કે, "થોડાં વર્ષો પછી ફરી ભ્રમણ અને ટ્રેકિંગ કરતાં કરતાં અમારે આ મોનેસ્ટરીમાં રાતવાસો કરવાનો થયો. ત્યાંના મઠાધિપતિ ત્શેરિંગના મિત્ર હતા, માટે તેમણે અમને મોનેસ્ટરીના દરવાજાની છાજલી નીચે સૂવા દીધા. તેમની સાથે અમારે લાંબી વાતચીત થઈ, અને બીજા દિવસે સવારે મેં આ વિશિષ્ટ વિધિ નિહાળી. ત્શેરિંગે મને કહ્યું કે તેમણે આ મઠાધિપતિને એ પુસ્તક આપ્યું હતું અને મઠાધિપતિએ તેના અમુક અંશો શાસ્ત્રોક્ત દૈનિક સ્વાધ્યાય સામગ્રીમાં ઉમેરીને અભ્યાસ અને સ્તોત્રગાનમાં સાંકળી લેવાનું નક્કી કર્યું હતું. પછીથી જ્યારે મેં પારફિટને આ કિસ્સો સંભળાવ્યો ત્યારે તેઓ ખુશ થયા હોય એમ લાગ્યું."

ડેરિક પારફિટ (Derek Parfit, 1942-2017) બ્રિટનની ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં મોરલ ફિલોસોફી ભણાવતા હતા. તેમના નામે ત્રણ મુખ્ય પ્રકાશનો વધુ જાણીતાં છે - પહેલાં તો એક નિબંધ કે પેપર, 'પર્સનલ આઈડેન્ટિટી' (1971), પછી પુસ્તક 'રિઝન્સ એન્ડ પર્સન્સ' (1984) જેને ઘણા જાણકારો આ વિષય પર છેલ્લી બે સદીનું શ્રેષ્ઠ કામ ગણે છે, અને છેલ્લે આ દશકામાં 'ઓન વોટ મેટર્સ' (2011-17).

પારફિટે આપણી વ્યક્તિગત અલાયદી જાતઓળખના પ્રશ્ને પાશ્ચાત્ય પરંપરામાં ઘણું વિચાર્યું, અને તેમનું તારણ સાદી ભાષામાં કહીએ તો એમ હતું કે, આપણે આપણાં દેહ-મન સાથેની ઓળખમાં બંધાયેલા રહીએ છીએ તે ભૂલ છે. બીજી રીતે કહીએ તો, આપણે એકબીજાથી માનીએ છીએ તેટલા વિખૂટા નથી. આપણી પોતાની જાત હર ક્ષણે બદલાતી રહે છે અને દસ-વીસ વર્ષ પછીની આપણી જાત માટે જે ચિન્તા કરીએ છીએ તે તો આપણાથી ઘણી છેટે છે. તેના કરતાં તો આપણી આસપાસની વ્યક્તિઓ અત્યારે આપણી વધારે નજીક છે.

પારફિટની દલીલ છે કે, આપણે બે જ વસ્તુ ધરાવીએ છીએ, દેહ અને મન, અને એ બેમાંથી એકેય આપણી વાસ્તવિક ઓળખ હોઈ શકે નહિ. આપણે તેની સાથે તાદાત્મ્ય બાંધતા આવ્યા છીએ, તે આપણી ભૂલ છે. તેના કારણે આપણે

અન્ય પ્રત્યે જેટલા સંવેદનશીલ બનવું જોઈએ તેટલા બનતા નથી.

તેમને ભારત કે પૂર્વના આધ્યાત્મિક જ્ઞાનનો પરિચય નહોતો, પણ દેખીતું છે કે તેમનાં તારણો પશ્ચિમની એકેડેમિક ફિલોસોફી કરતાં અદ્વૈત વેદાન્ત અને બૌદ્ધવિચારની વધારે નજીક છે. તેમની અમુક દલીલો સાતમી-આઠમી સદીના બૌદ્ધ વિદ્વાન (મૂળ કાઠિયાવાડના) શાંતિદેવની રચના 'બોધિસત્ત્વચાર્યાવતાર'નાં અમુક સૂત્રોને સમાન્તર ચાલે છે. માટે યુનિવર્સિટીનાં વાચનાલયોમાં તેમનાં લખાણો ભલે વંચાયાં, પણ તેના તરંગો પેલા બૌદ્ધવિહારમાં વધારે સારી રીતે ઝીલાયા.

ધ ન્યૂ યોર્કર મેગેઝિનમાં 2011માં તેમની લાંબી પ્રોફાઈલમાં લેરિસા મેકફાર્કહાર લખે છે કે પારફિટને ભારતીય અધ્યાત્મ વિચારણાનો પરિચય નહોતો. જ્યારે તેમના એક સાથી પ્રોફેસરે તેમનું ધ્યાન દોર્યું કે તેમની દલીલો બુદ્ધના ઉપદેશોને મળતી આવે છે, ત્યારે એ જાણીને તેમને આનંદ થયો હતો, અને પોતે સાવ ખોટા રસ્તે નથી જઈ રહ્યા એવી ખાતરી થઈ હતી.

આ તારણો પર પહોંચવા તેમણે જે રસ્તો લીધો તે, તેમના સંશોધનની તાત્ત્વિક ચર્ચા ટાળીએ, કારણ કે અધૂરી સમજમાં તેમના લખાણને અન્યાય થવાનું જોખમ છે. તેમના શાંત વ્યક્તિત્વ અને સાધુચરિત જીવનની વિગતો પણ ટાળીએ. મુદ્દો એટલો જ રજૂ કરવાનો છે કે, 'હું કોણ છું' એ પ્રશ્નનો હાથ પકડીને અંતર ભણીની યાત્રા કરવાનો સંકેત રમણ મહર્ષિથી નિસર્ગદત્ત મહારાજ જેવા અનેકાનેક મનીષીઓ પણ કરતા આવ્યા છે, તે યાત્રા પશ્ચિમની એકેડેમિક ફિલોસોફીના રસ્તે પણ કોઈકે કરી છે. તેમના અનુભવની વાત તેમના પોતાના શબ્દોમાં સાંભળીએ:

'રિઝન્સ એન્ડ પર્સન્સ'માં પારફિટ લખે છે કે, "(આપણી પોતાની અલગ ઓળખ નથી) એ તારણથી ઘણાને નિરાશા થાય છે. પણ મને તો તેનાથી આશ્વાસન સાંપડે છે અને મુક્તિનો અહેસાસ થાય છે. જ્યારે મને એમ લાગતું હતું કે મારું અસ્તિત્વ જેવું જણાય છે તેવું જ છે, ત્યારે મને એમ લાગતું હતું કે હું એક કેદમાં પુરાયેલો છું. મારી જાત મને કાચના એક એવા બોગદા જેવી લાગતી હતી, જેમાંથી હું દર વર્ષે વધુ ને વધુ ઝડપથી આગળ વધી રહ્યો હતો, અને જેના અંતે માત્ર અંધકાર આવવાનો હતો. પણ મેં જ્યારે મારા વિચાર બદલ્યા ત્યારે કાચની દીવાલો તૂટી ગઈ. હવે હું ખુલ્લી હવામાં જીવું છું. હજુ મને મારા અને અન્ય વ્યક્તિઓના જીવન વચ્ચે થોડુંક અંતર હોય એમ લાગે છે, પણ એ અંતર ઘટી ગયું છે. અન્ય લોકો વધુ નજીક લાગે છે. મને મારા બાકીના જીવનની નિસબત ઓછી છે અને અન્ય વ્યક્તિઓનાં જીવન અંગે નિસબત વધારે છે."

❑❑❑



# પેલ્વા નાયક સાથે એક સંવાદ

☐ આરાધના ભટ્ટ

*અમદાવાદમાં પ્રતિષ્ઠિત કલાકાર પરિવારમાં ૧૯૮૬માં જન્મેલાં પેલ્વા નાયક (જાણીતા ફિલ્મ નિર્દેશક-નિર્માતા પરેશ નાયક એમના પિતા અને નૃત્યાંગના વિભા નાયક એમનાં માતા છે) ખૂબ નાની વયથી સહજપણે શાસ્ત્રીય સંગીત તરફ વળ્યાં. તેઓ ડાગરબાની ધ્રુપદગાયન દ્વારા પોતાની ખોજમાં રત છે. પોતાની ગાયકીમાં ઘરાનાની શુદ્ધ રજૂઆતનાં આગ્રહી પેલ્વાએ ધ્રુપદગાયનના મોભ સમા ઉસ્તાદ ફરિદુદ્દીન ડાગર સાહેબ પાસે તાલીમ લીધી અને ઉસ્તાદની ચિરવિદાય પછી મુંબઈ ખાતે સંગીતસાધનામાં મગ્ન જીવન જીવે છે અને બેંગ્લોર તેમજ અમદાવાદ ખાતે સંગીતની તાલીમ આપે છે. છેલ્લાં પંદરેક વર્ષમાં પેરિસ, લંડન, મોરોક્કો સહિત વિદેશોમાં અને ભારતમાં અનેક કાર્યક્રમો રજૂ કરી ચૂકેલાં પેલ્વાએ ધ્રુપદ ગુરુકુળમાં સંગીતની તાલીમ પરંપરાગત ગુરુશિષ્ય પદ્ધતિથી મેળવી હતી. આલાપચારી, મિંડ, અને શ્રુતિ-ભેદ અને રાગની શુદ્ધિ એમના ભાવપૂર્ણ ગાયનની વિશેષતા છે. એમની સાથેનો આ સંવાદ પ્રસિદ્ધિ અને ધંધાદારી વૃત્તિથી દૂર, કલાસાધના દ્વારા સ્વ સુધી પહોંચવાની યાત્રા કરી રહેલા એક સંવેદનશીલ, નિષ્ઠાવાન માનવતાવાદી વિશ્વનાગરિકનો પરિચય કરાવશે.*

*પ્રશ્ન: પેલ્વા, પહેલાં તમારી કલાપ્રીતિનાં મૂળની વાત કરીએ. તમારો જન્મ કલાકારોના પરિવારમાં તો ખરો, પણ તમે માતા-પિતાની કલાઓ ન અપનાવતાં સંગીત અપનાવ્યું. તમે એક વખત કહેલું કે તમે સંગીતને અપનાવ્યું એના કરતાં વધુ સંગીતે તમને અપનાવ્યાં અથવા એના પાશમાં લઈ લીધાં.*

હા, મને લાગે છે કે દરેક વ્યક્તિ જીવનના કોઈક તબક્કે એના મૂળ સ્વભાવને સભાનપણે કે સહજપણે અનુસરે છે. નાનપણમાં આપણી આસપાસનું વાતાવરણ આપણા ઘડતરમાં મોટો ભાગ ભજવે છે, પણ સંગીત અને ખાસ કરીને ગાવામાં મને પહેલેથી ઊંડો રસ હતો. બીજું કે ઘરમાં વાતાવરણ એવું હતું કે મેં મારાં માતા-પિતાને કલાના પ્રકારો વચ્ચે કોઈ લીટીઓ દોરતાં જોયાં નહોતાં. ચિત્રકલા અને નૃત્ય બે અલગ છે, જેમ કે માટીકામ અને ફોટોગ્રાફી એ બે અલગ છે એવું મેં ક્યારેય અનુભવ્યું નહોતું. સામાન્ય રીતે બાળકો પાસે એવો આગ્રહ રાખવામાં આવે છે કે આમાંથી કોઈક કલા પસંદ કરો. તો મેં જ્યારે ધ્રુપદ ગાયન શરૂ કર્યું ત્યારે કલાઓના એ વિશાળ દેહના એક અંગ તરીકે સમજીને મેં એ શરૂ કર્યું. એટલે વાહન સંગીત છે, પણ માર્ગ કલાનો રહે છે અને મારા માટે બધી જ કલાઓનું ધ્યેય એક છે. ગાવાની ક્રિયા મને બહુ સહજ લાગે છે. તો ધ્રુપદ એ મારે માટે જાતને પામવાનો માર્ગ છે, એ કોઈ પસંદગી નથી.

*પ્રશ્ન: કલાકાર બનવા માટે કયું પરિબળ અથવા કયાં પરિબળો આવશ્યક છે? મહેનત, નસીબ, વાતાવરણ... ?*

તમે કહ્યું એમ ઘણાં પરિબળો કામ કરે છે. વાતાવરણ જરૂર મોટો ભાગ ભજવે છે. અને મેં અગાઉ કહ્યું તેમ દરેક વ્યક્તિ જાણે-અજાણે પોતાની એક આગવી યાત્રાએ નીકળવાની, પોતાની જાતને પામવાની મથામણમાં હોય છે. મને લાગે છે કે કલાકારના બંધારણમાં સૌથી મોટું તત્ત્વ સંવેદનશીલતા છે. મહેનત, લગન, ખંત એ બધું પછી સહજતાથી ઉમેરાય જ, જો વ્યક્તિને કલાઓ પ્રત્યે ઊંડો પ્રેમ હોય, જોડાણ હોય. મારા મતે સંવેદનશીલ કલાકાર એ જ એક સ્વસ્થ અને સાચો કલાકાર કહી શકાય. નસીબની તમે વાત કરી, તો હા, સારા અને સાચા ગુરુ પ્રાપ્ત થવા એ ચોક્કસ નસીબ છે. એ ઉપરાંત કામની તકો મળવી એમાં પણ નસીબ અમુક અંશે ચોક્કસ ભાગ ભજવે છે. નસીબની સરખામણીમાં આખરે તો આત્મબળ, કળા પ્રત્યે શુદ્ધ પ્રેમ અને સંતોષની ભાવના- આ બધાં પરિબળોની જરૂર વધુ હોય એમ હું સમજું છું. અને રહી વાત વાતાવરણની, તો કૌટુંબિક વાતાવરણ વ્યક્તિના ઘડતરમાં જરૂર

પાયારૂપ બને છે. જેમ મૂડી વારસામાં મળે તેમ વિદ્યા વારસામાં મળે તો ખરી, પણ એ કલાને પાત્ર બનવાની જે પ્રક્રિયા છે એ તો એ વ્યક્તિએ પોતે કરવાની હોય છે. જમીન તો વારસામાં મળે, પણ પછી ખેતર ખેડવું, વાવવું, લણવું એ તો જાતે જ કરવું રહ્યું.

*પ્રશ્ન: તમે કલા પ્રત્યેનાં જે શુદ્ધ પ્રેમ અને સમર્પણની વાત કરી એ તત્ત્વો આજની, એટલે કે તમારી પેઢીમાં ભાગ્યેજ જોવાં મળે છે, અથવા તો બહુ વિરલ છે અથવા ઓછી માત્રામાં જોવા મળે છે. મારા આ વિધાન સાથે તમે સહમત છો? અને જો સહમત હો તો આવી સ્થિતિ કેમ છે એ વિશે તમે વિચાર્યું છે?*

હા, ચોક્કસ સાચું છે. એક યુવા કલાકાર તરીકે અને એક વિશ્વ નાગરિક તરીકે મને એવું લાગે છે કે અત્યારે એક સમાજ તરીકે આપણે ઘણી ઊથલપાથલમાંથી પસાર થઈ રહ્યાં છીએ. તો આવી ઊથલપાથલની અસર આપણને સૌથી વધારે યુવાનો ઉપર દેખાય. પોતાની ઓળખના પ્રશ્નો, સમાજ સાથે પોતાની જાતના સંબંધોના પ્રશ્નો, પોતાની જાતને સમજવાની મથામણ... આ બધું કદાચ પાછળની પેઢીઓએ આટલું તીવ્રતાથી નથી અનુભવ્યું. એટલે એ રીતે મને યુવાનો માટે સહાનુભૂતિ થાય છે કે કદાચ એ કારણે આ પેઢી એટલી સ્પષ્ટતાથી કલાના માર્ગે ના ઊતરી શકે. બીજી તરફ એવા યુવાનો પણ છે જે કલાઓમાં ભારે રસ દાખવે છે, એમને સમર્પિત પણ થવું છે. આજે ઘણી બધી શક્યતાઓ ખૂલી પણ છે અને ઘણી બધી નિરાશાઓ પણ છે.

*પ્રશ્ન: તમે કૃષ્ણમૂર્તિ ફાઉન્ડેશનની શાળામાં ભણ્યાં. એ શાળાના સમય દરમ્યાન તમારા અનુભવ વિશે કંઈક કહેશો? તમે ત્યાંથી એવું શું પામ્યાં જે તમારા જીવનનું ઘડતર કરવામાં અને કલાસાધક તરીકેના તમારા ઘડતરમાં તમારી સાથે રહ્યું છે?*

અમદાવાદમાં મારો જન્મ અને ઉછેર, અને ત્યાં શરૂઆતનાં પાયાનાં વર્ષોની મારી નિશાળ શારદામંદિર, ત્યાર પછી હાઈસ્કૂલ માટે હું બેંગ્લોરની જે. કૃષ્ણમૂર્તિ ફાઉન્ડેશન દ્વારા સંચાલિત વેલી સ્કૂલમાં ગઈ. ત્યાં મેં ફાઈન આર્ટ્સ અને હ્યુમેનિટિઝનો અભ્યાસ કર્યો. ઘરના વાતાવરણ ઉપરાંત બાળપણમાં ગીત-સંગીત માટેનો પ્રેમ, માતૃભાષા માટેનો પ્રેમ, એ બધાનાં મૂળિયાં શારદામંદિરમાંથી જ નખાયાં. નવ-દસ વર્ષની ઉંમરથી જ મેં શાસ્ત્રીય સંગીતની તાલીમ શરૂ કરી. એટલે અમદાવાદ છોડીને દક્ષિણમાં વેલી સ્કૂલમાં જવાનું થયું ત્યાં સુધીમાં કલાઓમાં મારો રસ પાકો થયો હતો અને હ્યુમેનિટિઝ ભણવાનો મારો પાયો નખાઈ ચૂક્યો હતો. પણ વેલી સ્કૂલમાં વિતાવેલો સમય એ મારે માટે મોટાં અને

મહત્ત્વનાં પરિવર્તનનો સમય હતો. ત્યાં જંગલ, જમીન, પ્રાણીઓ અને પ્રકૃતિની વચ્ચે રહીને શીખવાથી અને ખાસ તો નિશાળની શિક્ષણપદ્ધતિ, એ સંસ્કૃતિએ મારું જીવન વિશેનું અને શિક્ષણ વિશેનું દૃષ્ટિબિંદુ બદલી નાખ્યું. શિક્ષણ પ્રત્યેની જિદ્દુ કૃષ્ણમૂર્તિની વિભાવનાથી હું તે વખતે અને પાછળથી મારી અંગત જીવનયાત્રા દરમ્યાન પણ ખૂબ પ્રભાવિત રહી છું. ત્યાં બહુ જ સુંદર પરિસર છે, પ્રકૃતિનું શિક્ષણમાં કેટલું બધું મહત્ત્વ છે એ સભાનતા સાથે સ્થપાયેલી આ સંસ્થા છે. ત્યાંનો પરિસર જ એક બાળક માટે કે એક યુવાન માટે સૌથી મોટો શિક્ષક હતો. ત્યાંની પદ્ધતિ શેલ્ફ-સ્ટડીના પાયા પર રચાયેલી હતી. સાથે સાથે શાંત રહેવું, મૌન સાધવું, કલાઓનું માહાત્મ્ય, જાત વિશે સજાગતા અને જાત-તપાસ કરતા રહેવું, જાત સાથેનો રોજબરોજનો જે સંબંધ છે એ વિકસવાનો અવકાશ... આવું ઘણું બધું મને અહીંથી મળ્યું. એટલે હું બહુ જ ભાગ્યશાળી રહી.

*પ્રશ્ન: હવે વાત કરીએ તમારી સંગીતની તાલીમની. ધ્રુપદ ગુરુકુળમાં તમે તાલીમ લીધી. ઉસ્તાદ પાસે શીખતી વખતનાં સંસ્મરણો, ગુરુકુળનું વાતાવરણ -એ બધાં વિશે કંઈક કહો.*

ગુરુકુળની વાત કરું તો બહુ જ સાત્ત્વિક વાતાવરણ હતું અને બહુ જ સાહજિક હતું. કોઈ નિયંત્રણ, કોઈ રોક-ટોક જેવું નહોતું. ત્યાં વિદ્યા અને કલા એ પ્રમુખ બળો હતાં. ત્યાંનું આખું જીવન એ વિદ્યાને કેન્દ્રમાં રાખીને જીવાતું. ગુરુના ઘરે રહેવાનું એટલે વિદ્યા સિવાયનાં પણ પરિબળો- વાતચીત, ભાષા, સંસ્કૃતિ, બીજા શિષ્યો સાથેનો અને ગુરુ સાથેનો તમારો જે સંબંધ વિકસે છે એ પણ ત્યાંથી મળતું એક શિક્ષણ છે. ગુરુના ઘરે રહીને શીખવાની પદ્ધતિ એ શિક્ષણની બહુ સહજ-સ્વાભાવિક પદ્ધતિ છે. ગુરુકુળમાં રોજિંદા જીવનની ઘટનાઓમાંથી ઘણું બધું શીખવા મળે. ગુરુકુળમાં વિદ્યા મેળવવાની સાથેસાથે વિદ્યા મેળવાવા માટેની પાત્રતા ઘડવી એ પણ એટલું જ મહત્ત્વનું હતું. એ પાત્રતા ઘડવા માટેની પદ્ધતિ ગુરુકુળમાં હતી. ત્યાં ખૂબ મોકળાશ હતી, બધું જ એકરસ હતું. રસોઈ છે કે બાગકામ છે કે પ્રવાસો, જે અમે સાથે કરતાં, એમાંથી પણ બહુ શીખવાનું મળતું. એમાંથી જે સંબંધોના તાણાવાણા બંધાતા... સાથેસાથે ગુરુની વિચારધારા, ધ્રુપદની જે વિદ્યા છે એની વિચારધારા, એ બધું આપોઆપ શીખવા મળ્યું. ઉસ્તાદ સાથેની તો ઘણી સ્મૃતિઓ છે. સ્વભાવે એ બહુ જ સંપન્ન-સભર અને ઉદાર વ્યક્તિ હતા અને એમણે મને જે આપ્યું છે તે એટલું ગહન અને વિશાળ છે કે એના પર આખું જીવન કામ થઈ શકે. ગુરુકુળમાં ધ્રુપદ એ જાણે કે નભમંડળનો સૂર્ય હતો. ધ્રુપદ કેન્દ્રમાં હતું અને એની એક ઊર્જા સતત અનુભવાતી.

*પ્રશ્ન: આપણા સંગીતને અધ્યાત્મ સાથે ગાઢ સંબંધ છે. સાધના દરમ્યાન તમારી અંગત અનુભૂતિઓની થોડીક વાત કરી શકશો?*

શાસ્ત્રીય સંગીતનો આધ્યાત્મ સાથે એક ગાઢ સંબંધ જરૂર છે, પણ હું તો એમ વિચારું કે મોચીકામ, વણાટકામ એ પણ આધ્યાત્મિક કેમ ન કહેવાય? એ પ્રશ્ન મને હંમેશાં થાય છે. કારણકે આપણે કહીએ કે શાસ્ત્રીય કલાઓ એ કેટલી બધી આધ્યાત્મિક છે. પણ મારા મતે કોઈપણ વિદ્યાનો આધ્યાત્મ સાથે સંબંધ એ વિદ્યાના જે સાધક, જે વ્યક્તિ એની પ્રેક્ટિસ કરે છે એના ઇરાદા કે સંકલ્પ પર વધારે આધાર રાખે છે; એ વ્યક્તિના ભાવપક્ષમાં એ અધ્યાત્મનો ભાવ છતો થાય છે. બાકી અમુક પ્રકારના સંગીતને આધ્યાત્મના ઢાંચામાં બાંધી દઈને એ રીતે પ્રચાર કરાય છે, અમુક સંગીતને 'ધાર્મિક' વિચારધારા સાથે જોડીને એની ઓળખ કરવાની કોશિશ થતી જોવા મળે છે. તો હું એવું કહેવું ટાળું છું કે શાસ્ત્રીય સંગીત કે ધ્રુપદ સંગીત એ આધ્યાત્મિક સંગીત છે. પણ એવું કહેવું વધારે યોગ્ય છે કે શાસ્ત્રીય સંગીતમાં એવા કેટલાક નિહિત ગુણો છે જે થકી આત્મ-અધ્યાત્મ જેને કહીએ, એની પ્રતીતિ કરવાનું એક પાત્ર તૈયાર થઈ શકે.

*પ્રશ્ન: ધ્રુપદ એ આપણી સંગીતપદ્ધતિનો થોડો ઓછો લોકભોગ્ય ગાયનપ્રકાર છે, એ પ્રાચીનતમ ગાયનપ્રકાર છે. એની લોકભોગ્યતા ઓછી હોવાને કારણે એની સાધના કરવા માટે વધુ મક્કમ મનોબળ જરૂરી છે. તમારી સાધનાનું ચાલકબળ શું છે?*

આ પ્રશ્ન થોડો અટપટો છે, પણ મને ગમે છે. હું એટલું જ કહી શકું કે સંગીત પોતે જ મારું ચાલકબળ છે. સંગીત એ ચાલકબળ કરતાં વધુ મારે માટે મારા ઘર જેવું છે. 'આઈ એમ એટ હોમ' એવી અનુભૂતિ સંગીત મને આપે છે. આ શૈલીમાં અભિવ્યક્તિ માટેનો જે અવકાશ મને મળે છે, ધ્રુપદના વ્યાકરણમાં કે એના આલાપના તરીકામાં જે શિસ્ત છે એ શિસ્તમાં મને ગજબની આઝાદીનો અનુભવ થાય છે. મારે માટે આ સ્વતંત્રતા બહુ જ અમૂલ્ય છે. સંગીત એ મારે માટે પાણી જેવો એક સ્રોત છે જેમાં ઝંપલાવતાં, એના ઊંડાણની કોઈ સીમા ન હોય. સંગીત એ એક અનંત ખોજ છે અને એ જ મારું ચાલકબળ છે. બીજું એ કે આ શૈલીમાં રાગ સ્વરૂપના કોઈક એક વિચાર કે એક વિષયવસ્તુને લઈને તમે સતત એનું સંસ્કરણ કરી શકો, તમારા ભાવોને બધી દિશાથી જોઈ, વર્ણવી અને વિકસાવી શકો અને છેવટે એને સરળ સ્વરૂપે રજૂ કરો. અંતના એ સરળ સ્વરૂપમાં જે વૈભવ અને વિપુલતા છે એ અદ્‌ભુત છે. આ બધાં પરિબળો છે જે મને ધ્રુપદની સાધનામાં ચાલતી રાખે છે.

મારી યાત્રા માટેનો માર્ગ મને ધ્રુપદમાં મળ્યો. મને લાગ્યું કે આ માર્ગ ઉપર હું ચાલીને લાંબું અંતર કાપી શકીશ. આપણે જેમ બોલવા કે લખવા માટે એક ભાષા પસંદ કરીએ તેમ ધ્રુપદ એ મારે માટે મારી અભિવ્યક્તિનું એક વાહન છે.

*પ્રશ્નઃ ધ્રુપદનાં ઘરાનાં અને એની વિશેષતાઓ વિશે વાત કરીએ. તમે ડાગર ઘરાનામાં તાલીમ પામ્યાં છો.*

ધ્રુપદનાં ઘરાનાં તો ઘણાં છે, પણ એના ઉદ્ભવની વાત જો હું ટૂંકાણમાં કરું તો આપણો જે દક્ષિણ-પશ્ચિમ એશિયાનો ભાગ છે, જેમાં હિન્દુસ્તાન પણ છે, એ ભાગમાં સંગીતની પાંચ પ્રધાન ગીતિ વ્યાપક હતી. આ પાંચ ગીતિ એટલે શુદ્ધા, ભિન્ના, ગોવરહારી, વેગસ્વરા અને સાધારણી. આમાં જે સાધારણી ગીતિ છે એ બાકીની ચાર ગીતિઓના સંયોજનથી બનેલી ગીતિ કહેવાય. ધ્રુપદના ડાગર ઘરાનાનાં મૂળ આ સાધારણી ગીતિમાં મળે. તો આ ગીતિઓમાંથી ઘણાં બધાં ઘરાનાં બન્યાં. બિહારનું દરભંગા ઘરાના બન્યું, પાકિસ્તાનમાં તાલવંડી ઘરાના વિકસ્યું, બંગાળમાં વિષ્ણુપુર ઘરાનાની શૈલી વિકસી. હું ડાગર ઘરાનાને લઈને વાત કરું તો આ ગીતિઓમાં સાધારણી ગીતિના સંયોજનમાંથી ડાગર ઘરાનાની વિચારધારા આવી. એ પછી જુદી જુદી સંસ્કૃતિઓનું ભારતમાં આવાગમન થયું, સંસ્કૃતિઓ એકમેકમાં ભળી, સામાજિક-રાજકીય પરિવર્તનો આવ્યાં. એ બધાં વચ્ચે ધ્રુપદ શૈલી પણ મોટાં પરિવર્તનોમાંથી પસાર થઈ. એના વ્યાકરણમાં, વિચારોમાં, ગાવાની પદ્ધતિમાં, પદોની ભાષામાં પણ વિવિધતા આવી. એમાં સંસ્કૃત, સિંધી, ફારસી, વ્રજભાષા. આ બધું વૈવિધ્ય એમાં ઉમેરાયું. વૈદિક કાળથી મોગલયુગ, ભક્તિપરંપરાની અસર અને રાજપૂત



કાળની છાપ પણ ડાગર ઘરાનાની ગાયકીમાં જોવા મળે છે. પણ ભારતની આઝાદી પહેલાંના અને પછીના એક-બે દાયકાનો સમય મારા મતે ડાગર ઘરાનાનો એક ભારે પરિવર્તનનો સમય કહી શકાય. ઉસ્તાદ ઝિયા મોહિઉદ્દીન ડાગર અને એમના ભાઈ અને મારા ઉસ્તાદ- ઉસ્તાદ ઝિયા ફરિદુદ્દીન ડાગર આ બંને મહાન ગાયકો આ પરિવર્તનના મૂળમાં હતા. ડાગર ઘરાનાની મુખ્ય લાક્ષણિકતા જોઈએ તો રાગની શુદ્ધતા પર ખૂબ ધ્યાન આપવું, શ્રુતિઓના બારીક ભેદ દર્શાવવા અને આલાપ એ આ ઘરાનાનું હોલમાર્ક- એની ઓળખ ગણાય. આલાપમાં દરેક રાગના સૌથી અધિકૃત દશ્યસ્વરૂપનું દર્શન કરવું એ પણ એનું એક મહત્ત્વનું લક્ષણ છે. આલાપનો એક વર્ણનાત્મક અભિગમ એ પણ એની વિશિષ્ટતા છે. ધ્રુપદની વિવિધ ક્રિયાઓ, જેમ કે ગમક, મીંડ, આંદોલન – આ બધી તો ઘણી જાણીતી છે પણ મારી તાલીમના અનુભવે કહું તો આ બધી ક્રિયાઓથી પણ સર્વોપરી છે ભાવપક્ષ. અને એના પર આ ઘરાનામાં ભાર મુકાય છે.

*પ્રશ્ન: તમારી નિત્ય રિયાજ પદ્ધતિ વિશે જાણવું છે. સૂરસાધના ઉપરાંત શ્રુતિસાધનાની પણ વાત કરો. તમારી ગાયકીમાં તમારી શ્રુતિસાધના સાંભળી શકાય છે.*

આ તો એક અનંત સાગર જેવું છે, અને હું તો કોશિશ કરું છું. આપણા ઉસ્તાદોએ કહ્યું છે કે શ્રુતિ એક સાગર છે અને એમાં એક બિંદુ તરીકે ઝંપલાવીને આપણે તો માત્ર અન્વેષણ કરી રહ્યા છીએ. મારી રિયાજ પદ્ધતિ તો સતત બદલાતી-વિકસતી રહે છે. રિયાજની મારી રીત બહુ મોકળાશભરી છે. મારે માટે સવારનો રિયાજ તો ઉત્તમ છે જ, એ ઉપરાંત સ્વાસ્થ્ય અને આરોગ્ય પણ ગાયન માટે, મને લાગે છે કે, ખૂબ જરૂરી છે, એટલે એ તરફ પણ ધ્યાન રહે એ જોઉં છું. હું અંગતપણે યાંત્રિક પ્રકારના અથવા માત્ર પર્ફોર્મન્સ માટેના રિયાજના પક્ષમાં નથી. પણ હું શિસ્તમાં અને પોતાની ક્ષિતિજો વિસ્તારવામાં જરૂર માનું છું. પોતાની શક્તિઓને સતત એરણે ચડાવવી, પડકારવી, એ રિયાજમાં ખૂબ જ જરૂરી છે. રિયાજ ક્યારેય મજા માટે કરવાનો નથી હોતો, એમાં એક જાતની નિરાંત અને નવરાશની અનુભૂતિ પણ એટલી જ મહત્ત્વની છે. રિયાજ પછીનું જે ચિંતન છે એ સહજ રીતે થાય એ મને ખૂબ મહત્ત્વનું લાગે છે. તો દિવસમાં ત્રણેક કલાકનો રિયાજ ઘણો છે અને એ પછી એના વિસ્તાર સ્વરૂપે દિવસની અન્ય પ્રવૃત્તિઓમાં એ રિયાજ ચાલુ રહે છે. શ્રુતિઓની વાત જે મેં આગળ કરી એમાં એ માત્ર રિયાજ સ્વરૂપે નહીં, પણ જે બીજાં ઘણાં બધાં તત્ત્વો છે –સંગીતને

**[અનુસંધાન પૃ. 217]**



# લૂઈસ ગ્લુકઃ નિર્ભ્રાન્તિનો શાંત-દૃઢ કાવ્યસ્વર

☐ સિતાંશુ યશશ્ચન્દ્ર

*રસિકજનો, આ એક 'સ્ટોપ પ્રેસ' લેખ છે. સંપાદકે વટહુકમ જારી કર્યે તાબડતોબ લખ્યો છે. અને ટેલિગ્રામથી મોકલવાનો હોવાથી નાછૂટકે કદમાં નાનો કર્યો છે. (વિસ્તૃત લેખ મહિના-માસ પછી અત્ર કે અન્યત્ર.) તો આજની વાત પર આવી જઈએઃ જુઓ આ લેખનું શીર્ષક.*

**લૂ**ઈસ ગ્લુક (જ. 1943, ન્યુ યોર્ક સિટીમાં) અમેરિકન કવિ, નિબંધકાર. એમને 2020નું નોબેલ પ્રાઈઝ એનાયત થયું. એ વિદુષી અમેરિકાની વિખ્યાત યેલ યુનિવર્સિટીમાં પ્રોફેસર છે, તેમ જ એમને પુલિત્ઝર પ્રાઈઝ (1993), બોલિન્જેન પ્રાઈઝ (2001), વોલેસ સ્ટિવન્સ એવોર્ડ (2008), અમેરિકાનો નૅશનલ બૂક એવોર્ડ ફોર પોએટ્રી (2014), નૅશનલ હ્યુમૅનિટિઝ એવોર્ડ (2015), આદિ અગાઉ પ્રાપ્ત થઈ ચૂક્યા છે, એની પૂરી જાણ વ્યાપક જગતને 2020ના નોબેલ પ્રાઈઝના સમાચાર આવ્યે વ્યાપકપણે થઈ. એ વાત અહીં આરંભે કહેવા જેવી લાગે છે તે એટલા માટે કે કવિ લેખે અને વ્યક્તિ લેખે, બન્ને રીતે લૂઈસ ગ્લુક એ પ્રકારના આક્રમક (કોઈ કહેશે 'અમેરિકન', આપણે એનો અનુવાદ હાલ 'ચીની' એવો કરીએ) વ્યાપકપણા તરફનો કવિ ગ્લુકનો અણગમો એ વ્યક્તિને અને એમની કવિતાને ઓળખવા માટે ઉપયોગી જ નહીં, જરૂરી બનતી મને જણાઈ છે. એમના પહેલા જ કાવ્યસંગ્રહ, 'ફર્સ્ટ બોર્ન' (1968)માં આ કવિ કોઈ નાના ટાપુ પર ફરી વળતા મહાસાગરનું કલ્પન આ રીતે રચી આપે છેઃ ' રાતોની રાતો હંમેશાં હું અનુભવું છું મહાસાગર / મારી જિંદગીને કરડી ખાતો. અખાતો અને ખાડીઓની એક જાળ ઘુસાડ્યે જતો. અસલામત./

...'સાગરતટ પર તો માછલાં જ માછલાં આવ્યે જાય છે. ત્વચા વિનાનાં,/ચૂઈ વિનાનાં, એમનાં મસ્તકની ઘરવખરી હજી જોડાયેલી,/ કાંઠાના બીજા ગંદવાડ સાથે થરના થર કરી જામતી. (અનુ. સિ.) મહાસાગરની આક્રમકતા ટાપુને હતો ન હતો કરી નાખે છે.

તો કેવાં માણસ અને કેવાં કવિ છે, લૂઈસ ગ્લુક?

વ્યક્તિ-નાશના આ સામૂહિક સમયમાં એ આપણને કઈ કઈ રીતે, શું શું કહે છે?

*

એ સવાલના અનેક જવાબોમાંનો એક આ સંદર્ભે તપાસીએ.

નોબેલ પ્રાઈઝ જાહેર થયું પછી તરત પત્રકારોએ એ અંગે પ્રતિભાવ પૂછતાં આ કવિએ જે કહ્યું એ પણ હવે તો નેટ ઉપર આવી ગયું છે. એમાંના ત્રણ જ મુદ્દા હાલ તો તપાસીએ.

1. 'મહાન સન્માન' વિશે, 'એ તો અમેરિકન સાહિત્યને મળેલું સન્માન છે' એવી એવી રાબેતા મુજબની સૂફિયાણી વાત કરવાનું ટાળી પત્રકારોને એ કવિએ પહેલાં તો એમ કહ્યું કે પોતાની સવારની કૉફી પીવાની બાકી છે. કઈ બ્રાંડની કૉફી, એ ન કહ્યું. પ્રિય વાચક, આ કહ્યા-ન કહ્યાના સૂચિતાર્થો કયા? સૂચિતાર્થો તો ઠીક પણ કવિની સાફ વાત એટલી કે, ભાઈ, નોબેલ પ્રાઈઝ સરમાથા પર, પણ સવારની કૉફીના કપનું પણ જીવનમાં એક ચોક્કસ સ્થાન છે. એ અકબંધ રાખવાનું. એલિયટ યાદ આવે છે? 'ફોર આઈ હેવ નોન ધેમ અલરેડી, નોન ધેમ ઓલઃ / હેવ નોન ધ ઇવનિંગ્ઝ, મોર્નિંગ્ઝ, આફ્ટરનૂન્સ, / આઈ હેવ મેઝર્ડ આઉટ માય લાઈફ વિથ કોફી સ્પૂન્સ.' – એલિયટથી ગ્લુક સુધી નોબેલ પ્રાઈઝે લાંબી મજલ કાપી છે, માનવ સંસ્કૃતિએ પણ, સચેત વાચક! એલિયટની કોફીથી ગ્લુકની કોફી સદંતર જુદી છે. એલિયટનો 'પ્રૂફ્રોકના પ્રણયગીત'ને શોક-કાવ્યમાં પલટી નાખતો, (ઇતિહાસના એક તબક્કે તાકીદનો અને સમુચિત એવો), જાહેર વિષાદ વ્યક્ત કરતો કોફી સ્પૂન અને ગ્લુકની નોબેલ પ્રાઈઝ અંગેના જાહેર ઉત્સવને જરી બાજુ જવા કહેતો, પોતાના અંગત વિશ્વને અકબંધ રાખવાનો આગ્રહ સેવતો સવારની કોફીનો પોતીકો, ઘરેલુ, અંગત કપ --- આ બે વચ્ચેનો તફાવત, વાચક, આપણે પ્રમાણીએ અને માણીએ.

ગ્લુકનાં કેટલાંક કાવ્યો પ્રાચીન ગ્રીક મહાકવિ હોમરના મહાકાવ્ય 'ઓડિસી'ના નાયક, વીર-ચતુર યોદ્ધા, વિખ્યાત ઓડિસ્યુસ વિશે છે. સાથોસાથ ઓડિસ્યુસની સ્નેહાળ અને એવી જ ચતુર પત્ની પેનલપી વિશે, તેમ જ પુત્ર ટેલેમેકસ વિશે કાવ્યો લખવાનું આ અમેરિકન કવિને જરૂરી લાગ્યું છે. બલ્કે, ગ્લુકે એક કાવ્ય ઓડિસ્યુસ વિશે ('ઓડિસ્યુસિઝ ડિસિશન') લખ્યું, તો બે કાવ્યો પેનલપી વિશે ('પેનલપીઝ સોન્ગ', 'પેનલપીઝ ડિસિશન') લખ્યાં. સાથોસાથ

ઓડિસ્યુસને પોતાના ટાપુ પર બંધનમાં નાખી પ્રેમ કરનારી, સૂર્યપુત્રી, સુંદરી, સંમોહનપટુ દેવી સર્સે વિશે ગ્લુકે બે કાવ્યો ('સર્સેઝ પાવર', 'સર્સેઝ ટોર્મેન્ટ) લખ્યાં. અને ઓડિસ્યુસના પુત્ર વિશે, પિતાની ગેરહાજરીમાં ઉછરેલા, માતા સાથે ઘેર રહી ત્યાંનાં અનેક સંકટો વચ્ચે ટકી રહેલા એવા ટેલેમેકસ વિશે સહુથી વધારે કાવ્યો લખવાનું આવશ્યક અને આલોકકારી ગણ્યું છે. કેમ કે ટેલેમેકસ પેલાં ત્રણે વિશે જાણનારા એવા અદના અને અંગત (છતાં 'જાહેર'થી પૂરા વાકેફ એવા) માણસ રૂપે ગ્લુકની કવિતામાં આગળ આવે છે. 'ટેલેમેકસીઝ બર્ડન', 'કન્ફેશન', 'ડિટેચમેન્ટ,' 'ડાયેલેમા,' 'ફેન્ટસી', 'ગિલ્ટ,' અને છેલ્લે 'ટેલેમેકસીઝ કાઇન્ડનેસ' - એમ જેને 'ગ્લુકનું ટેલેમેકસ સપ્તક' કહી શકીએ, એવું કાવ્ય- ગુચ્છ કવિવર લૂઈસ ગ્લુકે રચ્યું છે. એનું કાવ્યશાસ્ત્ર આપણે, યથાશક્ય, આગળ જતાં રચવા મથીશું, મિત્ર. હાલ તો આ સ્ટોપ પ્રેસ ટેલિગ્રામમાં સૂચનો અને નકશો.

કેવાં કવિ, કેવી વ્યક્તિ છે આ ગ્લુક, એ જોવા એમની ઓડિસ્યુસ વિશેની એકમાત્ર રચના છે (પ્રગટપણે એને વિશેની), એ જોઈએ. 'મીડોલૅન્ડ્ઝ' (1996) નામના કાવ્યસંગ્રહમાં આવતી, રચનામાં 'ઓડિસ્યુસિઝ ડિસિશન' ('ઓડિસ્યુસનો નિર્ણય') એ કૃતિ સામેલ છે. એમાં વાત છે વશીકરણ-નિપુણ દેવી સર્સેના સકંજામાંથી, અને એ સૂર્યપુત્રીના સ્વર્ગ સમા, અનેક ભોગવિલાસભર્યા ટાપુમાંથી, કહો કે એક પ્રકારની શાશ્વતીમાંથી નીકળી પાછા પોતાના દીર્ઘ પ્રવાસમાં જવાના ઓડિસ્યુસના નિર્ણયની. ટાપુ નહીં, સાગર. સુખોપભોગ નહીં, સાહસ. શાશ્વતી નહીં, ઇતિહાસ. દૈવી વિશ્વ નહીં, માનવીય જગત.

સર્સે નહીં, પેનલપીઃ એ છે પ્રાચીનતમ હોમરના અને અધુનાતમ ગ્લુકના ઓડિસ્યુસનો નિર્ણય, નિશ્ચય અને એનું નવ-પ્રસ્થાન.

ગ્લુકની કવિતા એ આધુનિકોત્તર નવપ્રસ્થાનની કવિતા છે, આધુનિકતાની સાહસ-સફરની હિમ્મતથી અને ઇતિહાસપ્રજ્ઞતાથી આગળ વધારતી કવિતા છે - ન કે નરી રૂમાની, વલવલતી, ડરપોક પીછેહટ, જેને કેટલાકો 'પોસ્ટ મોડર્ન'-ને નામે ખપાવવા માગે છે.

2.

નોબેલ પ્રાઈઝની જાહેરાત પછી પત્રકારોને ગ્લુકે આપેલા જવાબનો બીજો મુદ્દો તે આઃ 'માય ફર્સ્ટ થોટ વોઝ, આઇ વુડન્ટ હેવ એની ફ્રેંડ્ઝ, બિકોઝ મોસ્ટ ઓફ માય ફ્રેંડ્ઝ આર રાઈટર્સ.' - કેવું બેધારી તલવારના વાર જેવું, સહજ-અચાનક મ્યાન બહાર આવી ગયેલું વિધાન! - અન્ય સમકાલીન લેખકો હવે એક અંતર રાખવાના! એ એક અર્થ. બીજો એ કે ગ્લુક માટે મિત્રો ગુમાવવા અને નોબેલ પ્રાઈઝ મેળવવું, એ ખોટનો ધંધો બને!

પ્રિય વાચક, ઓગણીસમી સદીમાં

મહાન લેખકને 'જીનિયસ' રૂપે જોવાનો ચાલ હતો અને એ બાદ ઘણા 'મહાન' ગણાવા મથતા લેખકોનો એ એક ઘખારો હતો/ છે! ગ્લુકનું એથી ઊંધું છે! એને મિત્રો જોઈએ છે, માનવ સહવાસ જોઈએ છે. મહાનતા નહીં, મૈત્રીઃ એ છે ગ્લુક્સ ડિસિશન!

આ મુદ્દે વિશેષ મીમાંસા (કાવ્ય મીમાંસા અને સંસ્કૃતિ મીમાંસા) ગ્લુક વિશેના વિસ્તૃત લેખમાં કરીશું. પણ આજે ગ્લુકની એક રચના આ સંદર્ભે જાણીએ-માણીએ. પહેલી વાત એ કે ગ્લુક આ મુદ્દે કોઈ 'લલિત લલકારાવલિ તરલ' લલકારતી રચનાઓ વાચકને શિરે ખડકતાં નથી. જીવન અને સાહિત્ય વચ્ચે એક ઉદ્‌ભ્રાન્ત વિરોધ જોતી વાત પણ કરતાં નથી. 'મહાનતા નહીં, માનવ સંબંધ' – એની વાત કોઈ પોચટપણે કે પોપટિયા રટણે અહીં નથી થતી.

થાય છે નિર્ભ્રાન્તિની નક્કર ભૂમિકાએ. માનવ નિયતિ અંગેની પૂર્ણ નિર્ભ્રાન્તિ, એ તે ગ્લુકની કવિતાનું સ્વ-રૂપ છે. સાહિત્યમાં આશાવાદ-નિરાશાવાદ, જીવનમાં આસ્થા-અનાસ્થા, શ્રદ્ધા-સંશય વગેરે સાવ સપાટીનાં, નાસમજ, સ્યુડોડિસ્કોર્સ કહેતાં વૃથા-વિમર્શનાં જોડકાંઓનાં છટકાંઓમાં ફસાયા વિના આ કવિ આશ્વાસનો અને સમાધાનોથી સાવ અલગ એવો કાવ્યસ્વર પોતાની કવિતામાં સર્જી શક્યાં છે. એનું અનુસંધાન પરોક્ષ પણ જો હોય તો એ આલ્બેર કામ્યુ, ઝ્યાં પૉલ સાર્ત્ર અને સેમ્યુએલ બૅકેટ જેવા નિર્ભ્રાન્તિને નજર નમાવ્યા વિના જોઈ શકતા સર્જકો સાથે છે. આપણે ભારતના શાંત-રસ-પર્યવસાયી મહાકાવ્યને અને 'એકો રસઃ કરુણમેવ' કહેતા કવિને આ સંદર્ભે નવેસરથી યાદ કરી શકીએ.

કવિનું એક કાવ્ય છે 'બર્નિંગ લીવ્ઝ'. પાનખર ઋતુ અમેરિકાના પૂર્વ કાંઠે પૂરી થાય ત્યારે વિશાળ ખેતર-વાડીઓના માલિકો પોતપોતાની જમીનમાં પડેલાં સૂકાં ઘાસ, પાન, ડાળી-ડાળખાં, ઝાડ-ઝાંખરાં ભેગાં કરી, મોટા ઢગલા બનાવી, એમને બાળે (જેથી આવતી ફસલ માટે જગ્યા થાય), એ દર વરસે થતા સાફસૂફીના પ્રસંગની આ વાત છે. 'માળી જેમ ખરેલાં પાંદડાં ક્યારામાં વાળી લે, એમ, ભગવાન, તું મને દેશના કામમાં ખપમાં લેજે,' એવી કોઈ રચના (જે પણ કાવ્ય બની શકે) એની આ વાત નથી. ગ્લુક કહે છે, પાંદડાંઓને તો ખેંચી ઢસડી એમના ઢગલા બનાવવા પડે, પછી બાળવાં પડે. મોટી મોટી આગ લાગે વિશાળ ખેતર-વાડીઓમાં. પછી રાખના મોટા ઢગલા થાય. હવામાં રાખ ઊડેય ખરી. આ બધું કરવું પડે, જગ્યા ખુલ્લી કરવા માટે. પણ ભેગું ભેગું જો વાડીમાં આવેલું ઘર પણ બળી ઊઠે, એ આંચ પકડે નહીં એની કાળજી ન લીધી, તો ખુલ્લી જગ્યા એટલી મોટી થઈ જાય, કે... કવિ લખે છેઃ 'સો ઇટ્સ ફિનિશ્ડ ફોર અનધર ય'ર / ડૅથ મેકિન્ગ રૂમ ફોર લાઈફ, / સો મચ એઝ પોસિબલ




/ બટ બર્નિંગ ધ હાઉસ વુડ બી ટૂ મચ રૂમ.' 'ચાલો, આ એક વરસનું કામ પત્યું / મરણ માર્ગ કરી આપે છે જીવન માટે, / જેટલો થાય એટલો / પણ ઘરને યે સળગાવવું, એ તો વધારે પડતી ખુલ્લી જગ્યા કરી આપવા જેવું થાય, હોં.'

'આઇ એમ કંસર્ન્ડ વિથ ડેઇલી લાઈફ, વિથ પીપલ આઇ લવ,'- એમ જ્યારે કવિવર ગ્લુક કહે છે ત્યારે એ માત્ર એક લાગણીપ્રધાન વિધાન નથી રહેતું. અંગત લાગણી તો છે જ. પણ એ લાગણીને ભારોભાર છે એક ખેવના, એક ચિંતા, એક 'પોલિટિકલ સ્ટેટમેન્ટ'. કવિને આ પળે ચિંતા છે, એમના શબ્દોમાં 'કંસર્ન' છેઃ આજના જાગતિક જાહેર સંદર્ભે કવિની અને આપણી સહુની જે 'ડેઇલી લાઈફ વિથ પીપલ આઇ લવ' છે, એ જોખમમાં તો નથી મુકાઈ? મોટમોટા પુરસ્કારો આપીને, જાગતિક સ્તરે જાહેર સન્માનો કરીને, કવિની આ અંગત ખેવના એ ભૂલી જાય (સવારના કોફીના કપ સાથે), એવો ત્રાગડો તો નથી રચાતો? - વિચારીએ, ચૂક્યા વિના!

આપણા સમયમાં આથી વધારે શી આશા રખાય? મનના અને સંસ્કૃતિના એક ભાગમાં તો પેલો ગાંધી હત્યા પામ્યા વિનાનો રહે, એ આગ્રહ, આપણો અને એક જોતાં આ કવિનો હોય.

*

માફ કરજો, મિત્રો, મારો આ ટેલિગ્રામ તો ગાંધી પોતે કરતા એવો લાંબો થઈ ગયો! તો ત્રીજો મુદ્દો ટૂંકમાં.

એમનાં અનેક કાવ્યો આ આબોહવા લઈને આવે છે. 'ધ હાઉસ ઓન માર્શલૅન્ડ' (1975)-એ સંગ્રહમાં 'ધ મૉગી' વિશેનું કાવ્ય, 'ડિસેન્ડિન્ગ ફિગર' (1980)માં 'પીએટા' નામનું કાવ્ય, 'વિટા નોવા' (1999)-માંની અનેક રચનાઓ, એમની વિશાળ કાવ્યસૃષ્ટિના આ ઇલાકામાં વાચકને લઈ જાય છે. 'ઈવનિન્ગ પ્રેયર્સ' નામની રચનાની આ પંક્તિઓમાં જે વક્રોક્તિ,જે એક ધારદાર બરછી જેવી ઘુમરાય છે, એ જુઓઃ ખ્રિસ્તી ધર્મની એક પાયાની વિભાવના, 'ઓરિજિનલ સિન'.

માણસમાત્ર જન્મથી જ પાપી છે અને રોજ રાત્રે સૂતાં પહેલાં અને દર અઠવાડિયે પાદરી પાસે એ પાપની કબૂલાત કરવી અને 'ઈવનિન્ગ પ્રેયર' રોજ સાંજે કરી, એ પાપમાંથી મુક્તિ મેળવવી, એ થઈ માણસમાત્રની રોજિંદી ફરજ, એમ ધર્મ ફરમાવે. એના સંદર્ભે, રચનાના આરંભે જ આ તોફાની કવિ કહે છેઃ 'હું તો માનું છું કે મારું પાપ / તદ્દન સર્વસામાન્ય પાપ છે.' જે પાપમાંથી છૂટવા માટે બહુ કરગરવું પડે, દર અઠવાડિયે, રોજ સાંજે, એવો મામલો આ મનુષ્ય-જીવન નથી, એવું આ કવિ સૂચવે છે! કાવ્યાંતે એ ફરી કહે છેઃ 'હું તો માનું છું કે મારું પાપ / તદ્દન સર્વસામાન્ય પાપ છે.' અને ઉમેરે છે, 'મેં ચાહી કરીને કરેલું પાપ.' એટલે જ તો, કવિ એક અનોખા કલ્પન વડે ઉમેરે છેઃ 'હું તો અનુભવું છું આ પાંદડાં સળવળતાં, / ક્યારેક કશુંક બોલતાં, ક્યારેક ચુપચાપ.' સળવળતાં પાંદડાં (ગાર્ડન ઓફ ઈડનનાં?) કવિને શું કહે છે? ગ્લુક લખે છે, પાંદડાં સળવળીને કહે છેઃ 'ધ હાઈએસ્ટ ફોર્મ ઓફ પિટી કુડ બી આઇરની.' કરુણાની એક ભાષા વ્યંગ્યોક્તિ પણ હોઈ શકે!

'Prayer'-થી 'Irony' સુધીની યે એક જાતરા હોઈ શકે!

પેલા પત્રકારને આ કવિએ ત્રીજી એક વાત કરી હતીઃ 'એન્ડ ધેન ઓફકોર્સ ધેર આર રેસિપિઅન્ટ્સ આઇ ડોન્ટ એડમાયર, બટ ધેન આઇ થિન્ક ઓફ વન્સ આઈ ડૂ.' પ્રિય અને સુજ્ઞ વાચક, સાંભળ્યો આ સંશયનો સૂર! એય જે દિવસે કે કલાકે એમને નોબેલ પ્રાઈઝ મળ્યું એ સમયે એ કવિવરે પ્રગટ કરેલો?

એટલે, આનંદ અલબત્ત અનુભવીએ, નોબેલ પ્રાઈઝ કોઈ સુકવિને, ઉત્તમ લેખકને મળે ત્યારે. પણ અભિભૂત થવાનું ટાળીએ. ડાયનામાઈટની શોધ કરી, એના વેચાણમાંથી કરોડો કમાયેલા સ્વીડિશ રસાયણવિજ્ઞાની ઓલ્ફ્રેડ નોબેલે, એ શોધનો ઉપયોગ કેવા ભયંકર નરસંહારો અને વિનાશોમાં થઈ શકે, બલ્કે થવા જ લાગ્યો હતો એમના જીવનકાળ દરમ્યાન (1833 - 1896), એ દીઠું. પસ્તાવા રૂપે એ વિચારશીલ સજ્જને 'નોબેલ પ્રાઈઝ' માટે માતબર રકમ ફાળવી. ઘણાયે (ન કે બધા જ) સર્વથા પ્રશંસનીય લેખકો, વિજ્ઞાનીઓ, અર્થશાસ્ત્રીઓ, રાજકીય નેતાઓ, સંસ્થાઓને અલબત્ત એ દ્વારા પુરસ્કારાયા. પણ ભૂલીએ નહીં કે વિશ્વશાંતિ માટેનો નોબેલ પુરસ્કાર, એકાધિક વાર નોમિનેશન થયા છતાં, મહાત્મા ગાંધીને અપાયો નહોતો!

લૂઈસ ગ્લુકની કવિ લેખે અને વ્યક્તિ લેખે વિશેષતા એ છે કે અભિભૂત થયા વિના આનંદ માણવાનો દાખલો એમણે નોબેલ પ્રાઈઝ મળવાના દિવસે, કલાકે સહુ માટે બેસાડ્યો.

આપણો હૃદયપૂર્વકનો આનંદ અને કવિને ઉમળકાભેર પણ અનભિભૂત અભિનંદન.

સમા, વડોદરા. ઓક્ટોબર 12, 2020.



'વિચાર' સંગ્રહાલયના આંગણે સૌંદર્યવર્ષા

# ધાતુપાત્રનો વિસ્મયલોક: 'વિચાર' સંગ્રહાલય

☐ નિસર્ગ આહીર

**સૌં**દર્યની તરસ, હૈયાની ઉકલત અને હાથોનાં હુન્નર સદીઓની યાત્રા કરી એકસાથે જ ઉપસ્થિત થાય તો એ પરમ આશ્ચર્યનો જ અવસર હોઈ શકે. માણસની સિસૃક્ષાના કોઈ પણ ક્ષેત્રના પડાવ રસિકજન માટે નિતાંત આનંદલોક જ હોય. જગતનાં સંગ્રહાલયો જોઈએ એટલે અદૃશ્ય સર્જનહાર જેટલો અહોભાવ જાગે મૃત્યુલોકના સર્જક માનવ માટે. સીમિત વસ્તુપદાર્થને અસીમ રૂપ આપતા માણસની સર્જનયાત્રાને સામૂહિક રીતે જોઈએ તો સાનંદ વંદન કરવાનું જ મન થાય.

માણસ હોવાની યાત્રા તો અસ્તિત્વને



**કલાત્મક પ્રવેશદ્વાર**

સંરક્ષિત, વર્ધિત અને સગવડથી સભર કરવાના સાવ પાયાના ક્રમથી થઈ. સમયાંતરે એણે ઉપયોગ અને આશયનો વિસ્તાર કર્યો. જરૂરિયાતે એને અવનવી ખોજ માટે કટિબદ્ધ કર્યો. પરંતુ, ઉપયોગિતાની સમાંતરે જ એણે પોતાની સુંદરતાની ભાવનાને સર્જનશક્તિના રૂપે આકારિત કરવા માંડી. પછી જે પરિણામો આવ્યાં તે વિસ્મયનો વૈભવ છે. સાવ ક્ષુલ્લક કે ઝટ નજર ન ચડે એવી બાબતમાં પણ એણે પ્રાણ પૂરીને જે રૂપલીલા રચી એ તો કાબિલેદાદ છે.

માણસની જરૂરિયાતનું એક અભિન્ન અંગ એટલે પાત્ર, વાસણ. રોજેરોજ ઉપયોગમાં લેવાતાં વાસણો વિશે ભાગ્યે જ આપણું ધ્યાન જાય. એમાં તે વળી શું સૌંદર્ય અને શું નાવીન્ય? પરંતુ, અમદાવાદના પ્રસિદ્ધ વિશાલા થીમ રેસ્ટોરન્ટ સંલગ્ન 'વિચાર' ધાતુપાત્ર સંગ્રહાલયમાં પ્રવેશ કરીએ એટલે આપણે સાવ જુદા જ રસવિશ્વમાં પહોંચી જઈએ છીએ. આપણે શિલ્પ, ચિત્ર, ભરતગૂંથણ જેવી કલાકૃતિઓનાં સંગ્રહાલયથી પરિચિત હોઈએ, પરંતુ વાસણનું સંગ્રહાલય?! જોનાર માટે તો એકદમ અજાયબ સૃષ્ટિ ખૂલી જાય છે. જો નજરે ન નિહાળીએ તો ખ્યાલ પણ ન આવે કે વાસણોમાં આટલું વૈવિધ્ય હોઈ શકે! કદ, આકાર, ઘાટ, રૂપ, ઉપયોગિતા, અલંકરણ, સુશોભન, કલા અને વૈજ્ઞાનિક તથ્યનાં એટલાં બધાં અંગો એકસાથે જ જોવા મળે કે આપણને ભારતીયોની કલાપારખુ શક્તિ માટે માન ઊપજે. લોકોએ સૌંદર્યના નિર્માણ માટે જે કલા અને કૌશલની સિદ્ધિ હાંસલ કરી છે એનું

એક અત્યંત સમૃદ્ધ અને ભવ્ય અંગ જોવું હોય તો 'વિચાર' સંગ્રહાલયની મુલાકાત લેવી જ રહી.

પાત્ર એટલે વસ્તુપદાર્થનો આધાર. 'પાત્ર' શબ્દ અનેકાર્થી છે. કોઈ પણ વ્યક્તિવિશેષનો આધાર બને તે નાટકાદિનું પાત્ર કહેવાય. નદીના બે પટ વચ્ચેના પાણીના પ્રવાહનો આધાર બને તે તળ એટલે પણ પાત્ર. એ જ રીતે વસ્તુ-પદાર્થને ધારણ કરનારું વાસણ એટલે પાત્ર. 'અમરકોશ'માં 'પાત્ર'ના સમાનાર્થી તરીકે ભાજન, ભાણ્ડ, આવપન, અમત્ર એવા શબ્દો આપવામાં આવ્યા છે. પાત્રને ગુજરાતીમાં 'ઠામ', 'વાસણ', 'ભાણાં' અને કંઈક તુચ્છકારમાં 'ઠામડાં', 'ઠીકરાં', 'ઠીબડાં' પણ કહે છે.

પાત્રનો સીધો સંબંધ આહાર સાથે છે. માણસની સુખાનુભૂતિ માટે અન્ય પદાર્થોની સરખામણીએ ભોજન અને પેય મુખ્ય છે. કેમ કે માણસ માત્ર ઉદરતૃપ્તિ અર્થે તૃષા અને ક્ષુધા જ સંતોષતો નથી, પણ પૃથ્વી પર પ્રાપ્ત જે વિવિધ અન્ન, ધાન્ય, પ્રવાહી, ફળ, મરીમસાલા ઉપલબ્ધ છે તેનાં અનેક સંયોજનો કરીને ખાદ્યપદાર્થને સ્વાદિષ્ટ બનાવવા પ્રયાસ કરે છે. ખાદ્યપદાર્થ પર અનેક સંસ્કારો અજમાવી, અનેક મિશ્રણોથી યુક્ત કરીને જિહ્વા અનેક

**અનેક સ્વરૂપમાં આકારિત ધાતુકલાની અજાયબીઓ**





**દીવડાઓનું અપાર વૈવિધ્ય**

રસોથી તરબતર થઈ જાય તેવી રસોઈરીતિ વર્ષોની શોધ પછી માણસે સિદ્ધ કરી છે. ષડ્‌રસની પ્રક્રિયારૂપ રસોઈ એક કલા છે, જેને પાકશાસ્ત્ર કહે છે.

આહારનું કેવું તો વૈવિધ્ય છે! આરંભે માણસ માંસાહારી વિશેષ હતો. પછી તો અનાજ, કઠોળ, ફળ, શાકભાજી, કંદ, દૂધ, તેલ, ઘી એમ વિસ્તાર થતો ગયો. અથાણાં, ચટણી, પાપડ એવું બધું જ વધતું ગયું. અન્ન તૈયાર કરવા માટે ખાંડવું, છોલવું, ફોલવું, કાપવું, છૂંદવું, છીણવું, દળવું, ભેળવવું એવું બધું આવ્યું. એમ રાંધવા માટેના સંસ્કાર તરીકે બાફવું, શેકવું, તળવું, વઘારવું વગેરે ઉમેરાતાં ગયાં. આ બધાંનું માધ્યમ બન્યાં પાત્રો. ઉપયોગિતા, આવશ્યકતા, રચનાકૌશલ્ય અનુસાર એમાં સતત ફેરફારો થતા રહ્યા એટલે અપાર વૈવિધ્ય આવ્યું. 'વિચાર'નો પાત્રવૈભવ જોઈને જ આહારગત અને કલાકૌશલ્યગત ભાવયાત્રા શરૂ થઈ જાય. પાત્રની ઉત્પત્તિ અને વિકાસ વિશે કેટકેટલા ખયાલ આવવા માંડે!

પાત્રની શોધ એ માનવીય સભ્યતા અને સંસ્કૃતિનું એક અગત્યનું અંગ છે. માણસનું પ્રથમ પાત્ર તો એનો હાથ, હથેળી કે ખોબો છે. હાથને પાત્ર તરીકે પ્રયોજતો માણસ સમયાંતરે વૃક્ષનાં પાંદડાં, સુકાયેલી છાલ, મરેલાં ઢોરનાં ખોપરી જેવાં હાડકાં, નાળિયેરનાં કાચલાં, તુંબડાંનાં ફળને પાત્ર તરીકે પ્રયોજતો થયો હશે. આવાં સહજ-સુલભ પાત્ર પછીથી, માણસે પોતાની રચના તરીકેનું પ્રથમ પાત્ર તો માટીનું જ બનાવ્યું હશે. ભીની માટીમાં ઢોર ઇત્યાદિનાં પડેલાં પગલાંમાં ભરાતું પાણી અને એના સુકાયા પછી ખોબા જેમ ભરી શકાય એવા એના આકાર વિશે સમજ પડી હશે, સૂકવીને ઉપયોગમાં લઈ શકાય એવા ગુણધર્મ વિશે પ્રકાશ થયો હશે. આકાર આપીને માટીનું પાત્ર બનાવતાં એને સદીઓ લાગી હશે. અગ્નિના

સ્પર્શે એ વધારે મજબૂત બને છે એ જ્ઞાન પણ એને સહજ જ લાધ્યું હશે. પછીથી ચાકડાની શોધ થઈ અને પાત્રનિર્માણમાં એક મોટી ક્રાંતિ આવી. જગતની તમામ પ્રાચીન સંસ્કૃતિઓના અવશેષોમાં માટીનાં પકવેલાં પાત્રો મળ્યાં છે. એટલે કે, ઓછામાં ઓછાં પાંચ હજાર વર્ષ પૂર્વે માણસે ચાકડા પર માટીનાં પાત્રો બનાવીને એને પકવવાનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હતું.

પાત્રમાં આવશ્યકતા તેમ જ ઉપયોગિતા મુખ્ય કારણ હોય છે. ત્યાર પછી એમાં વિશેષતાઓનું ઉમેરણ સમયાંતરે થતું હોય છે. ધાતુ ઇત્યાદિ માધ્યમ, કદ, આકાર, સુશોભન, વિશેષ સવલતો વગેરે પાત્રના નિર્માણમાં ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે. પાત્રના મુખ્ય ઉપયોગ તો આટલા છેઃ વસ્તુપદાર્થને ભરવા માટે, સંગ્રહ કરવા માટે, અન્ન પકાવવા માટે, પકાવેલું અન્ન ખાવા માટે, પીવા માટે, એક જગ્યાએથી બીજી જગ્યાએ વહન કરવા માટે. પાણી ઇત્યાદિ પ્રવાહી અને અન્ન ઇત્યાદિ ઘન પદાર્થો ભરવા માટે પાત્ર અનિવાર્ય છે. પ્રવાહી પદાર્થો અને અન્ન ખરાબ ન થાય, સમય અને ઋતુ પ્રભાવિત ન કરે એ ધ્યાનમાં લેવું પડે છે. પાત્રમાં ગરમ પદાર્થ ગરમ અને ઠંડો પદાર્થ ઠંડો

**હુક્કા અને ચલમનો દબદબો**



રહે તેની કાળજી લેવી પડે છે. એટલે, દરેક ધાતુના જે ચોક્કસ ગુણધર્મો હોય છે એનો પાત્રની બનાવટમાં ખ્યાલ રાખવામાં આવ્યો.

માટીનાં પાત્રો સૌથી વિશેષ સસ્તાં, સુલભ હોવાથી અને શરીર માટે હીતકર હોવાથી એને પવિત્ર માનવામાં આવ્યાં છે. ધાતુ, કાષ્ઠ, કાચ, ચીનાઈ માટી, પ્લાસ્ટિક એવા માધ્યમગત આવેલા અનેક બદલાવની વચ્ચે પણ માટીનાં પાત્રો હજુ સુધી ટકી રહ્યાં છે. માટીનાં પાત્રો માણસનો ભૂમિ સાથેનો સકારાત્મક સંબંધ જોડી રાખે છે.

દરેક ધાતુના પોતાના ગુણધર્મો છે. ધાતુપાત્રોમાં રાંધવા કે સંગ્રહવામાં આવતા વસ્તુપદાર્થને તે પોતાના ગુણધર્મોથી પ્રભાવિત કરે છે. સોનું, ચાંદી, તાંબું, કાંસું, પીત્તળ ઇત્યાદિ ધાતુના પોતપોતાના ગુણો છે. આયુર્વેદમાં દરેક ધાતુઓના લાભાલાભ વિશે વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે.

આપણે જો સૂક્ષ્મ રીતે વિચાર કરીએ તો પાત્રગત અનેક લાક્ષણિકતાઓ નજર સમક્ષ આવે છે. જેમ કે, વસ્તુ તરત જ ઢોળાઈ ન જાય તે માટે વપરાતાં વાસણનું ગળું સાંકડું હોય છે. જે પાત્રમાંથી વસ્તુ ખાલી કરવાની હોય તેનું મુખ પહોળું રાખવામાં આવે છે. ઊંચકવામાં સરળ પડે તે માટે મુખ ફરતે ગળું રાખવામાં આવે છે. લાંબો સમય ભૂમિતલ પડ રાખવા માટે કે તરત ઢોળાઈ ન જાય તેવા પ્રયોજન માટેનાં પાત્રનો નીચેનો સપાટીને અડકતો ભાગ સપાટ અને પહોળો રાખવામાં આવે છે. મોટાં પણ ખસેડવાં પડતાં હોય તેવાં પાત્રોનો નીચેનો ભાગ થોડોક ગોળાકાર રાખવામાં આવે, જેથી એને ગબડાવીને આસાનીથી હેરફેર કરી શકાય. વસ્તુને લાંબો સમય ગરમ રાખવા માટેનું મોઢું સાંકડું રાખવામાં આવે છે. આવી તો આકાર અને કદગત અનેક બાબતોનો ખ્યાલ રાખવામાં આવ્યો હોય છે.

ઉપયોગિતા, વિજ્ઞાન, તકનિકી જ્ઞાનની સાથે સાથે સૌંદર્યનિર્માણની સૂઝ ભળી. આપણે ધારીએ છીએ એનાં કરતાં તો અનેક વિશેષતાઓના પરિણામરૂપ પાત્રમાં સદીઓથી પૂર્વજોએ પ્રયોગો કરીને ઉત્તમતા સિદ્ધ કરી છે. પાત્રનાં માધ્યમ, ઘાટ કે આકાર અને ઉપરનું સૌંદર્ય કે સુશોભન સમગ્ર રીતે તો માણસની સાંસ્કૃતિક ઉપલબ્ધિ છે. એમાં સમય સમયના, પ્રદેશે પ્રદેશનાં પરિબળો અનુસારની અપાર વિવિધતા છે.

પાત્ર પછીથી પકવવા, ભરવા, વહન કરવાના કે સંગ્રહવાના ઉદ્દેશથી ખૂબ આગળ વધ્યું. એના ઉપયોગમાં વિવિધતા આવી. જેમ કે, ચમચો, તાવીથો, ચારણી, ઝારો... કેટકેટલા ઉપયોગો! કેવાં કેવાં રૂપો! આપણે આવી વિવિધતા વિશે વિચાર કરીએ તો પૂર્વજોની કલાપ્રીતિ, સૂઝ અને જીવનવૈવિધ્યની વિસ્મયકારક પ્રતીતિ

થાય! પછી તો એ પૂજાની આચમની બને, અત્તરદાન બને, ફૂલદાની બને, હુક્કો બને, દીવડો અને દીપમાળાઓ પણ બને! માણસની કલ્પનાશક્તિ, કૌશલ્ય અને રસિકતાએ પાત્રોમાં જે અદ્‌ભુત વિવિધતાનો આવિષ્કાર કર્યો છે એ જોવા તો 'વિચાર' ધાતુપાત્ર સંગ્રહાલયની એકએક ચીજ ધારીધારીને જોવી પડે! દરેક પાત્ર, ધાતુકલાનો દરેક નમૂનો એક સુંદર ભાવકથા કહે છે. આવશ્યકતા રહે આપણી સંવેદનાનો એની સાથે સેતુ રચવાની.

પાત્ર માનવીય સંસ્કૃતિનું એક મૂળભૂત અને અનિવાર્ય પરિમાણ છે. માનવીય ગતિવિધિના દસ્તાવેજ તરીકે પણ એનું મૂલ્ય છે જ. જે તે દેશકાળના લોકોની ભૌગોલિક, સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક એવી અનેક અવસ્થાઓની માહિતી આપણને વાસણો પાસેથી મળી રહે છે.

પાત્રો માનવીય સંવેદનાનું એક અંગ છે. જે પાત્રમાં આપણા પૂર્વજો જમ્યા હોય તેનો આપણે ઉપયોગ કરીએ ત્યારે એક સૂક્ષ્મ પ્રકારનો આત્મીય અનુબંધ રચાતો હોય છે. વાસણોમાં નામ લખાવવાની પ્રથા છે. એ નામ વાંચીએ ત્યારે જે તે વ્યક્તિનું પ્રત્યક્ષ અનુસંધાન થાય છે. જુનવાણી લોકો જૂનાં વાસણો વેચી નાખતા નથી એનું કારણ પણ આ છે. લાગણીનો સેતુ એ દ્વારા મજબૂત બનતો હોય છે.



**જલપાત્રની નયનરમ્ય સૃષ્ટિ**



**કદ અને માપની સુસંવાદી શ્રેણીઓ**



**નીચેથી, વચ્ચેથી અને ઊંચેથી પ્રકાશ વેરતા દીવડાઓ**

'વિચાર' ધાતુપાત્ર સંગ્રહાલયમાં પાત્રગત આવી સંવેદનાઓનો સદીઓનો દૃશ્યપરક ઇતિહાસ સચવાયો છે. પાત્ર ઉપરાંતની ધાતુની ઉપયોગિતા વિસ્તરતી ગઈ તેનું પણ દસ્તાવેજીકરણ કરવામાં આવ્યું છે. સંગ્રહાલયમાં આશરે 4000 જેટલાં પાત્રો, ધાતુની ચીજવસ્તુઓ છે. જેમાં મોટા કદનાં પાત્રો, ધાતુની કોઠીઓ, દાબડાઓ, પેટીઓ, લોટાઓ, હુક્કાઓ, સૂડીઓ, પ્રવાસમાં સાથે રાખવાનાં પાત્રો, તાળાંઓ, પૂજાની વિવિધ સામગ્રી, જલઝારીઓ, જલધારીઓ, માણ, લેખનસામગ્રી, દીવડા અને દીપમાળાઓ, કમંડળો, ઉલેચણાં, ઢીંચણિયાઓ, ગંગાજમની, અન્ન પકવવા માટેનાં વિશાળ વાસણો, મંદિરમાં વપરાતી વિવિધ ચીજવસ્તુઓ, ધૂપદાન, કંકાવટી, પાનદાન વગેરેનું અપાર વૈવિધ્ય છે.

વિચાર સંગ્રહાલયનો જન્મ પણ ખૂબ આકસ્મિક રીતે થયો, એક પીડામાંથી થયો. 'વિચાર'નો વિચાર કરનારા છે. સુરેન્દ્ર પટેલ. તેઓ પોતાની પ્રેરણાની ભૂમિકા રજૂ કરતાં કહે છેઃ ''વાસણો ખરીદવા શિહોર ગયેલો, તો ત્યાં જૂનાં વાસણોનો ઢગલો જોયો. એક માણસ હથોડાથી ટીપીને જૂનાં વાસણો ભઠ્ઠીમાં નાખીને ઓગાળે. મેં જોયું કે એમાં તો કેટલા અદ્‌ભુત ઘાટ છે! હવે આવા ઘાટ જોવા નહીં મળે. મેં પૂછ્યું કે આ

**'વિચાર'ના સ્રષ્ટા અને નિર્માતા સુરેન્દ્ર પટેલ**



શું? તો એ તો કહે કે અમે જૂના વાસણો ઓગાળીને તેમાંથી વાસણો બનાવીએ છીએ. મને અચાનક સૂઝ્યું એટલે કિલોના ભાવથી મને સારાં લાગ્યાં તેવાં વાસણો થેલામાં ભરીને લીધાં અને કારની ઉપર બાંધીને અમદાવાદ લાવ્યો. પછી શોખ વધતો ગયો ને સૂઝ પ્રમાણે વાસણો ખરીદવાનું, ભેગાં કરવાનું શરૂ કર્યું. પૈસા ખૂટી ગયા તો પત્નીનાં ઘરેણાં વેચીને કામ આગળ ધપાવ્યું. એમાં હું શ્રેયસ મ્યુઝિયમમાં કામ કરતો હતો એટલે જ્યોતીન્દ્ર જૈન સાથે પરિચય હતો, અને એલ.ડી. ઇન્ડોલોજી પર એમને મળ્યો ને કહ્યું કે મારી પાસે વાસણો છે, એમને જરા ગોઠવી આપો. એમણે સહાય કરી ને એમ 'વિચાર'નું સંગ્રહાલય તૈયાર થયું...'' એટલે, ભારતીય ભવ્ય પરંપરિત વાસણોનો નાશ થતો જોઈ એનાથી ત્રસ્ત સુરેન્દ્ર પટેલે ગાંઠના પૈસા ખર્ચીને આ અનુપમ સંગ્રહાલય ઊભું કર્યું છે, જે આજે તો અમદાવાદ અને સમગ્ર ભારતની શાન છે, વારસાવૈભવ છે.

સુરેન્દ્ર પટેલની સાંસ્કૃતિક નિસબત એમને અત્યંત ભવ્ય અને અનોખા સંગ્રહ તરફ દોરી ગઈ. એમણે સમગ્ર ભારતમાંથી વિશિષ્ટ અને આગવાં વાસણો સંગ્રહવાનું શરૂ કર્યું. જાતે પ્રવાસ કરી, ખાંખાંખોળાં કરી, કંસારાઓને મળી, ભંગારવાળાઓને સાધી, જૂની વસ્તુઓના વિક્રેતાઓની સાથે રહી



**ઘાટ-ઘડામણમાં અનેકસ્તરીય વૈવિધ્ય**



**દાબડાઓનું વૈપુલ્ય અને વૈશિષ્ટ્ય**



**ધાતુના અનેકવિધ ઉપયોગોનું દસ્તાવેજીકરણ**



**ઢીંચણિયા જેવા અનેક નમૂનાઓમાં સાંસ્કૃતિક વારસો ધબકે છે**

ભારતીય વૈવિધ્યના એક પાયાના પદાર્થ એવાં વાસણોની બહુ પરિમાણીય સૃષ્ટિ પોતાને ત્યાં રચી દીધી. સાવ નાની કૂંપીથી માંડીને વિશાળકાય તવા સુધીનાં કદ અને આકારની વિવિધતા છે આ સંગ્રહમાં. ધાતુઓ પણ અનેક - તાંબું, કાંસું, પીત્તળ, લોખંડ, જર્મન સિલ્વર, ચાંદી અને બીજી કેટલીય. એ જ રીતે માટી અને કાષ્ઠકલાના નમૂનાઓ પણ છે. ભારતીય જીવનપ્રણાલીની અન્ય સંસ્કૃતિ સાથે તુલના થઈ શકે એ માટે કેટલીક વિદેશી ધાતુકલાના નમૂનાઓ પણ સંગ્રહવામાં આવ્યા છે.

'વિચાર' ધાતુપાત્ર સંગ્રહાલય એટલે સદીઓમાં પથરાયેલી ભારતીય સંસ્કૃતિને એક જગ્યાએ એકત્રિત કરી એની ઉત્તમતાને પોંખવાનો કાયમી અવસર. સત્યમ્, શિવમ્ અને સુન્દરમ્‌ને વરેલી ભારતીયતાનાં ત્રણેય અંગોની ત્રિવેણી અહીં અનુભવાય છે. આપણા પૂર્વજોએ જીવનને ખાણીપીણી માટે જે રીતે સાત્ત્વિકતાના સ્તરે આરાધ્યું હતું અને ઉત્કૃષ્ટ કર્યું હતું એનો આ એક અભૂતપૂર્વ દશ્યપરક વારસો છે. પૂર્વજોના આચારવિચારને પૂજવા માટે, એમણે પ્રાપ્ત કરેલ બુદ્ધિપૂર્વકની સિદ્ધિઓને જાળવી રાખવા માટે, એમણે હાંસલ કરેલ કલાકૌશલ્યના વૈભવને સંગ્રહી રાખવા માટેનો અહીં એક યજ્ઞ આરંભાયો છે. આધુનિકતાના વાવંટોળમાં આપણી વિરાસત વહી ન જાય અને સદીઓનું સૌંદર્ય નષ્ટ ન પામે એને સુરેન્દ્ર પટેલ પોતાની જવાબદારી સમજે છે. એટલે, એક ટ્રસ્ટ બનાવીને, ગાંઠની મોટી રકમ ખર્ચીને, માત્ર સાંસ્કૃતિક જતનની નિસબતથી

પોતાના 'વિચાર'ને રૂપ આપી શકેલા એકલવીર સુરેન્દ્ર પટેલનું આ સૌંદર્યધામ કોઈ પણ તીર્થથી કમ નથી. વસ્તુતઃ 'વિચાર' એટલે સંસ્કૃતિના ભાલ પર કરાયેલું સૌંદર્યમંડિત તિલક!

સુરેન્દ્ર પટેલની ઉત્તમ ઇન્ટિરિયર ડિઝાઈનર અને આર્કિટેક્ટ તરીકેની સૂઝ સમગ્ર સંગ્રહાલયના આયોજનમાં અનુભવી શકાય છે. જતાં જ ડાબી બાજુએ અનેક પ્રકારનાં માટીનાં વાસણોની અત્યંત મોહક સજાવટ આવે. અલંકૃત એ વિવિધ ઘાટનાં માટીપાત્રો આપણને છેક સિંધુખીણની સંસ્કૃતિના કાળ સુધી દોરી જાય છે. પછીથી પથ્થરથી રચેલો કલાત્મક ચોક આવે. જેમાં ધાતુ અને માટીનાં વિશાળકાય પાત્રોથી સુંદર સંયોજન રચવામાં આવ્યું છે. આપણી આંખો સુંદરતાના સરોવરમાં નહાવા પડી હોય એવો અનુભવ થાય. સંગ્રહાલયનું પ્રવેશદ્વાર અત્યંત કલાત્મક છે. સમગ્ર ભારતીય આવાસના પ્રતીકરૂપ સુંદરતા એમાં છલકી રહે છે. પ્રવેશદ્વારની જમણી તરફ ખૂબ જ મોટા આકારનાં તાળાંઓ છે. આ એક અત્યંત રમ્ય કવિતા રચે છેઃ દ્વાર છે સૌંદર્યચેતનામાં પ્રવેશનું અને તાળાંઓ પોતાની બંધપણાની ફરજ છોડી, આંગતુકને રોકવાનો ગુણધર્મ છોડીને આવકાર માટે સજ્જ થાય છે. આપણને એમ થાય કે 300-400 કિલોનાં વિશાળકાય તાળાંઓ માટેનાં બારણાં કેટલાં વિરાટ હશે...!

સંગ્રહાલયમાં પ્રવેશ કરીએ તો જોઈ શકાય કે ચતુષ્કોણ પરિસરમાં કલાત્મક

**વિશાળકાય ધાતુપાત્રો**



ગોઠવણી કરવામાં આવી છે. પરંપરાગત રીતે ઘરમાં જે રીતે સુશોભન થાય છે એનાથી પ્રેરિત થઈને ધાતુપાત્રના આકાર પ્રમાણે માટીના સ્તર રચવામાં આવ્યા છે. આખો પરિસર એક અનુપમ આર્ટ ગેલેરેની ગરજ સારે છે. આવલિઓમાં અને સંયોજનમાં વિવિધતા છે. પાછલી દીવાલ પર કલાકૃતિ ગોઠવી હોય એટલી નજાકતથી સુંદર ધાતુકૃતિઓ સજાવવામાં આવી છે. એકઢાળિયાવાળો આ પરિસર ભારતીય ગ્રામચેતનાનું પર્વ હોય કે કાયમ ભરાયેલો મેળો હોય એવું લાગે. ક્યાંય કોઈપણ પ્રકારની એકવિધતા નહીં કે નિરસ ગોઠવણી નહીં. જે તે રીતરિવાજ કે પરિવેશની કલાત્મક તસવીરો, માહિતીપ્રદ લખાણ, કાવ્યકૃતિઓ દ્વારા એક અજબ પ્રકારનું વિગતસભર સાંસ્કૃતિક અનુસંધાન રચાય છે. ઉત્તમ પ્રકારનું લાઈટનિંગ, હાંડી ઇત્યાદિનો સમુચિત ઉપયોગ આપણને કલાકૌશલના એક જુદા ટાપુ પર આવ્યાનો અનુભવ કરાવે છે.

સંગ્રહાલયના એક ખૂણે પારંપરિક ઘરની અનુકૃતિ મૂકવામાં આવી છે, જેનાથી દર્શક ભારતીય સરેરાશ ગ્રામજીવનની સાદગી અને સૌંદર્યથી મુખોમુખ થાય છે. એક બાજુથી ખુલ્લું સંગ્રહાલય કોઈ વિશાળ પારંપરિક ઘરની સમગ્રતાનું પ્રતીક બની રહે છે. સંગ્રહની વચ્ચે મંદિર, વિશાળ દીપમાળા અને ફુવારો આવેલાં છે એ ભારતીય ચેતનાનો જાણે કે પ્રાણ છે. એક હજાર વર્ષ પુરાણાં વાસણથી લઈને સમકાલીન ધાતુસૌંદર્યની સુદીર્ઘ યાત્રા કરાવતાં આ તમામ પાત્રો આપણી વિરાસતના રમ્ય પડાવ છે. અનુભવી ગાઈડ સતત આપણને જે તે વાસણ કે કૃતિની માહિતી આપે છે. કોમ્પ્યુટર દ્વારા તમામ પ્રકારની ઓડિયો-વિડિયો માહિતી પણ મળી રહે છે.

'વિચાર' ટ્રસ્ટ દ્વારા બે ખૂબ જ અગત્યનાં પ્રકાશનો, પાત્રના સંગ્રહ સંદર્ભે થયાં છે. ઇન્દ્રશંકર રાવલ દ્વારા સચિત્ર તૈયાર કરવામાં આવેલ 'પાત્ર શબ્દાવલિ' એ પાત્રનો અભૂતપૂર્વ કોશ છે. ખ્યાતનામ કલાવિદ્ જ્યોતીન્દ્ર જૈન દ્વારા અંગ્રેજીમાં તૈયાર કરવામાં આવેલ ગ્રંથ 'Utensils: an introduction to the Veechar utensils museum' અંગ્રેજી ભાષા જાણનારા માટે અગત્યનો સંદર્ભગ્રંથ છે. આ બન્ને પ્રકાશનોથી 'વિચાર'ની ધાતુકલાસૃષ્ટિનું સાહિત્યિક કે કલાકીય મહત્ત્વ વિશેષ દીપી ઊઠ્યું છે.

ઇન્દ્રશંકર રાવલે 'પાત્ર શબ્દાવલિ'માં જાનપદી, પ્રાદેશિક, બોલી પ્રમાણેનાં નામ અને ખાસિયતો આપીને કોશને વિવિધલક્ષી બનાવ્યો છે. સંસ્કૃત પાત્રોની સાથે માટીનાં પાત્રો, કાષ્ટનાં પાત્રો, પાત્રો વિશેની કહેવત, રેખાંકનો દ્વારા પુસ્તક સમૃદ્ધ સાંસ્કૃતિક સામગ્રીરૂપ બન્યું છે. 'પાત્ર શબ્દાવલિ' સમગ્ર ભારતીય સાંસ્કૃતિક ઘટનાનું અદ્વિતીય સોપાન છે.



**વિશાલાનો પરંપરિત અને કલાત્મક પરિસર**

આ પ્રકારનો સચિત્ર, વિગતસભર કોશ વિરલ છે.

ભારતીય કલાના જ્ઞાતા અને કલાવિવેચક જ્યોતીન્દ્ર જૈનની સહાય આ સંગ્રહાલયને મળી છે. પાર વગરની વિવિધતા ધરાવતાં આ પાત્રો અને ધાતુકલાઓના નમૂનાઓનું વિગતપ્રચૂર, ઝીણવટપૂર્વકનું કેટલોગ જ્યોતીન્દ્ર જૈનની સહાયથી તૈયાર કરવામાં આવ્યું છે. એ રીતે ફોટોગ્રાફ, નામ, આકાર, ઉપયોગિતા, નિર્માણનો સમય વગેરેનાં ચાર હજારથીયે વધુ પત્રકો તૈયાર કરવામાં આવ્યાં છે, જે એક મૂલ્યવાન દસ્તાવેજીકરણ છે.

વિશાલામાં ભોજન માણવા આવનાર અને ખાસ સંગ્રહાલયની મુલાકાતે આવનાર અનેક મહાનુભાવોની નજરથી આ અનુપમ સંગ્રહાલયને અભિષેક થયો છે. ઇન્દિરા ગાંધી, અટલબિહારી વાજપેયી, નરેન્દ્ર મોદી, મેનકા ગાંધી, રામદેવજી મહારાજ, અમિતાભ બચ્ચન, સચિન તેંડુલકર એવા અનેક ક્ષેત્રના ખ્યાતનામ લોકોએ મુલાકાત લઈ પોતાના સંદેશ પાઠવ્યા છે અને પ્રશંસા વ્યક્ત કરી છે. દેશ-વિદેશના લોકો માટે આકર્ષણરૂપ 'વિચાર' ધાતુપાત્ર સંગ્રહાલય ભારતીય કલાકૌશલનો અનુપમ ખજાનો છે, માનવીય સર્જનશક્તિના એક અલાયદા વારસા પ્રતિ આશ્ચર્ય અને અહોભાવ જન્માવતું દશ્યતીર્થ છે!

❑❑❑



હૈદર અલી બ્રિટિશ સૈનિકના કુલા પર મારે છે.
ચિત્ર : પ્રખ્યાત ફ્રેંચ ચિત્રકાર એંટવાં બોરેલ 1788

# ટીપુ સુલતાન અને બ્રિટિશ સામ્રાજ્યવાદ

☐ યુનુસ ચીતલવાલા

**અં**ગ્રેજોએ ભારતમાં તેમની સત્તા અને વિસ્તાર વધારવા અનેક પ્રકારના પેંતરા અપનાવેલા અને સામ, દામ, ભેદ અને દંડની નીતિએ તેમને જ્વલંત સફળતા અપાવેલી. મુઘલ રાજ્યના આથમતા સૂરજનો લાભ લઈ પ્રાંતીય સરદારો, મુલ્કી અધિકારીઓ અને સૂબેદારોએ કેન્દ્રીય સત્તાથી અલગ થઈ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. એ અંધાધૂંધીનો મહત્તમ લાભ ઈસ્ટ ઇન્ડિયા કંપનીને મળ્યો. તે એક વેપારી પેઢી મટી હિંદુસ્તાનની શાસનકર્તા બની બેઠી. તેની વિસ્તારવાદી નીતિમાં અમુક ભારતીયોની ભૂમિકા વિશે ઘણું ઓછું લખાયું છે. પણ એ હકીકત છે કે તેમના સર્જનાત્મક સહકારને કારણે કંપનીની સત્તાને હિંદુસ્તાનમાં પગદંડો જમાવવાનું સરળ બન્યું હતું. બંગાળના નવાબ સિરાજ-ઉદ-દવલાની પ્લાસીના યુદ્ધ (1757)માં થયેલી નામોશીભરી હાર બ્રિટિશ વિસ્તારવાદ માટે મહત્ત્વનું સોપાન હતું. બ્રિટિશ લશ્કર અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના વડા લોર્ડ ક્લાઈવને તેમની ટૂંકા

ગાળામાં મેળવેલ સિદ્ધિ અંગે પુછાતાં તેમણે ઉત્તર આપેલો, "Every person has his price" એટલે કે દરેક વ્યક્તિને ખરીદી શકાય છે. સિરાજ-ઉદ-દવલાના પરાજયમાં તેના સેનાપતિ મીર ઝાફરની ગદ્દારીએ પ્રમુખ ભાગ ભજવેલો.

પ્લાસીના યુદ્ધમાં કંપનીએ મેળવેલ વિજયનાં બરાબર 42 વર્ષો પછી ટીપુ સુલતાન સામેના યુદ્ધમાં ઇતિહાસનું પુનરાવર્તન થયેલું જણાય છે. કંપની બહાદુરને 1799ના શ્રીરંગાપટ્ટમના મળેલા વિજયે હિંદુસ્તાનની ભાગ્યરેખા જ બદલી નાખી. ટીપુના અવસાન પછી ભારતમાં કંપનીને મોકળું મેદાન મળી ગયું. તે પહેલાં બ્રિટિશ લશ્કરને બે વખત "એંગ્લો-મૈસૂર" યુદ્ધમાં પીછેહઠ કરવી પડેલી. બીજું, એંગ્લો-મૈસૂર યુદ્ધ ચાર વર્ષો સુધી ચાલેલું (1881-1884) અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ લોર્ડ કોર્નવોલિસ જેવા સક્ષમ જનરલની દોરવણી હેઠળ યુદ્ધ લડેલું. બ્રિટિશ નૌકાદળે વિનાશક બોમ્બમારો કરેલો. પણ ટીપુને હરાવવામાં તેઓ અસફળ રહેલા. ટીપુના પિતા હૈદરઅલીએ પણ બ્રિટિશ લશ્કરનો પ્રચંડ પ્રતિકાર કરેલો. પણ દુઃખની વાત એ છે કે હૈદરાબાદના નિઝામ અને મરાઠાઓ બ્રિટિશ પક્ષે રહ્યા હતા. પરિણામે 1799ના શ્રીરંગાપટ્ટમના યુદ્ધમાં ટીપુ સુલતાનનો પરાજય થયો. યુદ્ધના બીજા જ દિવસે એટલે ચોથી મે 1799ના તેઓ શહીદ થયા. તેમના જીવનના અંતિમ સમયે તેણે બ્રાહ્મણોને દાન કરેલું. રાજ જ્યોતિષીએ તેલ ભરેલા વાસણમાં પડછાયો જોવાનો આગ્રહ કરેલો જે શુભ સંકેત ગણાય છે. સન 1757માં સિરાજ સાથે બનેલું એવું જ ટીપુ સુલતાન સાથે પણ બન્યું. સંજોગોએ કરેલા આક્રમણના સમયે જ તેના સેનાપતિ મીર સાદીકે સેનાને મુખ્ય પ્રવેશદ્વારેથી ખસેડી લઈ બ્રિટિશ લશ્કરને કિલ્લામાં દાખલ થવાનો માર્ગ કરી આપ્યો.

શ્રીરંગાપટ્ટમના યુદ્ધ અંગેની બે બાબતો નોંધનીય છે. એક, લોર્ડ કોર્નવોલિસની ગવર્નર જનરલ તરીકેની નિમણૂકનું એંગ્લો-મૈસૂર યુદ્ધના સંદર્ભમાં ઘણું મહત્ત્વ છે. અમેરિકામાં થયેલા સ્વાતંત્ર્ય સંગ્રામમાં કોર્નવોલિસ બ્રિટિશ પક્ષે સર સેનાપતિ હતા. યુદ્ધની યોર્કટાઉનની લડાઈમાં પરાજય થયા પછી તેમણે અમેરિકાના લશ્કર પાસે શરણાગતિ સ્વીકારેલી. તે પછી તેઓને ગવર્નર જનરલ બનાવી ભારત મોકલાવ્યા. બીજું, ટીપુ સામે ટક્કર લેવા આર્થર વેલેસ્લીની લશ્કરી વડા તરીકે નિમણૂક કરાઈ. આર્થર વેલેસ્લીએ 1815ની વોટરલૂની લડાઈમાં નેપોલિયનને હરાવેલો અને ઇતિહાસમાં તે ડ્યુક ઓફ વેલિન્ગ્ટનને નામે ઓળખાય છે.

અંગ્રેજો સામે ટીપુની સફળતા ત્રણ કારણોને લઈને શક્ય બની. તેમનું તોપખાનું જેમાં યુદ્ધમાં રોકેટોનો સૌપ્રથમ ઉપયોગ, અત્યંત પ્રશિક્ષિત અશ્વદળ અને ટીપુ સુલતાનની યુદ્ધ સંબંધી વ્યૂહાત્મક કુનેહ. ટીપુ સુલતાનના અવસાન પછી ઈસ્ટ

ઇન્ડિયા કંપનીને ખુલ્લું મેદાન મળી ગયું. હવે તે એક વેપારી પેઢી કે કંપનીને સ્થાને ''કંપની બહાદુર'' કે ભારતની રાજ્યકર્તા બની બેઠી. કંપનીને રોકનાર, કોઈ નહોતું અને 1803માં લોર્ડ લેકે છેક દિલ્હી પહોંચી મુઘલ સત્તાનો મૃત્યુઘંટ વગાડ્યો. એવું કહેવાતું કે ''નિઝામે શાહઆલમ લાલકિલા દા પાલમ. મુઘલોની બાદશાહત હવે લાલકિલાથી પાલમ સુધી જ મર્યાદિત રહી જવા પામી.

ટીપુ સુલતાને અંગ્રેજોને હંફાવવા તેના એલચીઓને ફ્રાંસ મોકલેલા. નેપોલિયન બોનાપાર્ટે 1798માં ઇજિપ્ત પર ચઢાઈ કરી તે સમયે ટીપુના દૂત તેને મળેલા. નેપોલિયન ટીપુના અંગ્રેજ વિરુદ્ધ અભિયાનથી અત્યંત પ્રભાવિત થયેલો. ટીપુ સુલતાનને તે ''ટીપુ સાહેબ'' કહી સંબોધતો. ટીપુની ખ્યાતિ યુરોપ ઉપરાંત અમેરિકા સુધી પહોંચી હતી. ભારતની રાજકીય પરિસ્થિતિ આંતરરાષ્ટ્રીય સ્તરે પ્રભાવ પાડનારી હતી તે બાબતથી તે અત્યંત સજાગ અને માહિતગાર હતો. ટીપુના પિતા હૈદર અલીના સમયથી જ ભારતીય રાજકારણમાં ફ્રાંસની વગ વધી હતી. તે સમયના પેરિસના એક ચોપાનિયા પર એંટવાં બોરેલે દોરેલું એક ચિત્ર પ્રકાશિત થયું હતું જેમાં હૈદર અલી એક બ્રિટિશ અધિકારીના ખુલ્લા કુલા પર લાકડીથી પ્રહાર કરતા દેખાડાયા છે. બીજા એંગ્લો-મૈસૂર યુદ્ધમાં ફ્રાંસે તેના પોંડિચેરી સ્થિત સૈન્યને ટીપુ સાથે રહી બ્રિટિશરો સામે લડવાનું ફરમાન કરેલું. ફ્રાંસે ભારતમાં ગુમાવેલાં બંદરો (સાત વર્ષ યુરોપમાં ચાલેલા યુદ્ધ દરમિયાન 1756-63) અને અમેરિકાના સ્વાતંત્ર્ય સંગ્રામ (1775-83) પહેલા થયેલી હારનો બદલો લેવા ટીપુના અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધમાં સામેલ થયા હતા. ફ્રેંચ નૌકા કાફલાના વડા સેટ ટ્રોપેજ-દ-સુફરેને હૈદર અલીના લશ્કરને વધુ સક્ષમ બનાવવા એક નૌકા કાફલાને હિંદુસ્તાન મોકલવાની પેશકશ કરેલી, જેથી ભારતીયોને બ્રિટિશરોની પકડમાંથી છોડાવી શકાય. મહત્ત્વની નોંધનીય બાબત એ છે કે હૈદર અલી અને ટીપુએ અંગ્રેજો માટે ભારતમાં વિસ્તારવાદી નીતિને અમલમાં મૂકવાનું કાર્ય કઠિન બનાવ્યું હતું. સાથે અમેરિકામાં બ્રિટિશરો વિરુદ્ધ ચાલતી લડાઈને પણ યુરોપમાં ભારત સાથે જોડીને મૂલવવાનો આરંભ થયો હતો. અમેરિકામાં બ્રિટિશ નૌ સેના સામે લડતી અમેરિકન નૌ સેનાએ તેના એક જહાજને ''હૈદર અલી''નું નામ આપ્યું હતું. એટલે ફ્રાંસમાં હૈદર અલીને ''Nabab de Mayssour'' અને ''the prince who is a formidable enemy of the English'' તરીકે સંબોધતા. ભારતમાં અંગ્રેજોને મળેલી સફળતાને પગલે ફ્રાંસના રાજા લુઈ (સોળમા) એ અંગ્રેજો સાથે સંધિ કરી જેનાથી ટીપુ સુલતાન અત્યંત નારાજ થયા. પરિસ્થિતિની નાજુકતાને સમજી રાજા લુઈના દરબારમાં ત્રણ એલચીઓને રવાના કરવાનું ઠરાવ્યું. પણ તે પહેલા રાજા

લુઈએ તેના એક અધિકારીને ફ્રાંસ અને મૈસૂર વચ્ચેના સંબંધોને વધુ ગાઢ બનાવવા મોકલ્યા. પરિણામે ટીપુએ 1788માં ત્રણ એલચીઓને ફ્રાંસ મોકલ્યા જેમાં પ્રમુખ દરવેશ ખાન હતા. એ એલચીઓને કારણે અંગ્રેજોમાં કોઈ ગેરસમજ ન ફેલાય તે માટે દેખીતી રીતે તેઓ મૈસૂર માટે ઇજનેરો, ઘડિયાળ, કાચ અને પોર્સલિનનાં વાસણો બનાવનારાઓને ભારત મોકલવા અંગેની વાટાઘાટ કરવા ફ્રાંસ આવ્યા હોવાનું જણાવાયું. પણ ગુપ્તરાહે બન્ને દેશો વચ્ચે લશ્કરી સંબંધો પણ વિકસે તેવો પ્રયાસ પણ કરાયો હતો. જોકે એ અંગે લુઈએ કોઈ હકારાત્મક ઉત્તર આપ્યો નહોતો. જૂનની 16 તારીખે (1788)ના રોજ ટોલોનના બંદરે ટીપુ સાહેબના એ અધિકારીઓનું ઉષ્માભર્યું સ્વાગત કરાયું. પેરિસના અત્યંત સુંદર મહેલમાં તેમને ઉતારો અપાયો. તેઓ જ્યાં જતા ત્યાં લોકો હજારોની સંખ્યામાં એકઠા થઈ જતા. પેરિસનાં છાપાંઓએ તેમના વિશે ખાસ લેખો અને પ્રિન્ટ્સ પ્રકાશિત કરેલાં. રાજા લુઈને પણ એટલું માન નહીં અપાયું હોય તેટલું ''શહેનશાહ ટીપુ સાહેબ''ના એ દૂતોને અપાયું. મૈસૂર પરત આવવા નીકળેલા એ અધિકારી ટીપુ સાહેબ અને ફ્રાંસ વચ્ચે કોઈ લશ્કરી કરારને અંજામ ન આપી શક્યા પણ તેમનાં ચિત્રો 1789માં પેરિસમાં યોજાયેલાં પ્રખ્યાત પ્રદર્શનમાં મુકાયાં. સાલોન ઓફ ધી અકાડેમી રોયાલ દી પેઈનચર એટ દી સ્કલ્પચર એ એક નામાંકિત સંસ્થા છે જેમાં ચિત્રો કે કોઈ શિલ્પો પ્રદર્શિત કરાય તો તે એક સિદ્ધિ માનવામાં આવે છે.

અમેરિકામાં પણ ટીપુ સાહેબનું નામ જાણીતું હતું. બેન્જામ નિ ફ્રેંકલીન જેવા વિપ્લવાદી પણ તેમના નામથી પરિચિત હતા. અમેરિકામાં બ્રિટિશ સત્તા સામેના યુદ્ધમાં ફ્રાંસમાં પ્રવર્તમાન લોકશાહી અંગેની સોચનો ઊંડો પ્રભાવ હતો. ટીપુ સુલતાન ખુદ પેરિસની જેકોબિન ક્લબના સભ્ય હતા જે લોકશાહી મૂલ્યો તરફ ઝોક ધરાવતી. લાફાયેત જેવા ઇન્ક્લાબીઓએ અમેરિકનોને તેમની (ફ્રેંચ રિવોલ્યુશન) વિચારધારાથી પ્રભાવિત કરેલા. એટલે ટીપુ સાહેબ એક માત્ર એવી ભારતીય વ્યક્તિ હતી જેનું વ્યક્તિત્વ 18મી સદીમાં આંતરરાષ્ટ્રીય સ્તરે છવાયેલું હતું.

અંગ્રેજોની સત્તાલાલસા વિશે ટીપુ સંપૂર્ણપણે વાકેફ હતા. હિંદુસ્તાનનાં નાનાં રાજ્યો સાથે પણ તેણે વહેવારુ સંબંધો સ્થાપવા પ્રયત્ન કરેલો જેમાં કચ્છનું રાજ્ય સમાવિષ્ટ હતું. કચ્છના રાજા અને સેનાપતિ જમાદાર ફતેહ મોહમ્મદને ઉદ્દેશી તેમણે એક પત્ર લખેલો જે આજે ઇંગમોરના દફતર-ભંડારમાં સચવાયેલો છે. પત્ર પરથી એવું જણાય છે કે કચ્છ રાજ્યનું એક થાણું અથવા વ્યાપારી સંકુલ મુન્દ્રામાં હતું. તે ક્યારે સ્થપાયું તેની કોઈ માહિતી ઉપલબ્ધ નથી. કચ્છમાં અંગ્રેજોએ અંજારમાં એજન્સી સ્થાપેલી અને તેના વડા કેપ્ટન મેકમર્ડો કચ્છની રાજકીય

બાબતો પર કડક નજર રાખતા. એવું કહેવાય છે કે મેકમર્ડો વેશપલટો કરી એક ફકીર રૂપે ભુજના રાજમહેલ પાસે બેઠો રહેતો. તેને લોકો ''ભૂરિયા બાવો'' કહેતા. આ વાતમાં (ત્યારના રાજકીય પરિપેક્ષમાં જોઈએ તો) સચ્ચાઈનો અંશ હોઈ શકે.

આશરે 1798માં ટીપુ સુલતાને તેના બે એલચીઓને કચ્છના મહારાવ માટેના પત્ર સાથે મોકલેલા. સાથે મહારાવ અને જમાદાર ફતેહ મોહમ્મદ માટે ખિલાન્ત કે બહુમાનરૂપે અપાતો પોશાક મોકલેલો. તેના બે એલચી મીર મોહમ્મદ રઝા અને મીર હબીબુલ્લાહને સૂચના અપાઈ હતી કે મુન્દ્રા બંદરે 'ખુદાદાદ' સરકારને વેપાર માટે જે સગવડ ઉપલબ્ધ છે તેવી સગવડ માંડવી બંદરે પણ અપાય તેવા પ્રયત્ન કરવા. જમાદાર ફતેહમોહમ્મદને 'શેરેદીન' (ધર્મનો સિંહ)નું બિરુદ આપેલું. કચ્છ જેવા નાના રાજ્યને ટીપુએ આપેલા મહત્ત્વ માટે બે મોટાં કારણો હતાં. એક, તેના અશ્વદળ માટે ઘોડાની તાતી જરૂરિયાત હતી. કચ્છના ઘોડા તેમની ચપળતા અને મજબૂતી માટે વખણાતા. મૂળ ઘોડા ઈરાનના હારેમુઝ બંદરેથી આયાત કરાતા. પણ અરબી સમુદ્રમાં બ્રિટિશ નૌકાદળ સક્રિય હતું. કચ્છના મુન્દ્રા બંદરેથી ઘોડા મોકલવાનું સહેલું હતું. બીજું, જમાદાર ફતેહ મોહમ્મદ કચ્છમાં અંગ્રેજો દ્વારા કરાઈ રહેલા પગપેસારાથી ચિંતિત હતા. એટલે ટીપુના બે એલચી મુખ્યત્વે ઘોડા મેળવવા અને મુન્દ્રા બંદરે થાણું સ્થાપવા આવ્યા હતા. ઘોડાના વેપારીઓ દ્વારા મૈસૂરના કુર્નુલ બંદરે ઘોડા પહોંચાડવાના હતા. તેની અવેજીમાં ચોખા અથવા રોકડમાં ચૂકવણું કરવાનું હતું અને ચોખા પર કોઈ શુલ્ક લેવામાં નહીં આવે તેવી ખાતરી કરાઈ હતી. અશ્વોની જરૂરિયાત 'ધર્મયુદ્ધ' લડવા માટે હોઈ કચ્છ રાજ્યે નિર્ભય રહેવા જણાવાયું હતું. એલચીઓ સાથે તાંબાની એક તોપ પણ ભેટ મોકલાઈ હતી. હૈદરી નામની એ તોપ પર ફારસી ભાષા (અરબીલિપિ)માં એક લેખ લખેલો છે, જેમાં જણાવાયું છે કે તોપ હૈદરીને ખુદાદાદ (મૈસૂર) સરકારના શ્રીરંગાપટ્ટમના કારખાનામાં મીર અસેદ હિજરીસન 1226માં બનાવી હતી. તેનું વજન 700 રતલ (350 કિ.ગ્રા) છે. ખરેખર એ તોપને ફતેહ મોહમ્મદના ખોરડા નામના મકાન પાસેની ખુલ્લી જગ્યામાં દાટી દેવાઈ હતી. તે સમયના ક્યુરેટર શ્રી દિલીપ વૈદને અદૃશ્ય થયેલી તોપ અંગે જાણવાની જિજ્ઞાસા જાગી, પૃચ્છા કરતાં તેમને જાણવા મળ્યું કે તેને જમીનમાં દાટી દેવાઈ છે. ખોદકામ કરતાં એ સુંદર અને બેનમૂન તોપ મળી આવી. શ્રી દિલીપ વૈદે તેમાં લાકડાનો ઢાંચો અને પૈડાં ફીટ કરાવી ભુજ મ્યુઝિયમના પટરાંગણમાં મુકાવી જે આજે પણ ભારતીય ઇતિહાસના એક અતિ મહત્ત્વના પ્રકરણના સાક્ષીરૂપે મોજૂદ છે, જો શ્રી વૈદે સમયસૂચકતા ન બતાવી હોત તો તે રફેદફે થઈ જાત તેમાં કોઈ શંકા નથી. ❑❑❑



સુરેશ જોષી

# પુત્ર પ્રણવને પત્ર*

## ☐ સુરેશ જોષી

સી-3, અધ્યાપક કુટીર, વડોદરા-2
પ્રણવની વરસગાંઠ,
8-11-54

ચિ. ભાઈ પ્રણવ,

આજે સવારે સૂરજદાદાએ મને કહ્યું કે વહેલો ઊઠ, આજે તો પ્રણવની વરસગાંઠ છે. આપણી મધુમાલતીનાં ફૂલોને પણ ખબર પડી ગઈ હતી. એ બધાં ખૂબ ખુશ હતાં. નીંદરપરી મને આવીને કહી ગઈ કે પ્રણવને મેં હંમેશાં હસતા રહેવાનું ઇનામ આપ્યું છે. ભગવાન પણ કહેતા હતા કે હવે તો પ્રણવ મને ખૂબ વહાલો લાગે છે. એ ખૂબ ભણે છે, વાંચે છે. હું એને મોટો એન્જિનિયર બનાવીશ.

ભગવાને કહ્યું છે કે પ્રણવને સદા ફૂલની જેમ હસતો રાખજો, ભીમસેનના જેવો બહાદુર બનાવજો જલદી જલદી સોળમી ચોપડીમાં પહોંચી જાય એવો

*સુરેશ જોષીની જન્મશતાબ્દી નિમિત્તે એમણે પાંચ વર્ષના પુત્ર પ્રણવને મુંબઈ લખેલો પત્ર. સૌજન્ય: પ્રણવ જોષી


પ્રણવ ન. જોશી- ઉં. ૯

હોંશિયાર બનાવજો.

વડોદરા તને યાદ કરે છે. તારા વગર કોઈ કબાટ ખોલતું નથી, કોઈ હથોડી લઈને ઠોકઠાક કરતું નથી. સાઈકલ પણ બિચારી ખૂણે પડી રહી છે.

ભાઈ પ્રણવ, આપણે ઘેર હીરા નથી, માણેક નથી, પણ તે બારણામાંના કાંકરા વીણીને તેને તારી પેટીમાં મૂકી હીરામાણેક બનાવી દીધા છે. એ જોઈને હું મારી ગરીબાઈ ભૂલ્યો છું.

ભાઈ પ્રણવ, આપણું ઘર મોટું નથી, પણ એ સાંકડા ઘરમાં તારાં તૂટેલાં લાકડાનાં એન્જિન મુંબઈથી વડોદરા, દિલ્હી, કાશ્મીર ને હિમાલય સુધી ફરી વળે છે. કાશ્મીર મેં જોયું નથી, આ જિંદગીમાં જોઈશ કે નહીં, રામ જાણે! પણ તેં તો બધું મારા સાંકડા ઘરમાં લાવી દીધું.

ભાઈ પ્રણવ, તું રાતે સોણલાંપરી સાથે વાતો કરતો હશે ત્યારે મેં ઉધરસ ખાઈને તને જગાડ્યો હશે. તેની હું માફી માગું છું. તારી કલ્પનાથી આંજેલી આંખે મેં પણ કેટલું સરસ સરસ જોયું છે! તારી સાથે જાણે ભગવાને મારું બાળપણ ફરી મોકલ્યું. તું ન આવ્યો હોત તો મારું બાળપણ સદાને માટે ચાલી ગયું હોત!

ભાઈ પ્રણવ, તું ને કુકુ ઘણી વાર કહો છો કે મોટાભાઈ ગાંડા છે. તમારી વાત સાચી છે. અમે મોટા લોકો ઘણીવાર ગાંડા ને ખરાબ થઈએ છીએ, ને છતાં અમારો જુલમ સહીને આંસુ લૂછીને તમે અમારી આગળ હસતાં હસતાં ઊભાં રહો છો, જે હાથે તમને મારીએ તે હાથને તમારા હાથમાં-નાનકડા હાથમાં લઈને પંપાળો છો.

તમે ભોળા છો, અમે કેટલા ખરાબ છીએ તે સદ્‌ભાગ્યે તમે જાણતા નથી. માટે તમે હસતાં હસતાં અમારી સાથે રહો છો. તું મોટો થશે ત્યાં સુધીમાં હું ખૂબ સારો થઈ જઈશ, ડાહ્યો થઈ જઈશ- માના જેવો, માસીના જેવો, કુકુના જેવો. પછી તો હું તને ગમીશને?

ભાઈ, પ્રણવ, લાખ લાખ જુગ જીવો.

- મોટાભાઈ

❑❑❑

મોડર્ન ડાન્સર

# ઉત્તરા આશા કુર્લાવાલા

ધ્યાનમુદ્રા, ફોટો સૌજન્યઃ હરેશ લાલવાણી

☐ **સુનીલ કોઠારી**

**અ**મેરિકામાં માર્થા ગ્રેહામ પાસે મોડર્ન ડાન્સ શીખી, અમેરિકા, યુરોપ અને અન્ય દેશોમાં ખ્યાતિ પ્રાપ્ત કરેલી નૃત્યાંગના તરીકે ઉત્તરા આશા કુર્લાવાલાનું નામ જાણીતું છે. મારી તેની સાથે પ્રથમ મુલાકાત ન્યુ યોર્કમાં 1971માં બ્રુકલિન એકેડેમી ઓફ મ્યુઝિક (BAM)-માં કેમ્બોડિયન ડાન્સર્સના કાર્યક્રમ પત્યે પાછા ફરતાં મેટ્રો ટ્રેઈનમાં થયેલી. તેને ભારતથી કોઈ ડાન્સ-ક્રિટિક ન્યુ યોર્કમાં મોડર્ન ડાન્સ અને બેલે જોવા આવ્યો છે તે જાણી ભારે કૌતુક થયેલું. અને મને પણ પારસી કુટુંબની એક યુવતી ન્યુ યોર્કમાં માર્થા ગ્રેહામ પાસે મોડર્ન ડાન્સ શીખવા આવી છે જાણી કુતૂહલ અને આશ્ચર્ય થયાં હતાં.

હું મારી મિત્ર આશા પુતલીને ત્યાં ન્યુ યોર્કમાં રહેતો હતો. આશા પુતલી ભારતથી ન્યુ યોર્ક આવવા માર્થા ગ્રેહામની નૃત્યશાળામાં જોડાઈ હતી. વડોદરામાં એમ. એસ. યુનિવર્સિટીના હોમ સાયન્સ વિભાગમાં તેનાં માબાપે તેને ભણવા મોકલેલી ત્યારે યુનિવર્સિટીના નૃત્ય વિભાગમાં ડાન્સ ફેકલ્ટીમાં થોડો વખત કથક નૃત્ય પણ શીખેલી. જ્યારે ન્યુ યોર્કમાં જાઝ શીખવા, ગાવા અને નામ કમાવા આવી ત્યારે કમલાદેવી ચટ્ટોપાધ્યાયની મદદથી માર્થા ગ્રેહામની

નૃત્યશાળામાં તે જોડાઈ. આશાના પિતા ઉમાનાથ પુતલી કમલાદેવીના પિતરાઈ ભાઈ થાય. કમલાદેવી ભારતીય નાટ્યસંઘના પ્રમુખ હતાં. આંતરરાષ્ટ્રીય થિયેટર કોન્ફરડેશનના અમેરિકન પ્રમુખ રોઝામેંડ ગિલ્ડર ભારત આવ્યા હતા ત્યારે કમલાદેવીના મિત્ર હોવાથી કમલાદેવી માર્થા ગ્રેહામને ઓળખતાં હતાં. ઉપરાંત માર્થા ગ્રેહામ 1957માં ભારતના પ્રવાસે આવ્યાં હતાં ત્યારે ભારતનાં અન્ય શહેરોમાં માર્થા ગ્રેહામનાં લેક્ચર ડેમોનસ્ટ્રેશન (સનિદર્શન વ્યાખ્યાન) તેમણે ગોઠવેલાં.

એટલે આશા પુતલી કમલાદેવીની મદદથી માર્થા ગ્રેહામની કંપનીમાં મોડર્ન ડાન્સ શીખવા અરજી કરી ન્યુ યોર્ક આવી હતી. પરંતુ તેની મરજી ન્યુ યોર્કમાં જાઝ શીખવાની હતી. અને થોડો વખત મોડર્ન ડાન્સ શીખી ન્યુ યોર્કમાં રહેવા મ્યુઝિયમ ઓફ મોડર્ન આર્ટમાં કામ કરતા એક યુવક જોડે લગ્ન કરી તેણે ન્યુ યોર્કમાં રહેવાનું શરૂ કરેલું. કારણ નૃત્ય શીખવા માટે તેને વીઝા મળેલો, પરંતુ તે શીખવું બંધ કરે, તો તેને ભારત પાછા ફરવું પડે. એટલે જો તે કોઈ અમેરિકનને પરણે તો ન્યુ યોર્કમાં રહી શકે. આપણી બુદ્ધિ બહેર મારી જાય તેવાં પરાક્રમોમાં ચતુર આશા પુતલી જ્યોર્જ વેગનને પરણી તો ખરી, પણ તે જાણીને કે તે gay (સમલૈંગિક) હતો. અને એ સગવડિયાં લગ્ન હતાં. પણ તે વિશે વધુ વાત આગળ ઉપર.

આશા કુર્લાવાલા અને આશા પુતલી બન્ને માર્થા ગ્રેહામને નૃત્યશાળામાં મળેલાં અને મિત્રો થયાં હતાં. એટલે અમેરિકામાં મારી બે મિત્રો આશા નામે હતી. લગભગ 1975ના અરસામાં આશા કુર્લાવાળા આધ્યાત્મિક ગુરુ મુક્તાનંદજીને ગણેશપુરીમાં મુંબઈ નજીક મળી હતી અને તેમને ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. ત્યારે મુક્તાનંદજીએ તેને ઉત્તરા નામ આપ્યું હતું. ત્યારથી તેણે તેનું વ્યાવસાયિક નામ નૃત્યાંગના તરીકે ઉત્તરા આશા કુર્લાવાલા રાખ્યું છે. આમ મારી બે આશા નામની મિત્રોને અલગ ઓળખવામાં મોડર્ન ડાન્સર આશા કુર્લાવાળા તે ઉત્તરા આશા કુર્લાવાળા અને જાઝ ગાયિકા તે આશા પુતલી.

ઉત્તરાએ જ્યારે તે સેંટ ઝેવિયર્સ કોલેજમાં મુંબઈમાં ઇન્ટરમિડિયેટ આર્ટ્સનો અભ્યાસ કરતી હતી ત્યારે ન્યુ યોર્કમાં સ્મિથ કોલેજમાં અંગ્રેજીમાં બી.એ. કરવા અરજી કરી હતી. ત્યાં વેસ્ટર્ન મોડર્ન ડાન્સ શીખવાની તેની મરજી હતી. તે કહેતી કે ભારતમાં તે સ્કૂલમાં હતી ત્યારે ભરતનાટ્યમ્ શીખી હતી પરંતુ તેની શિક્ષિકા મોંએ પાઉડર લગાડી આવતી તે તેને ગમતું નહીં અને તેની પાસે ભરતનાટ્યમ્ શીખવું તેણે બંધ કરેલું. પણ પન્નાલાલ ઘોષની બંસરીની રેકોર્ડની ધૂન પર મનમાન્યું નૃત્ય તે કરતી.

તેની સ્મિથ કોલેજમાં અભ્યાસ માટે અરજી મંજૂર થઈ અને ત્યાં બે વર્ષ રહેવા માટે સ્કોલરશીપ પણ મળી. એટલે અમેરિકામાં ન્યુ યોર્કમાં રહેવાની સગવડો મળતાં તેની મોટી ચિંતા દૂર થઈ. પરંતુ તે વર્ષોમાં અમેરિકા જવા માટે P form ભરવું પડતું અને તે માટે રિઝર્વ બેન્કમાં અરજી કરવી પડતી, ઉત્તરા સ્કૂલમાં રમતગમતમાં ભાગ લેતી અને એથલિટ athlete તરીકે તેણે નામ પણ કાઢેલું. તેના સ્પોર્ટ્સના કોચ (coach) રિઝર્વ બેન્કમાં નોકરી કરતા હતા. તેમણે તેને એક મોટી લાઈનમાં ઊભેલી જોઈ ઓળખી કાઢી પૂછ્યું કે તે અહીં શા માટે આવી હતી. ઉત્તરાએ P formની વાત કરી એટલે તેમણે કહ્યું કે તે બીજા કોઈને પણ જણાવે નહીં તો તે તેને માટે P form ભરી આપી મદદ કરશે. અને બે-એક કલાકમાં P form ભરવાની માથાકૂટમાંથી તેને મુક્ત કરી P form આપ્યું.

P form મળ્યા પછી જ અમેરિકન વીઝા મળે અને એરટિકિટ બુક કરી શકાય. તે વર્ષોમાં માત્ર આઠ ડોલરનું વિદેશી ચલણ આપવામાં આવતું. પરંતુ સ્મિથ કોલેજમાં એડમિશન મળવા ઉપરાંત સ્કોલરશીપ મળી હોવાથી તે ન્યુ યોર્ક આવી શકી.



ઉત્તરાના પિતા ખુશનુ કુર્લાવાલા ACC સિમેન્ટ કંપનીના ચેરમેન હતા અને મોટી પદવી પર હતા. ગર્ભશ્રીમંત પારસી કુટુંબના નબીરા હતા. ઉત્તરાની માતા મીઠુ પણ હૈદરાબાદના પ્રતિષ્ઠિત પારસી કુટુંબમાં જન્મ્યાં હતાં. અભ્યાસ માટે કેમ્બ્રિજ ગયાં હતાં. ત્યાં તેમના સહાધ્યાયી વિક્રમ સારાભાઈ હતા. પારસી કુટુંબોમાં કેમ્બ્રિજમાં અભ્યાસ કરનાર મીઠુ એ પ્રથમ મહિલાં હતાં.

ઉત્તરા અને તેની નાની બહેન આમ મુંબઈમાં એક શ્રીમંત કુટુંબમાં લાડકોડમાં ઉછરેલી યુવતીઓ હતી. ઘરે આયા, નોકરચાકર, મોટરગાડી વગેરેની સાહ્યબી અને માબાપની છત્રછાયા. શાળામાં અભ્યાસમાં બન્ને પ્રથમ આવતી અને હોંશિયાર.

એટલે જ્યારે ઉત્તરા 1966માં 18 વર્ષની ઉંમરે ન્યુ યોર્ક ભણવા ગઈ ત્યારે ન્યુ યોર્ક પહોંચતાં તેને ભારતના ઉછેર, વાતાવરણ અને ત્યાંના વાતાવરણમાં જે તફાવત દેખાયો તેથી એક સાંસ્કૃતિક ક્ષોભ અનુભવ્યો. અમેરિકનો અંગ્રેજી જે ઢબે બોલતા, તે અંગ્રેજી ભાષા હોવા

છતાં ઉત્તરા સમજી શકતી નહીં. તેની કોલેજના વર્ગની પ્રાધ્યાપિકા તેની આ મૂંઝવણ સમજી શકી હતી અને તેને બધું સમજાવતી. અઢાર વર્ષની વયે ઊંચી, દેખાવડી ઉત્તરા ભારતથી આવેલી એટલે એના વર્ગમાં અલગ તરી આવતી. વર્ગનાં વડાં પ્રાધ્યાપિકાની હૂંફને કારણે તે ધીરે ધીરે ન્યુ યોર્ક અને ત્યાંના વાતાવરણમાં ગોઠવાઈ ગઈ. વેસ્ટર્ન ડાન્સના મોડર્ન ડાન્સના વર્ગોમાં તેણે જોતજોતામાં પ્રાવીણ્ય મેળવ્યું. પરિણામે ત્રણ મહિનાના વેકેશન દરમિયાન તેની પ્રોફેસરે તેને મેસેચ્યુસેટ્સ પાસે લી ગામે અમેરિકન મોડર્ન નૃત્યના પિતા સમાન ગણાતા ટેડ શોન (Ted Shawn)-ની જેકબ્સ પીલો (Jacob's Pillow) સંસ્થામાં ત્રણ મહિના અનુભવ લેવા નોકરી માટે મોકલી આપી.

આ અનુભવ ઉત્તરા માટે તદ્દન નવો હતો. ત્યાં વહેલા ઊઠી નાસ્તો બનાવવાનો, પછી જ્યાં રહેતી તે વર્ગનાં વાસણકૂસણ ધોવાનાં, દસ વાગ્યે ટેડ શોન જે વિષયમાં કામ કરવાનું સોંપે તે વિષયમાં પ્રાયોગિક જ્ઞાન લેવાનું. ઉત્તરાએ પ્રકાશયોજના માટે વર્ગો ભરવા અરજી કરેલી એટલે સ્ટેજ માટે જુદા જુદા નૃત્યપ્રકારોની પ્રકાશયોજના કરવા માટે તેને મોટી સીડીઓ પર અને ઉપલે મજલે રહી લાઈટ્સ ગોઠવવાની અને રિહર્સલ વખતે લાઈટ્સ કરવાની જવાબદારી સોંપાઈ.

કોઈ દિવસે સ્પેઈનના ફ્લેમેન્કો ડાન્સર્સનો કાર્યક્રમ હોય તો બીજે દિવસે મોડર્ન ડાન્સનો, ત્રીજે દિવસે વિદેશની કોઈ મંડળી જેવી કે પોલીશ બેલેની કંપનીના કાર્યક્રમો, તો પછીના દિવસે ભારતીય શાસ્ત્રીય ભરતનાટ્યમ્ નૃત્યો હોય. તે નલ નાજન (Nala Najan) નામે એક ઇટાલિયન-અમેરિકન નર્તક રજૂ કરતો અને ભરતનાટ્યમ્ પણ શીખવતો. તે મોહન ખોકરને ત્યાં વડોદરામાં નૃત્ય શીખવા રહ્યો હતો. વળી ચેન્નાઈ અને દક્ષિણ ભારતમાં પ્રવાસ કરી ચૂક્યો હતો. કટ્ટુમન્નાર નામના ગામે ત્યાંના વિદ્વાન ગુરુ મુથુકુમાર સ્વામી પાસે ભરતનાટ્યમ્ શીખ્યો હતો. મોહન ખોકરનાં પત્ની સરોજા મુથુકુમાર પાસે ભરતનાટ્યમ્ શીખ્યાં હતાં. રુક્મિણી દેવી, મૃણાલિની સારાભાઈ, રામગોપાલ અને અન્ય કલાકારો પણ મુથુકુમાર પાસે ભરતનાટ્યમ્ શીખ્યાં હતાં. પંડનલ્લુરનાં મીનાક્ષી સુંદરમ્ પિલ્લે અને કટ્ટુમન્નારના મુથુકુમાર પિલ્લે સમકાલીન ગુરુઓ હતા. તેમણે તૈયાર કરેલી પેઢીના આ કલાકારો ઉપરાંત અન્ય કલાકારો આ ગુરુઓ પાસે નૃત્ય શીખવા આવતા.

નલ નાજન પાસે ઉત્તરાએ ભરતનાટ્યમ્ શીખવાનું શરૂ કર્યું. નલ નાજન શિસ્તના ઘણા આગ્રહી અને બે કલાક સતત પ્રેક્ટિસ કરાવે. ઉત્તરાએ ભરતનાટ્યમનાં રૂપની (form) બરાબર સમજ કેળવી અને તે તેને ભવિષ્યમાં

ઘણી ઉપકારક થઈ.

આપણે ત્યાં જો કોઈ ભરતનાટ્યમ્ શીખતું હોય તો તે કેવળ ભરતનાટ્યમમાં જ છથી સાત વર્ષ ગાળી પારંગત થાય પછી જ નૃત્યાંગના વ્યાવસાયિક ધોરણે કાર્યક્રમ આપી શકે. આ સિવાય ભારતમાં ત્યારે ગુરુઓ તેમની શિષ્યાઓને અલગ નૃત્યપ્રકારો શીખવા રજા આપતા નહીં. જ્યારે અમેરિકામાં ફ્લેમેન્કો, હીપહોપ, જાઝ, માર્થા ગ્રેહામની શૈલીવાળા મોડર્ન ડાન્સ, તેમના સમકાલીનોમાં Merce cunningham, Alwyn Nikolai, Alwyn Ailey, Paul Taylor, La Meri વગેરેની શૈલીનાં નૃત્યો શીખવાની પણ છૂટ. ઉત્તરા એ ત્રણ મહિનામાં ઘણું શીખી. પથારીઓ પાથરવાની, વાસણકૂસણ ધોવાનાં, લાઈટ્સ કરવાની, બીજી શૈલીનાં નૃત્યો શીખવાનાં એવા ભરચક અભ્યાસક્રમથી થાકી જતી, પરંતુ આટઆટલું વિવિધ પ્રકારનું જ્ઞાન મળતું તેથી મહેનત કરવામાં તે પાછું વાળી જોતી નહીં.

તે જ્યારે સ્મિથ કોલેજમાં ભણતી હતી ત્યારે થોડી ઘણી કમાણી કરવા તે અન્યત્ર બીજી શાળામાં બેથી ત્રણ કલાક નૃત્યો શીખવતી. અનુભવે તે એક સ્વાયત્ત સ્વતંત્ર યુવતી તરીકેનો ભાવ સમજી શકી હતી. તેથી અમેરિકન સમાજમાં જીવવાની હિંમત કેળવી શકી.

બી.એ.ની ડિગ્રી મળ્યા પછી તે માર્થા ગ્રેહામની નૃત્યશાળામાં જોડાઈ. તે માટે તેને સમવયી અમેરિકન યુવાન નૃત્યાંગનાઓ જોડે હરીફાઈ કરવી પડી. તેમાં સફળ થવાથી ત્રણ ત્રણ મહિનાની અવધિ લગી તે ત્યાં નૃત્યો શીખી શકે. આ ઉપરાંત તેના પગ વધુ મજબૂત કરવા તે બેલેનાં શૂઝ પહેરી બેલે પણ શીખતી. એટલે બેલે ક્લાસની વિદ્યાર્થિનીઓ ઉત્તરા માર્થા ગ્રેહામની શૈલીનું નૃત્ય શીખતી તે માની શકતી નહીં. અને ઉત્તરા જુઠ્ઠું બોલે છે તેની ફરિયાદ બેલે શિક્ષિકાને કરતી. ત્યારે તેના પગના ઘૂંટણ તપાસવામાં આવતા. માર્થા ગ્રેહામની શૈલીમાં ઘૂંટણનો ઘણો ઉપયોગ થતો અને તે છોલાતાં તેનાં નિશાન ઘૂંટણ પર જોવાં મળતાં. તે જોઈ

**ઉત્તરા કુર્લાવાળા, 'દ્રૌપદીઝ સારી', 1985. સૂતેરિન્જ થિયેટર, આમસ્ટર્ડમ. ફોટો સૌજન્યઃ હેન્સ ગેરિત્સન - ડેન્સ મેગેઝિન નેધરલેન્ડ્સ**



બેલે શિક્ષિકા ઉત્તરા જુઠ્ઠું બોલે છે તેવું માની શક્યાં નહીં. ઉત્તરા પગ મજબૂત કરવા બેલેના વર્ગો લેતી તેવું સ્પષ્ટ થયું.

માર્થા ગ્રેહામની શાળામાં પ્રત્યેક વધારાના મહિનાઓની તાલીમ માટે ઓડિશન આપવું પડતું. તેમાં ઉત્તરા પારંગત થતાં માર્થા ગ્રેહામે તેની નોંધ લીધી હતી. ઉત્તરાની અથાગ મહેનતની માર્થા ગ્રેહામ પ્રસંશા કરતાં. માર્થા ગ્રેહામની શૈલીમાં contraction અને release તથા યોગાસનો પર આધારિત નૃત્યરચનાઓ ઉત્તરા સરળતાથી શીખી શકી. ઉત્તરા ભારતમાં બી.એસ.કે. આયંગાર પાસે યોગ શીખતી હતી. માર્થા ગ્રેહામની કેટલીક ગતિવિધિઓ યોગાસન પર આધારીત હતી. ઉત્તરા જ્યારે Harlem નૃત્યમંડળીમાં નિગ્રો કલાકારો જોડે નૃત્ય કરવા જોડાઈ ત્યારે તે કલાકારોને ઉત્તરાની નૃત્ય શીખવાની ઝડપથી આશ્ચર્ય થતું. ઉત્તરા કહેતી કે તેના યોગ અભ્યાસથી તેને મોડર્ન ડાન્સ શીખવામાં ઘણી મદદ મળી હતી.

વિશેષ અનુભવ લેવા માટે ઉત્તરાએ Merce cunningham, Paul Taylor અને Pearl Langના વર્ગોમાં જવું શરૂ કર્યું. પરંતુ તેને Merce Cunningham અને Paul Taylorની પદ્ધતિનાં નૃત્યો ગમ્યાં નહીં. અને થોડો વખત પછી તે વર્ગોમાં જવાનું બંધ કર્યું. પરંતુ Pearl Langના વર્ગોમાં અભ્યાસ ચાલુ રાખ્યો.

હું જ્યારે 1975માં ન્યુ યોર્ક ગયો હતો ત્યારે તે મને Pearl Langના વર્ગોમાં લઈ ગઈ હતી. ઉપરાંત તેના સ્વતંત્ર નવાં નૃત્યોની કરેલી કોરિયોગ્રાફી બતાવતી હતી. અન્ય મોડર્ન નૃત્યકારોનાં નૃત્યોમાં Kei Takei નામે મડંળીમાં તેણે કામ કરેલું. Kei Takei પાછળથી અમેરિકાની વિખ્યાત નૃત્યાંગના બની હતી.

ઉત્તરા ભારત આવતી ત્યારે મારો સંપર્ક અચૂક સાધતી. 1972માં તેના અમેરિકન નૃત્યકાર પાર્ટનર Major જોડે તે ભારતના પ્રવાસે આવેલી. ન્યુ યોર્કમાં ત્યાંના અમેરિકન કોન્સલને કોઈએ વાત કરી કે એક ભારતીય યુવતી માર્થા ગ્રેહામની શાળામાંથી પસાર થઈ ન્યુ યોર્કમાં સ્વતંત્ર નૃત્યો રજૂ કરે છે. એટલે અમેરિકન અધિકારીએ મુંબઈમાં United States Information Service (USIS)માં વાત કરી. અને ભારતમાં USISના આશ્રયે ઉત્તરાને અમેરિકન મોડર્ન ડાન્સ રજૂ કરવા ભલામણ કરી. USISના મુખપત્ર SPAN માસિકમાં ઉત્તરાનો પરિચય આપતા લેખ સાથે તેના મોડર્ન ડાન્સના હવામાં છલાંગ મારી લીધેલા ફોટાઓ પ્રગટ કર્યા.

ઉદય શંકરના પુત્ર આનંદ શંકરે એક વિશિષ્ટ પ્રકારના સંગીતની રચના કરી હતી. તે કેસેટ (Cassette) આનંદ શંકરે ઉત્તરાને તેઓ બન્ને ન્યુ યોર્કમાં મળ્યાં ત્યારે આપી હતી. ઉત્તરાને તે સંગીત ઘણું ગમ્યું હતું અને તેના સૂરોને આધારે મોડર્ન ડાન્સમાં



**સુનીલ કોઠારી અને ઉત્તરા કુર્લાવાળા, સિડ્નહામ કોલેજ, ફોટો : સુબોધચંદ્ર**

Leotard પોશાક પહેરવામાં આવે છે, તેના પર ઓડિસી નૃત્યમાં પહેરવામાં આવતો ચાંદીનો કમરબંધ અને માથે અંબોડામાં વેણી ગૂંથી, ઉત્તરાએ 'યક્ષી' નામે એક સ્વતંત્ર નૃત્યરચના કરી. તેમાં ભરતનાટ્યમ્‌માં તીરકમાન છોડવા માટે આલીઢ, પ્રત્યાલીઢ અને પગ આગળ ટેકવી નિશાન તાકવાની ભંગિમાનો આકર્ષક ઉપયોગ કર્યો હતો. એ નૃત્યને અસાધારણ સફળતા મળી હતી. USIS તરફથી અમેરિકન યુવા પુરુષ નૃત્યકાર Major અને ઉત્તરાની જોડીએ મુંબઈ ઉપરાંત, કોલકાતા, બેંગ્લોર, ન્યુ દિલ્હી, હૈદરાબાદ વગેરે શહેરોમાં તેમના નૃત્યપ્રવાસો યોજ્યા હતા.

મુંબઈમાં સિડ્નહામ કોલેજમાં જ્યાં હું એકાઉન્ટ્સ શીખવતો હતો ત્યાં મેં સિડ્નહામ કોલેજ ડાન્સ એન્ડ મ્યુઝિક સોસાયટી સ્થાપી હતી. તેના આશ્રયે ઉત્તરા અને મેજરનાં નૃત્યો સિડ્નહામ કોલેજમાં રજૂ કરેલાં. મેં પ્રિન્સિપાલ અને મારા એકાઉન્ટ્સ વિભાગના પ્રાધ્યાપકો તથા અન્ય પ્રાધ્યાપકોને ખાસ નિમંત્રેલા. ઉત્તરાએ તેના શરીરને ચુસ્ત રીતે પહેરાતા કાળા leotardના પોષાકમાં નૃત્યો રજૂ કરેલાં. તે જોઈ કેટલાક વિદ્યાર્થીઓ ચોંકી ગયેલા. મારા ફોટોગ્રાફર મિત્ર સુબોધચંદ્રે મારા અને ઉત્તરાનો અમે બન્ને ધનુષબાણથી તીર છોડીએ છીએ તેવો ફોટો પાડેલો તે આજેય જ્યારે Facebookમાં હું મૂકું છું ત્યારે અસંખ્ય Likes અને રમૂજી

કોમેન્ટ્સ જોવા મળે છે.

ઉત્તરાની પ્રોફેશનલ કારકિર્દી શરૂ થઈ ચૂકી હતી. ઈલ્ઝ વીકલી. જુનિયર સ્ટેટ્સમેન અને અન્ય મેગેઝિન્સમાં મારા લેખો સાથે તેના અમેરિકન મોડર્ન ડાન્સના ફોટાઓ પ્રગટ થયા હતા. ત્યારે હું એસ.એન.ડી.ટી. વીમેન્સ યુનિવર્સિટીમાં Dance Appreciationના courses એક સપ્તાહ લગી યોજતો હતો. તેમાં બે-એક વાર ઉત્તરાના મોડર્ન ડાન્સના પ્રયોગો પાટકર હોલમાં યોજ્યા હતા. ઉત્તરાએ એક રાજસ્થાની



'ફ્લાઈંગ વેસ્ટબેથ', ફોટો સૌજન્ય : ઈડ રિવેરા

લોકગીતની પશ્ચાદ્‌ભૂમાં મોડર્ન ડાન્સની એક રચના રજૂ કરી હતી. ભારતીય નૃત્યોમાં ગીતના શબ્દોને આધારે મુખ પર ભાવથી અભિનય જોવા મળે છે અને હસ્તમુદ્રાથી સાંકેતિક ચિત્રનું નિરૂપણ જોઈ શકાય છે. તેને બદલે એ રાજસ્થાની ગીત પર થતાં નૃત્ય અને ઉત્તરાના નર્તનને કશું લાગે વળગે નહીં તેવું નૃત્ય જોઈ ઘણા લોકોએ ઉત્તરાને પ્રશ્નો પૂછેલા. ઉત્તરા જવાબમાં કહેતી કે મોડર્ન ડાન્સમાં કોઈ પણ સંગીતની પશ્ચાદ્‌ભૂમાં નર્તકી સ્વૈચ્છિક રીતે નર્તનનું સંયોજન કરી શકે અને દર્શકને જે અર્થ ઘટાવવો હોય તે ઘટાવી શકે!

અમારામાંના ઘણા ઉત્સાહી દર્શકોને આ મોડર્ન ડાન્સના આવા પ્રદર્શનથી આશ્ચર્ય થયેલું. ઉત્તરાએ બીજું એક નૃત્ય સ્ટેજ પર ખુરશી વચમાં લાવી તેના પર બેસી, ઊભા થઈ, ખુરશી નીચેથી પસાર થઈ, એક હાથ ટેકવી અધ્ધર ઊભા રહી, અમને તેના આવા કંઈક Acrobratic અંગ કસરતના પ્રયોગ બતાવેલા. તે કહેતી કે નૃત્યકાર બીજા કોઈ પદાર્થને લઈ તેની આજુબાજુ, ઉપર નીચે, તેને નૃત્યના ભાગ તરીકે ઉપયોગમાં લઈ નૃત્ય કરી શકે. કોઈ પણ સંગીતનો ઉપયોગ પશ્ચાદ્‌ભૂ બેકગ્રાઉંડ મ્યુઝિક તરીકે લઈ શકે.

મુંબઈમાં 1967માં મહારાષ્ટ્ર સ્ટેટ વીમેન્સ કાઉન્સિલના વાર્ષિકોત્સવમાં વલ્લભભાઈ પટેલ સ્ટેડિયમમાં




**રવીન્દ્રભારતી યુનિવર્સિટી, કોલાકાતામાં ઉત્તરાનું લેક્ચર ડેમોન્સ્ટ્રેશન**

ઉત્તરાએ સ્થાનિક કેટલીક ઉત્સાહી યુવા નૃત્યાંગનાઓ અને એક પારસી આસ્તાદ દેબુ નામે યુવકને લઈને The Joyous cosmology નામે આધુનિક નૃત્ય મોડર્ન ડાન્સ રજૂ કરેલો. તેને તે વર્ષમાં અભૂતપૂર્વ સફળતા મળેલી.

માર્થા ગ્રેહામની શાળામાં મોડર્ન ડાન્સ શીખી. ઉત્તરા ન્યુ યોર્કમાં વધુ અભ્યાસ માટે ધી અમેરિકન ડાન્સ ફેસ્ટિવલ, ડાન્સ થિયેટર ઓફ હારલેમ અને મર્સ કનિંગહામ ડાન્સ સ્ટુડિયોમાં વ્યાવસાયિક ધોરણે જોડાઈ. આ ઉપરાંત પર્લ લેંગ ડાન્સ કંપનીમાં અને મેટ્ટીઓ નામે ડાન્સનો Ethno American Dance Company અને Ballet Hispanico Companyમાં જોડાઈ તેના નૃત્યના ફલકને અનેક રીતે વિકસાવ્યું.

પરંતુ અમેરિકામાં મૂળે એશિયન કલાકારો ગણાતાં Kei Takei, Sun Oack Lee અને Reynaldo Alejandro જોડે તેને વિશેષ ફાવતું. એ ત્રણેય પ્રધાન નૃત્યકારો સાથે ઉત્તરાની વિશિષ્ટ નૃત્યાંગના તરીકે કદર થવા લાગી. તે લોકોના કામને Asian American Dance તરીકે મહત્ત્વનું સ્થાન મળ્યું. Trio-A નામે યોન રેઈનરની Yoko Onoએ 1969માં બનાવેલી ફિલ્મમાં તેમનાં નૃત્યો જોઈ શકાય છે. ઉત્તરાને આ બધા અનુભવોથી અમેરિકાના મોડર્ન અને ત્યાર પછી વિકસેલા post modern danceની સમજ કેળવાઈ.

ભારતીય નૃત્યો અને માર્થા ગ્રેહામની ટેક્નિકનો સુમેળ સાધી શકે તેવી નૂતન dance vocabulary ઉત્તરાએ શરૂ કરી. તે માટે JDR III Rockfeller Fellowship ઉત્તરાને આપવામાં આવી. અને પછીનાં વર્ષોમાં તેને ભારતમાં Homi Bhabha Fellowship પણ આપવામાં આવી.

ઉત્તરાએ આ દરમિયાન પોતાની 'મંડલા' નામે નૃત્યમંડળી સ્થાપી.

તેમાં અમેરિકાના વિવિધ મોડર્ન ડાન્સ શીખેલા નૃત્યકારોનો સમાવેશ કર્યો. USIS તરફથી 1973માં ઉત્તરાની મોડર્ન ડાન્સ મંડળી સાથેની મોટી ટૂર ભારતમાં ગોઠવાઈ. Mandala Dance Theater Companyની આ ટૂરથી મોડર્ન ડાન્સ વિશે લોકોમાં અભિજ્ઞતા કેળવાઈ. અલબત્ત જે ટેક્નિક તે કલાકારો રજૂ કરતા હતા તે મૂલતઃ અમેરિકન મોડર્ન ડાન્સની હતી પરંતુ તેનો વિનિયોગ કઈ રીતે અન્ય શૈલીઓમાં કરી શકાય તે તેઓ પ્રયોગ દ્વારા નિર્દેશ (demonstrate) કરતા. અલબત્ત ભરતનાટ્યમ્ અને મોડર્ન ડાન્સ બન્ને તદ્દન ભિન્ન પ્રકારો છે અને તેમનો મેળ સાધવો મુશ્કેલ છે. ઉત્તરાને તે વર્ણસંકર hybrid સ્વરૂપે રજૂ કરવું ગમતું નહીં. તે માનતી કે ભારતની સંસ્કૃતિની જાળવણી થવી જોઈએ, પરંતુ સાથોસાથ નવા પ્રયોગો પણ થવા જોઈએ. એ કઈ દિશામાં થાય તે બતાવવા મંડલા કંપનીના કલાકારો બતાવતા.

ઉત્તરાની 'યક્ષી' રચનાને ઉત્તરાએ વિકસાવી યક્ષ-યક્ષી નામ આપ્યું, જેને વિવેચકો તથા દર્શકો તરફથી ભારે આવકાર મળ્યો.

આ ઉપરાંત ભારતમાં સ્વતંત્ર રીતે કેટલાક કલાકારો પ્રયોગાત્મક નૃત્ય રચનાઓ કરતા હતા. તેઓ પોતપોતાનાં શહેરમાં તે રજૂ કરતા અને અરસપરસ સંપર્કમાં રહ્યા નહોતા. પરંતુ ઉત્તરાની મંડળીનાં નૃત્યો ભારતનાં અન્ય પ્રમુખ શહેરોમાં રજૂ થતાં ભારતમાં પણ નવતર પ્રયોગો થઈ રહ્યા છે તે વિશે સભાનતા કેળવાઈ. હોમી ભાભા ફેલોશીપ મળતાં મુંબઈમાં National Centre for the Performing Arts (NCPA)માં ઉત્તરાને તેની મોડર્ન ડાન્સની ટેક્નિકને વિકસાવવા સગવડ કરી આપવામાં આવી.

એ તકનો લાભ લઈ ઉત્તરાએ પોતાની સ્વતંત્ર Solo danceની choreography શરૂ કરી. મૃણાલિની સારાભાઈએ અનુરાગ, મોહનરાવ કલ્યાણપુરકર કથકમાં ઉષા સૂક્ત, પદ્મા સુબ્રહ્મણ્યે આડી કોંડાર જેવી કોરિયોગ્રાફી કરવામાં મદદ કરી. જ્યારે અમેરિકન કોરિયોગ્રાફર પોલા મોસે બ્રોડવે થિયેટરની કૃતિ પરથી For Coloured Girls, એલવીન એઈલીએ Poverty Train અને ગેરી ડેવીસે Chair Pieceની રચનાઓમાં મદદ કરી.

ઉત્તરાએ તેના સોલો ડાન્સમાં આ રચનાઓ ઉપરાંત Sun Oack leeની Mirrors, Kei Takeiની Talking Desert Blues અને Riverનો સમાવેશ કર્યો. આ રચનાઓને Asian New Dance તરીકે વિવેચકોએ નોંધી. ઉત્તરાએ પોતાની અને આ રચનાઓને રજૂ કરવી શરૂ કરી. અમેરિકા ઉપરાંત યુરોપમાં જર્મની અને ફ્રાંસમાં તેની રજૂઆતે મોડર્ન ડાન્સર તરીકે ઉત્તરાને ઘણી પ્રસિદ્ધિ આપી.

આ વર્ષો દરમિયાન ઉત્તરા ડો. હરેશ

લાલવાની નામના વિખ્યાત કલાકારના સંપર્કમાં આવી. હરેશ લાલવાની Bucky Fullerના વિદ્યાર્થી હતા અને ન્યુ યોર્કની Pratt સંસ્થામાં અભ્યાસ કર્યા પછી પ્રોફેસર તરીકે નિયુક્ત થયા હતા. હોમી ભાભા ફેલોશીપ પૂરી થયા પછી ઉત્તરા ન્યુ યોર્ક પાછી ફરી અને હરેશ લાલવાની સાથે લગ્ન કર્યાં પછી ન્યુ યોર્કમાં સ્થાયી થઈ.

1984માં ભારતમાં Max Muller Bhavanના જર્મન ડાયરેક્ટર જ્યોર્જ લેકનર મુંબઈમાં NCPA, સંગીત નાટક અકાદમી અને મેક્સ મૂલર ભવનના આશ્રયે East West Dance Encounter ગોઠવી. તે એક મોટી ઐતિહાસિક ઘટના હતી. ભારતમાં મૃણાલિની સારાભાઈ, કુમુદિની લાખીઆ, ચંદ્રલેખા, મંજુશ્રી ચાકી સરકાર, આસ્તાદ દેબુ અને અન્ય કલાકારો પોતપોતાની શૈલીમાં અનેક નવતર પ્રયોગો કરતાં હતાં. જર્મનીથી સુજાતા લીંકે, અને ગેરહાર્ડ લોહનર, લંડનથી ડોમિનિક બાગુએ, ન્યુ યોર્કથી કાર્મેન દલાવાલાદ, ભારતમાં સ્થાયી થયેલ અમેરિકન નર્તકી શેરન લોવેન અને ઇટાલિયન નર્તકી ઇલિયાના સિતારીસ્તી, બન્ને ઓડિસી અને છાઉ નૃત્યો શીખતી હતી, તે ઉપરાંત સ્થાનિક નૃત્યાંગનાઓ અને વિવેચકો આ કોન્ફરન્સમાં ઉપસ્થિત હતાં, ઉત્તરા ન્યુ યોર્કથી આ કોન્ફરન્સમાં ભાગ લેવા આવી હતી અને તેણે ઇગોર



**મોહનરાવ કલ્યાણપુરકરના માર્ગદર્શન હેઠળ ઉષા સૂક્તનું નૃત્ય**

વાખેવીચના સંગીતના આધારે Winds of Shiva choreography રજૂ કરી હતી.

ઉત્તરાની હઠયોગની સાધનાએ તેની મોડર્ન ડાન્સની રચનામાં ઘણી સહાય કરી હતી. ન્યુ યોર્ક પાછા ફર્યા પછી તેણે Meditating નામે રચનામાં અનેક યોગાસનોનો ઉપયોગ કલાત્મક રીતે કર્યો હતો. તેની નોંધપાત્ર રચનાઓમાં The birth of the Stars, જેમાં હરેશ લાલવાનીના કોમ્પ્યુટર દ્વારા નિર્મિત રેખાંકનોનો ઉપયોગ કરવામાં આવ્યો

હતો. જેમ નૃત્ય પ્રગતિ કરતું જાય તેમ એ કોમ્પ્યુટરનાં રેખાંકનો ઉત્તરાના શરીર પર પ્રતિબિંબિત થતાં.

ઉત્તરા ન્યુ યોર્કમાં કોલંબિયા યુનિવર્સિટીની બર્નાર્ડ કોલેજમાં એડજંક્ટ પ્રોફેસર તરીકે નિયુક્ત થઈ છે અને ત્યાં કોરિયોગ્રાફી અને વર્લ્ડ હિસ્ટરી ઓફ ડાન્સ વિષયો શીખવે છે. તે ઉપરાંત અમેરિકન કોરિયોગ્રાફર Jonathan Hollander પ્રતિ વર્ષ ન્યુ યોર્કમાં Erasing Borders નામે કાર્યક્રમમાં એક સપ્તાહ લગી વિવિધ દેશોનાં નૃત્યો રજૂ કરે છે તેમાં રજૂ થતાં ભારતનાં નૃત્યો વિશે માર્ગદર્શન આપે છે. તેણે editor તરીકે Congress on Dance Research (cord)ના અંકોનું સંપાદન કર્યું છે. કોરિયોગ્રોફર, નૃત્યાંગના અને એકેડેમિશિયન Academician તરીકે તેનું અમેરિકામાં બહુમાન થયું છે. સંગીત નાટક અકાદમીએ તેને contemporary dance માટે એવોર્ડ આપી સન્માન કર્યું છે. આ ઉપરાંત તેને અનેક પુરસ્કારો મળ્યા છે. ઉત્તરાને બર્નાર્ડ કોલેજમાં શીખવું ગમે છે. અમેરિકામાં મોટી વય લગી તમે શીખવી શકો તેવી સગવડ હોવાથી ઉત્તરા શિક્ષણકાર્યમાં વ્યસ્ત છે.

ઉત્તરા પ્રતિ વર્ષ ભારત ઉનાળાની રજાઓમાં આવે છે. તેનાં વયોવૃદ્ધ માતા મીઠુ કુર્લાવાલા સાથે સમય ગાળે છે. અને તેના જૂના લેખોનું સંપાદન કરે છે. વર્તમાન corona virus period દરમિયાન તે જો ઓગસ્ટમાં ન્યુ યોર્ક પાછી નહીં જઈ શકે તો ઓનલાઈન તેના વર્ગો લેશે. ઉત્તરાના ચાહકો અને પ્રસંશકો તેણે લખેલી New Directions in Indian Dance થિસિસના પ્રકાશનની રાહ જોઈ રહ્યા છે. આપણે આશા રાખીએ કે તે ગ્રંથરૂપે ભવિષ્યમાં પ્રગટ થશે.

❑❑❑



# પ્રાચીન સમયનું ચોરશાસ્ત્ર

☐ નરેશ અંતાણી

**સાં**પ્રત સમયમાં ચોરી એ એક સજાપાત્ર ગુનો છે અને ચોરીને આપણે એક અશિષ્ટાચાર તરીકે જોઈએ છીએ અને ચોરીને પ્રોત્સાહન આપવું કે તેમાં મદદગારી કરવી એ પણ એક અપરાધ છે, પરંતુ એક હેરત પમાડે એવી વાત એ છે કે, પ્રાચીન સમયમાં ચોરીનું પણ એક શાસ્ત્ર હતું અને તસ્કરવું કે ચોરી કરવી એ એક કળા તરીકે જોવામાં આવતી હતી! એટલું જ નહીં પણ ચોરી કઈ રીતે કરવી, કેવાં સાધનો રાખવાં, ખાતર પાડવાના પ્રકારો તેના આકારોમાં કલાત્મકતા કઈ રીતે લાવવી કે જેથી ચોરની કલાની પ્રશંસા થાય વગેરેનો આ શાસ્ત્રમાં ઉલ્લેખ કરવામાં આવતો હતો. ભલે તેના કોઈ લેખિત ગ્રંથો ઉપલબ્ધ નથી પરંતુ પ્રાચીન ગુજરાતી સાહિત્ય તથા સંસ્કૃત નાટકોમાં તેના ઉલ્લેખ

અવશ્ય જોવા મળે છે. આ ચોરશાસ્ત્ર શું હતું અને કેવું હતું તેનું શિક્ષણ કેવી રીતે આપવામાં આવતું એ વિગતો એક પ્રાચીનશાસ્ત્રને જાણવા તથા માહિતગાર થવાના હેતુસર જાણવી રસપ્રદ રહેશે.

તરવું, તાંતરવું અને તસ્કરવું એ ત્રણેય આપકળા માનવામાં આવે છે એના માટે કોઈ અભ્યાસની આવશ્યકતા નથી હોતી. આમ છતાં પ્રાચીન સમયમાં ચોરી માટેય એક વણલેખ્યું શાસ્ત્ર હતું, આ શાસ્ત્રમાં ચોરીનાં સિદ્ધાંતો અને પદ્ધતિની વાતો કહેવામાં આવી છે.

ચોરી કરવાની વૃત્તિ એ માણસજાતના ઉદ્‌ગમ જેટલી જ જૂની મનાય છે. પણ પછી આગળ જતાં કેટલાક સંજોગોવશાત કેટલીક જાતિઓ અને માનવસમૂહોએ ચોરીનો આજીવિકાના સાધન તરીકે સ્વીકાર કર્યો અને એ પછી તસ્કરકલાનો એક ધંધાના સાધન તરીકે વિકાસ થયો, એની કાર્યપદ્ધતિ અને તાલીમ નક્કી થઈ, આપણે પ્રાચીન ભારતની વાત કરીએ તો ચોરીના પણ એક શાસ્ત્રનો ઉદ્‌ભવ થયો અને નવાઈ એ વાતની પણ છે કે, એ શાસ્ત્રનું શિક્ષણ આપનારા 'આચાર્યો' પણ એ સમયે થઈ ગયા હતા!

પ્રાચીન ભારતના એ ચોરશાસ્ત્રના કર્તા મૂલદેવ હતા તેને ક્યાંક મૂલશ્રી તરીકે પણ વર્ણવવામાં આવ્યા છે. તેમની માતાનું નામ કર્ણી હોવાથી તેને કર્ણીસુત તરીકે પણ ઓળખવામાં આવે છે. આ સિવાય પણ મૂલભદ્ર, કરટર, કલાંકૂર તથા ખરપટ એવાં નામો પણ સંસ્કૃત સાહિત્યમાં મળી આવ્યાં હોવાનું વિદ્વાન ઇતિહાસકાર ભોગીલાલ સાંડેસરા જણાવે છે. આ માટે તેઓ આધાર આપતાં જણાવે છે, એ પ્રમાણે ઈસવી સનના સાતમા સૈકાના આરંભના સમયમાં રચાયેલા એક સંસ્કૃત નાટક 'મતવિલાસ પ્રહસન'માં ચોરશાસ્ત્રના કર્તા તરીકે ખરપટની પ્રશસ્તિ કરવામાં આવી છે અને તેમને નમસ્કાર પણ કરવામાં આવ્યા છે.

ચોરશાસ્ત્રના હોવા અંગેના બીજા પણ મળેલા એક આધારમાં દંડીના 'દશકુમાર ચરિત'માં કર્ણીસુતે ચોરીનો ધંધો સ્વીકાર્યો હોવાનું તથા તેણે ચીંધેલા માર્ગે ચાલવાની વાત નાટકનું એક પાત્ર કરતું હોવાની વાત કરવામાં આવી છે. તો કાંદબરીના વિવેચક ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્રે પણ કર્ણીસુતનો ચોરશાસ્ત્રના પ્રવર્તક તરીકે ઉલ્લેખ કર્યો છે. આમ, મૂલદેવ રચિત ચોરશાસ્ત્રની પરંપરા બહુ જૂના સમયથી ભારતના સાહિત્યમાં ચાલી આવતી હોવાનું જોઈ શકાય છે. જોકે, ચોરશાસ્ત્રનો કોઈ ગ્રંથ કે લિખિત સ્વરૂપમાં તે આજ સુધી મળી આવ્યો નથી તે એક ગોપનીય શાસ્ત્ર મનાય છે આથી તે કર્ણોપકર્ણે રહ્યું જેને કારણે વરસો પછી ઘસાતું ચાલ્યું અને અંતે નાશ પામ્યું હોય તેવું બની શકે છે. જોકે, ભોગીલાલ સાંડેસરા 'ષણ્મુખકલ્પ' અને 'ચૌરચર્યા' નામની બે હસ્તપ્રતો મળી આવી હોવાનું નોંધે

છે. તથા મૂલદેવનું વૃત્તાંત અનેક સંસ્કૃત સાહિત્યમાં હોવાનું પણ તેઓ જણાવે છે. તેઓ સંસ્કૃત સાહિત્યની નોંધોના આધારે નોંધે છે કે, મૂલદેવ મૂળ પાટલીપુત્રનો રાજકુમાર હતો પરંતુ પિતાથી રિસાઈને ભટકતો દક્ષિણના વેણાવટ નગરમાં એક ઘરમાં ખાતર પાડતાં પકડાઈ ગયો હતો પરંતુ એ જ દિવસે આ નગરના રાજાનું અવસાન થયું હતું અને તેને કોઈ પુત્ર ન હોઈ રાજાની શોધમાં મંત્રીઓએ તેના પર કળશ ઢોળતાં તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. આમ, ચોરશાસ્ત્રનો પ્રવર્તક મૂલદેવ વેણાવટનો રાજા બન્યો અને ઉજ્જયિનીની ગણિકા દેવદત્તાને પરણ્યો હતો. તો આચાર્ય હરિભદ્રસૂરિના 'ધૂર્તાખ્યાન'માં મૂલદેવને ધૂર્તોનો સરદાર તરીકે વર્ણવવામાં આવ્યો છે. આ સિવાય પણ અનેક સંસ્કૃત સાહિત્યમાં મૂલદેવની ધૂર્તતા અને તેની ચોરીની ચાતુરીની વાતો કહેવામાં આવી છે.

ચોરીનું શાસ્ત્ર હોય એટલે તેના અધિષ્ઠાતા દેવ પણ હોવાના જ 'મૃચ્છકટિક' નાટકમાં જણાવાયું છે એ પ્રમાણે ચોરોના અધિષ્ઠાતા દેવ સ્કન્દ અથવા તો કાર્તિકેય છે. આ નાટકના ત્રીજા અંકમાં ચોરોને સ્કન્દપુત્ર કહ્યા છે.

પ્રાચીન સમયમાં ચોર એટલે માત્ર ઘરમાં ખાતર પાડીને લૂંટી જનાર જ નહીં પણ રીતસરની ટોળીઓ બનાવી લૂંટફાટનો ધંધો કરનાર લૂંટારાઓ પણ ચોર તરીકે જ ઓળખાતા. ચોરપલ્લીઓ અને ચોર સેનાપતિઓના ચોરી, લૂંટફાટનાં અનેક વર્ણનો સાહિત્યમાં વર્ણવાયાં છે આથી ચોરીના વ્યવસાયને આક્રમણ અને યુદ્ધ સાથે સંબંધ હોવાને કારણે પણ યુદ્ધદેવ સ્કન્દને ચોરોના અધિષ્ઠાતા દેવ કહેવાયા હશે. સંસ્કૃતમાં સ્કન્દ એ ચતુરાઈનો પર્યાય છે અને ચોરીમાં ચતુરાઈની વધારે જરૂર પડતી એ રીતે પણ સ્કન્દનો સંબંધ ચોરી અને તેના શાસ્ત્ર સાથે જોડાયો હોઈ શકે.

પ્રાચીન ચોરશાસ્ત્રમાં ચોરોને બે પ્રકારે ઘરની અંદર પ્રવેશતા બતાવવામાં આવ્યા છે. એક તો ખાતર પાડીને અને બીજું સુરંગ દ્વારા. એ સમયે ચોરી કરવામાં પણ બહાદુરી અને તાકાતની જરૂર પડતી એ કાળમાં આજની જેમ ચોરી કરવામાં ન આવતી પણ ચોરી માટે ચોક્કસ મહેલ, હવેલી કે શાહુકારનું ઘર પસંદ કરી તેના ઘરમાં દીવાલમાં બાકોરું કરી દીવાલ તોડી અંદર પ્રવેશ કરી ચોરી કરવામાં આવતી જેને ખાતર પાડવું કહેવામાં આવતું. ખાતરને સંસ્કૃતમાં ખાત્ર અથવા તો ખત કહેવામાં આવે છે. ગુજરાતીમાં ખાત એટલે બાકોરું કહેવામાં આવે છે.

ચોરીનો બીજો પ્રકાર સુરંગ એ ખાતરને મુકાબલે વધારે મુશ્કેલ હોવાથી પ્રમાણમાં તેનો પ્રયોગ ઓછો કરાતો એવું જોવામાં આવ્યું છે. આપણી વાર્તાઓમાં પણ ખાતર પાડીને ચોરી કરવાની વાતો જ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. જોકે 'કથાસરિત્સાગર'માં ખાતર અને

સુરંગ એ બે પ્રકારે ચોરી કરવાની વાત જોવામાં આવે છે.

ચોરીકલાની તાલીમ આપી સ્કન્દના અનુયાયી વર્ગમાં વૃદ્ધિ કરતા તેને આ શાસ્ત્રમાં આચાર્ય કહેવાતા અને ખાતર ક્યાં અને કેમ પાડવું એ વિશે પણ 'મૃચ્છકટિક'માં વિગતે રસપ્રદ વાત કરવામાં આવી છે. તેમાં જણાવાયા મુજબ પાણી પડવાથી ભીની થઈ ગયેલી દીવાલમાં ખાતર પાડવાથી અવાજ થવાની સંભાવના રહેતી નથી. હવેલીનો કયો ભાગ ક્ષાર લાગવાથી જીર્ણ થયો હશે, કઈ જગ્યાએ ખાતર પાડવાથી દ્રવ્ય હાથ લાગશે તે શોધવાની રીતસરની તાલીમ આ શાસ્ત્રમાં હતી તો ખાતર પાડતાં પહેલાં સ્ત્રીના શયનસ્થાનની શોધ કરાતી અને તેવા સ્થાને ખાતર નહીં પાડવાની શીખ પણ આપવામાં આવતી. એ સમયે સ્ત્રીદાક્ષિણ્યની ભાવના કેટલી વધારે હતી તે દર્શાવે છે.

દીવાલોનો સ્પર્શ કરવાથી જ દીવાલ કેટલી અને કયાં કારણોસર ખવાઈ ગઈ છે તે શોધવાની કળામાં આ ચોરો નિપુણ હતા. ખાતર પાડવાના ચાર પ્રકારો આ શાસ્ત્રમાં કહેવાયા છે. જેમ કે, પાકી ઈંટોને બહાર ખેંચી કાઢવી, કાચી ઈંટોને કાપી નાખવી, માટીની દીવાલ હોય તો ત્યાં પાણી સીંચીને તેને ઢીલી કરવી, લાકડાની દીવાલ હોય તો તેને વહેરવી. વળી દીવાલમાં ખાતર પણ કળામય રીતે પાડવામાં આવતાં. ખાતરો જુદી જુદી આકૃતિમાં પાડવામાં આવતાં. ચોર ચોરી કરીને ચાલ્યો જાય પછી એકઠા થતા લોકો ખાતર પાડેલી દીવાલમાં થયેલી આકૃતિ જોઈ ચોરની પ્રશંસા કરે એનું પણ ચોર ધ્યાન રાખતા. ખાતરના કેટલાક આકારો પણ નક્કી કરેલા હતા. ખીલેલા કમળ જેવું, સૂર્યના આકારનું, વાવના આકારનું, સ્વસ્તિક આકારનું તથા પૂર્ણકુંભ આકારનું. આ આકારોમાંથી દરેક ચોર વિચારતા કે પોતે કેવા પ્રકારનું ખાતર પાડશે તો સવારે તે જોઈને નગરજનો હેરત પામી જશે. આથી જ ચોરીને એક કળા કહેવામાં આવી હશે!

આવાં ખાતર પાડતાં ચોર પણ ક્યારેક તેમાં ફસાઈ જતા અને મોતને ઘાટ પણ ઊતરતા. આવી એક ઘટના ઉત્તરાધ્યયનસૂત્ર નામના એક ગ્રંથમાં નોંધાયેલી છે એ ઘટના એવી હતી કે, એક ચોરે કપિશીર્ષક આકૃતિનું ખાતર પાડ્યું હતું પરંતુ ઘરનો માલિક તેને જોઈ જતાં તેણે અંદરથી ચોરના પગ પકડ્યા અને અંદરની તરફ ખેંચવા લાગ્યો જ્યારે બહારથી ચોરનો સાથી તેને બહારની તરફ ખેંચવા લાગ્યો. આ ખેંચતાણમાં ચોરે પોતે જ બનાવેલા ખાતરમાં ફસાઈ જતાં મૃત્યુ પામ્યો હતો. કપિશીર્ષક એટલે કે વાનરના મુખ જેવું ખાતર આગળથી નાનું પણ પછીથી પહોળું થતું જતું ખાતર, બાકોરું.

ચોર ચોરી કરે એટલે પોતાની સાથે સાજસરંજામ પણ રાખે. આવાં સાધનો

કેવાં રાખવાં અને ક્યાં ક્યાં રાખવાં તેની વિગતો પણ ચોરશાસ્ત્રમાં કહેવાઈ છે. જેનો ઉલ્લેખ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં જોવા મળે છે. જે રસપ્રદ છે. ચોર રાત્રિના સમયે નીકળે ત્યારે અંધારપછેડો ઓઢે તથા ચડ્ડી જેવું ટૂંકું વસ્ત્ર પહેરે જેથી દોડવામાં સરળતા રહે. તે પોતાની સાથે તલવાર, ખોદવા માટે 'ફણિમુખ' સર્પની ફેણ જેવું હથિયાર, ઘરના લોકો નિદ્રાધીન છે કે, જાગે છે એ તપાસવા ઝીણી સીસોટી, સાણસી, બનાવટી મસ્તક મહોરું, ઈજા કે ઘા થાય તો તે સહન કરવાનું યોગચૂર્ણ, મશાલ, ખાતર પાડવા માટે માપવા માટે દોરી, દીવાલ પર ચડવા માટે હૂક તથા દોરડું, ચોરદીવો, બળતા દીવાને ઓલવવા માટે જીવતાં પતંગિયાં ભરેલી દાબડી જેવાં સાધનો તે પોતાની પાસે રાખતો. ચોરદીવાની રચના એ પ્રકારની રહેતી દાબડો ઉઘાડીને દીવો બહાર કાઢી શકાતો અને ખપ પત્યે તેને પાછો દાબડામાં અંદર મૂકી શકાતો. કોઈક ઘરમાં ખાતર પાડવા જાય ત્યારે ત્યાં જો દીવા બળતા હોય તો તે પોતાની સાથે રહેલી દાબડીમાં ભરેલાં જીવતાં પતંગિયાંને દાબડી ખોલી ઉડાડી મૂકે અને પતંગિયાં હંમેશાં બળતાં દીવા પાસે જાય અને પતંગિયાંની પાંખોના પવનથી દીવો બુઝાઈ જાય. આ સાધનો અને પતંગિયાંની દાબડી તથા ચોર-દીવો વગેરેનું વિસ્તૃત વર્ણન સંસ્કૃત નાટકોમાં જોવા મળે છે.

## ચોરનો ભાઈ ઘંટીચોર!

ગુજરાતીમાં કહેવત છે કે, ચોરનો ભાઈ ઘંટીચોર. એ કહેવતમાં ઘંટી ચોરવાની કોઈ બીના કારણભૂત નથી. ચોરીના અધિષ્ઠાતા દેવ પણ હતા અને એ પ્રથા એક સમયે કર્ણાટકમાં ચાલુ હતી. કર્ણાટકમાં 'ગંઠિચોર' નામની એક જાતિ છે. ચોરી એ એક સમયે તેનો વ્યવસાય હતો. આ જાતિ 'યેલમ્મા'ને પોતાની અને પોતાના વ્યવસાયની દેવી ગણતા હતા. આ 'ગંઠિચોર' શબ્દ સંસ્કૃત 'ગ્રન્થિચોર' ઉપરથી આવ્યો છે. 'ગંઠિચોર' અને 'ઘંટીચોર' એ બન્ને વચ્ચે સામ્યતા તપાસતા એવું જોવામાં આવ્યું છે કે, આ બન્ને વચ્ચે કોઈ સામ્યતા નથી. પણ ગુજરાતી કહેવતમાં આવતો ઘંટીચોર શબ્દ મૂળ ગંઠિછોડ શબ્દ પરથી અપભ્રંશ થઈને આવ્યો છે. ગંઠિછોડ એટલે ગુજરાતી શબ્દકોશ મુજબ ગાંઠે બાંધેલું ધન છોડીને લઈ જનાર ચોર. કોઈક સ્થળે ગંઠિછોડનો અર્થ ચાલાક ચોર એવો પણ કરવામાં આવ્યો છે. પણ ટૂંકમાં ઘંટી ચોરવાની કોઈ ઘટના સાથે આ કહેવતને સંબંધ નથી.

વિદ્વાન પણ ચોરી કરતા પણ પોતાની વિદ્વતાને કારણે પછી પકડાઈ પણ જતા. આની એક રસપ્રદ કથા 'ભોજ-ભીમ પ્રબંધ'માં આવે છે. આ કથા મુજબ એક વાર એક વિદ્વાન ચોર રાજા ભોજના મહેલમાં ચોરી કરવા ગયો ત્યારે મધ્યરાત્રિએ રાજા ભોજે આકાશમાં ચંદ્રમાને નિહાળીને કાવ્યની પંક્તિ ઉચ્ચારી. પણ એ સમયે રાજમહેલમાં ખાતર પાડવા આવેલા સંતાયેલો ચોર પોતાની વિદ્વતાની પ્રતિભાનાં દર્શન કરાવવાનું ચૂકી ન શક્યો અને તેણે અધૂરી પંક્તિ પૂર્ણ કરી આથી તેના અવાજથી સચેત બનેલા ભોજના અંગરક્ષકોએ તેને પકડી પાડ્યો. બીજે દિવસે ચોરને રાજા ભોજ સમક્ષ રજૂ કરવામાં આવતાં ચોરને સજા કરવાને બદલે રાજા તેની વિદ્વતાથી પ્રભાવિત થઈ, કાવ્યની બે પંક્તિની રચના કરવા માટે તેના પર પ્રસન્ન થયા અને તે ચોરી કરવાનું કામ છોડી દે એ માટે દશ કોટિ સુવર્ણમુદ્રા અને આઠ હાથી ભેટમાં આપ્યા.

ચોરીની કળા, વિશેની કેટલીય વાર્તાઓ, દંતકથાઓ પ્રાચીન સાહિત્ય અને લોકસાહિત્યમાંથી મળે છે. ગુનેગાર જાતિઓના વૃત્તાંતમાંથી પણ ઘણી વિગતો મળી આવે છે તે પરથી બહારવટિયા, લૂંટારા, ઠગ, ચોર, પીંઢારા ખાતર પાડનારાના ચોક્કસ પ્રકારના નીતિનિયમો અંગે અનેક વિગતો મળી આવે છે પરંતુ આ જમાતનું પણ એક ચોક્કસ શાસ્ત્ર હતું અને તેની વિગતો આપણા પ્રાચીનશાસ્ત્રોમાં રહેલી છે તે રસપ્રદ બાબત કહી શકાય.

**સંદર્ભ :**


(1) સાંડેસરા, ભોગીલાલ, સંશોધનની કેડી, 1961.

(2) કુમાર, અંકઃ 300 ડિસેમ્બર 1948.


❑❑❑

''એકાંતમાં જ જગતને સહેજ અળગા થઈને જોઈ લેવાય છે ત્યારે જગત વિશે આપણે નર્યા નિર્ભ્રાંત થઈ જઈએ છીએ. જો એ નિર્ભ્રાંતિ નથી જીરવી શકતા, તો વળી કોઈ નવી સુખદ ભ્રાંતિની શોધ આરંભી દઈએ છીએ!''

**- સુરેશ જોષી, 'પશ્યંતી'માંથી**

* * *

''પ્રેમ છે ત્યાં સત્તાની કોઈ ઈપ્સા નથી, અને જ્યાં સત્તાનું સામ્રાજ્ય છે ત્યાં પ્રેમ પાંગરી શકતો નથી. બન્ને વચ્ચે આવો સ્પષ્ટ વિરોધાભાસ છે.''

**- કાર્લ યુંગ**

* * *

''વિસ્મય જ્ઞાનનું ઉદ્‌ગમસ્થાન છે.'' **- સોક્રેટીસ**

હા સ્ય મે ળો

# ક્રેડિટ કાર્ડ

☐ રતિલાલ બોરીસાગર



એક દિવસ ડોરબેલ વાગી. મેં મંગલ મંદિર ખોલ્યું ને જોયું તો 'દ્વાર ઊભો શિશુ ભોળો.' જોકે શિશુ તો ન કહેવાય, અઢાર-વીસ વરસનો યુવાન હતો, પણ એનો ચહેરો શિશુ જેવો માસૂમ હતો. મેં એને આવકાર્યો, બેસાડ્યો, પાણી આપ્યું, અને પછી આવવાનું પ્રયોજન પૂછ્યું. યુવાને એક રાષ્ટ્રીયકૃત બૅન્કનું નામ આપી પૂછ્યું, 'અંકલ! આ બૅન્કમાં તમારો પી.પી. એફ. એકાઉન્ટ છે?'

'હા' મેં કહ્યું.

'એમાં લાખ રૂપિયાનું બેલેન્સ છે?'

'હા' મેં કહ્યું. મેં 'હા' કહી - એમાં સત્ય જરૂર હતું, પણ હરિશ્ચંદ્રનું સત્ય નહોતું, યુધિષ્ઠિરનું સત્ય હતું. ઇન્કમટૅક્સમાં રાહત મળે એ હેતુથી એક મિત્ર પાસેથી દર વર્ષે પંદર-વીસ હજાર રૂપિયા લઈ, પી.પી.એફ.ના મારા નામના એકાઉન્ટમાં જમા કરાવ્યા હતા. મુદત પૂરી થયે આ પૂરેપૂરી રકમ મિત્રને આપી દેવાની હતી- વ્યાજ સહિત. મેં તો કેવળ સાક્ષીભાવે રકમ જમા કરાવી હતી ને મુદત પૂરી થયે સાક્ષીભાવે પૈસા લેવાના હતા. 'બેફામ'ના, મરણ વિશેના, પેલા શેર 'અવસર મારો હતો ને મારી હાજરી નહોતી' - ની જેમ પૈસા મારે નામે હતા, પણ મારી માલિકીના નહોતા.

'બૅન્ક તરફથી તમને ક્રેડિટ કાર્ડ મળી શકે તેમ છે.' યુવાને કહ્યું.

'ક્રેડિટ કાર્ડની ફી કેટલી છે?'

'મફત, તદ્દન મફત! એક વરસ સુધી.'

'વરસ પછી?'

'વરસ પછી તમારી ઇચ્છા હોય તો નક્કી કરેલી ફી ભરી, કાર્ડ ચાલુ રાખી શકો છો. ઇચ્છા ન હોય તો બંધ કરી શકો છો, પણ વરસ સુધી તો કશી ફી નહિ. સાવ ફ્રી.'

'તમારી અને તમારી બૅન્કની ભલી લાગણી માટે આભારી છું, પણ મારે

ક્રેડિટ કાર્ડની જરૂર નથી.'

'પણ અંકલ કાર્ડ મફત મળે છે. કાર્ડ પર તાત્કાલિક ત્રીસ હજારની લોન મળી શકશે. એ.ટી.એમ.ની પણ સગવડ છે.' આ એ.ટી.એમ. એટલે શું એ હું સમજી શક્યો નહિ, પણ આપણા જ્ઞાનનું પ્રદર્શન કરવાનો આપણામાં જેટલો ને જેવો ઉત્સાહ હોય છે, તેટલો ને તેવો અજ્ઞાનનો એકરાર કરવાનો નથી હોતો, એટલે એ.ટી.એમ. - એ ત્રણ અક્ષર દ્વારા શું સૂચવાય છે એ મેં પૂછ્યું નહિ.

'તમારી વાત બરાબર છે.' મેં કહ્યું, 'ક્રેડિટ કાર્ડના ઘણા લાભ હશે, પણ હવે મારે એનો ખપ નથી. નોકરીમાંથી નિવૃત્ત થયો એની સાથે લોન લેવામાંથી હું નિવૃત્ત થઈ ગયો છું.'

'બટ અંકલ, યુ નો, આમાં કાર્ડની સાથે આઠ લાખ રૂપિયાનો વીમો પણ બેન્ક ઉતરાવશે અને એનું પ્રીમિયમ પણ બેન્ક ભરશે. ધારો કે કાલે તમને કંઈ થઈ જાય તો - જોકે કાલે કંઈ થઈ જાય તો કશું ન મળે, પણ ક્રેડિટ કાર્ડ મળ્યા પછી, ધારો કે અંકલ, તમે સડનલી ઓફ થઈ જાવ તો આઠ લાખ રૂપિયા મળે.'

'સ્વર્ગમાં?'

'ના, અહીં જ, તમારા ઘરના સભ્યોને આઠ લાખ રૂપિયા મળે.'

કોઈ સંત-મહાત્માની જેમ આ યુવાન મને જીવનની ક્ષણભંગુરતાનો ખ્યાલ આપી રહ્યો હતો અને આ ક્ષણભંગુરતાનો પોઝિટિવ ઉપયોગ કરવા સમજાવી રહ્યો હતો. આમ છતાં, કાર્ડ લેવાનો મારો ઉત્સાહ વધ્યો નહિ, પરંતુ અત્યાર સુધી યુવાન સાથેનો મારો સંવાદ તટસ્થપણે સાંભળી રહેલા મારા ઘરના સભ્યો આઠ લાખ રૂપિયાના વીમાની વાત સાંભળી એકદમ ઉત્સાહમાં આવી ગયા. 'કાર્ડ મફત મળે છે તો લઈ લો ને!' એવો અભિપ્રાય સર્વાનુમતે વ્યક્ત થયો. 'જીવતાં તો આ લોકોને કશા કામમાં ન આવ્યો, પણ મરીને કામમાં આવી શકાતું હોય તો પણ કશું ખોટું નહિ.' એમ વિચારી મેં કાર્ડ માટે સંમતિ આપી. 'થેંક્યું, અંકલ! આવતી કાલે અમારા એક સાહેબ આવશે અને ફોર્મ ભરાવી જશે.' કહી યુવાન વિદાય થયો.

*

આમ જુઓ તો મારું આજ સુધીનું જીવન બધું ક્રેડિટ પર લેવામાં વીત્યું છે. જ્યાં-જ્યાં નોકરી કરી છે, ત્યાં-ત્યાં જે-જે લોનો ઉપલબ્ધ હતી, તે-તે લોનો મેં હંમેશાં લીધી છે. એક લોન ભરવા બીજી લોન અને બીજી લોન ભરવા ત્રીજી લોન - એમ લોનની શૃંખલા મારા જીવનમાં રચાતી રહી છે. મારા પગારપત્રકમાં લોન અંગેનાં જેટલાં ખાનાં હોય તે સઘળાં હંમેશાં ભરાયેલાં જ રહેતાં. નિવૃત્ત થયો ત્યારે મારા છેલ્લા પગારમાંથી ઓફિસમાંથી લીધેલી મકાનની લોનની રકમ એડ્જેસ્ટ

કરવામાં આવી હતી. પગારની રકમ ઉપરાંત થોડી રકમ ગાંઠની (અલબત્ત, ક્રેડિટ પર લઈને) ઉમેરીને મેં ઓફિસના મકાનની લોન સરભર કરાવી હતી. ઓફિસની ક્રેડિટ કો-ઓપરેટિવ સોસાયટીમાંથી વધુમાં વધુ લોન લેવાનો રેકર્ડ મારે નામે નોંધાયો છે. આ રેકર્ડ, મારી નિવૃત્તિ પછી પણ, હજુ અકબંધ છે. જીવન-જરૂરિયાતની બધી જ ચીજવસ્તુઓ મેં આજીવન ઉધાર લીધી છે. સ્કૂટર, રેડિયો, ટેલિવિઝન, ફર્નિચર, પુસ્તકો, પુસ્તકો રાખવા માટેનાં કબાટનું લાકડું, પેન્ટ-શર્ટ માટેનું મોંઘું કાપડ - બધું જ ક્રેડિટ ઉપર. જીવનની સૌથી મહત્ત્વની બે બાબતો પણ ક્રેડિટ પર લીધેલા પૈસાથી જ સિદ્ધ કરી હતી : ઘર બંધાયું (લગ્નના અર્થમાં) તે પણ ક્રેડિટ પર લીધેલા પૈસામાંથી અને ઘર (મકાન) બંધાવ્યું તે પણ મિત્રોના પૈસામાંથી ને પછી ઓફિસની લોનમાંથી. મિત્રોની અને ઓફિસની લોનમાંથી બનેલો મારો ફ્લેટ જે સોસાયટીમાં આવેલો છે એ 96 ફ્લેટની આખી સોસાયટી મારા નામની છે - 'રતિલાલ પાર્ક!' 'ચમત્કારો આજેય બને છે!'

ઉપરની યાદી હજુ લંબાવી શકાય તેમ છે, પણ સેમ્પલ માટે આટલું પર્યાપ્ત છે. આ બધું જ ક્રેડિટ પર મેળવવા મારે બેન્કના કાર્ડની ક્યારેય જરૂર પડી નહોતી. અલબત્ત, એ વખતે જો બેન્કનું ક્રેડિટ  કાર્ડ મને મળ્યું હોત તો મારી પાસે કદાચ ફ્લેટને બદલે આજે બંગલો હોત ને સ્કૂટરને બદલે ગાડી હોત! જોકે, મને આવું કાર્ડ આપનાર બેન્ક, આ જ કારણે, કદાચ આજે ન પણ હોત! હવે જ્યારે નાણાકીય વ્યવહારોમાંથી તદ્દન નિવૃત્ત થઈ ગયો છું ત્યારે બેન્ક મને ક્રેડિટ કાર્ડ આપી રહી છે અને તે પણ મફત! કવિએ નસીબ માટે કહ્યું છે - 'ન માગે દોડતું આવે, રહે એ દૂર માગે તો!' - એ કેટલું સાચું છે!

*

બીજે દિવસે બેન્કના ઓફિસર આવ્યા. કાર્ડ માટે મેં સંમતિ આપી એ બદલ એમણે મારો આભાર માન્યો. પછી મારા વિશેની વિગતો ફોર્મમાં લખવા મને પ્રશ્નો પૂછ્યા, મેં ઉત્તરો આપ્યા. થોડાં ઉદાહરણોઃ

'અત્યારે તમારી આવક કેટલી?'

'નિશ્ચિત કહી શકાય એવી કશી આવક નથી. વ્યાજની થોડી આવક છે, પણ સરકાર વ્યાજ ઘટાડી-ઘટાડીને એને વધુ થોડી બનાવી રહી છે. લેખકોને ખૂબ પુરસ્કાર મળવો જોઈએ એમ માનું છું, પણ મળવો જોઈએ એટલો પુરસ્કાર મળતો નથી.'

'પેન્શન?'

'હું જે નોકરી કરતો હતો, એમાં કામનું ટેન્શન ઘણું હતું, પણ એ નોકરી પેન્શનવાળી નહોતી.'

'ફોર વ્હીલર છે?'

'ના. કારની લોન મળતી હતી, પણ પેટ્રોલ રોકડેથી લેવું પડે તેમ હતું, એટલે કાર લેવાનો વિચાર માંડી વાળેલો.'

'ટુ વ્હીલર છે?'

'ઓફિસની લોન પર સ્કૂટર લીધેલું. ઘણાં વરસ વાપર્યું. પણ જૂનું થઈ ગયું એટલે કાઢી નાખ્યું. અત્યારે કાઈનેટિક ફેરવું છું - પણ એ પુત્રવધૂની માલિકીનું છે. એની મંજૂરી મળે ત્યારે ફેરવું છું.'

આ માણસ લોન લેશે અથવા ક્રેડિટ કાર્ડ પર કોઈ ફાઈવસ્ટાર હોટેલમાં નિવાસ કરશે તો બેન્કનું શું થશે એવી ચિંતા બેન્કના અધિકારીને થઈ હોય એવું મારા જવાબો પછી વીલા પડી ગયેલા એમના ચહેરા પરથી લાગ્યું. આમ છતાં, કાર્ડ માટે હું પાત્ર હતો (ભલે સુપાત્ર ન હોઉં) એટલે એ કશું બોલ્યા નહિ. મારા વિશેની વિગતોવાળા ફોર્મમાં મારી સહી કરાવી અને પછી 'થેંક યુ' કહી વિદાય થયા.

*

બેન્કનું ક્રેડિટ કાર્ડ મળ્યા પછી મેં છાપામાં વાંચ્યું કે ક્રેડિટ કાર્ડનો નંબર કોઈ જાણી જાય તો એનો દુરુપયોગ થવા સંભવ છે. આ વાંચી હું ગભરાયો. આમ તો કાર્ડનો ઉપયોગ હું કરવાનો જ નહોતો, છતાં કાર્ડ ક્યાંક આડું-અવળું મુકાઈ જાય, ભૂલથી પસ્તીમાં જતું રહે, આવી-આવી શક્યતાઓના વિચારો આવવા માંડ્યા. ચિંતાએ ધીમે-ધીમે ઘેરું સ્વરૂપ પકડ્યું. એવા વિચારો પણ આવવા માંડ્યા કે ચિંતાને કારણે બ્લડપ્રેશર વધશે, બ્લડપ્રેશર વધશે તો કાં તો હાર્ટએટેક આવશે ને કાં તો પેરાલિસિસ થઈ જશે... આવા વિચારો પછી મને લાગ્યું કે આવા વિચારો જોર પકડશે તો હાર્ટએટેક કે પેરાલિસિસ નહિ થાય તો ગાંડો તો જરૂર થઈ જઈશ. એના કરતાં કાર્ડ બિલકુલ સલામત રહે એવો ઉપાય શોધવામાં ડહાપણ છે, એમ મને લાગ્યું. મેં બેન્કના મેનેજર (કાર્ડની બેન્ક સિવાયની બેન્કના) એવા મારા એક મિત્રને એમની બેન્કમાં વરસ માટે લોકર ભાડે આપવા વિનંતી કરી. મેનેજર મિત્રને ઘણી નવાઈ લાગી. લોકરમાં મૂકવા માટે મારી પાસે એવું કશું છે નહિ એ મિત્ર જાણતા હતા, પણ મેનેજર તરીકે ક્લાયન્ટને લોકરમાં શું મૂકવું છે એમ પુછાય નહીં, એટલે એમણે કશું પૂછ્યું નહિ અને મને લોકરની સુવિધા કરી આપી.

મારું ક્રેડિટ કાર્ડ હવે લોકરમાં સલામત છે. ક્રેડિટ કાર્ડ મફતમાં મળ્યું છે, પણ એને સલામત રાખવા માટે લોકરનું ભાડું ભરી રહ્યો છું.

('ભજ આનન્દમ્' પ્ર. આ. 2007, પૃ. 79 થી 84)

■

# સૂરજ તો બધે જ સરખો

☐ વિનોદ ભટ્ટ



'**આ** વખતે રજાઓમાં કઈ તરફ ઊપડવા વિચારો છો, બાપુ?'

'હજી કંઈ નક્કી નથી કર્યું. છોકરાં આગ્રા જવાનું કહે છે. તાજમહેલ જોવાની એમની બહુ ઇચ્છા છે.'

'વાહ, સરસ. ટેસ્ટી.'

'તાજમહેલ અને ટેસ્ટી?'

'એમ નહિ, ત્યાં તાજમહેલની ઉત્તરે ખાડામાં એક દાળવડાંવાળો ઊભો રહે છે. સાલો શું બ્યૂટિફુલ દાળવડાં બનાવે છે! સુપર્બ... અમે તો જ્યારે-જ્યારે આગ્રા જઈએ ત્યારે-ત્યારે હું તો તાજની બહાર બેસીને દાળવડાં ખાઈ લઉં છું.'

'બાકી તાજમહેલ અદ્‌ભુત છે, નહિ?'

'સાચું પૂછો તો બોસ, મેં અંદર જઈને તાજમહેલ જોયો જ નથી...'

'ગજબ કહેવાય, સર્વજ્ઞભાઈ...'

'એમાં ગજબ શું છે, યાર! એક માણસ ચૌદમી ડિલિવરીમાં મરી ગયેલી પોતાની બૈરી પાછળ આ રીતે પૈસા બરબાદ કરે એ વાત જ આપણને પસંદ નથી. બીજો કોઈ સમજુ માણસ હોય તો બૈરી પાછળ આખું આગ્રા શહેર જમાડે કે પછી તેની યાદમાં તાજમહેલ જેવી કોઈ મોટી હોટેલ બાંધે... લાખ્ખો રૂપિયા ખરચીને તેણે બાંધી તો એક કબર જ ને!'

'સર્વજ્ઞભાઈ, માથેરાન જવા જેવું ખરું?'

'દાદાગીરી બોસ, માથેરાન એટલે માથેરાન. આપણા પુરોહિતવાળાની જ ત્યાં એક હોટેલ છે. એ હોટેલનાં દાળભાત! આંગળાં કરડ્યાં કરીએ. ફેન્ટાસ્ટિક!'

'ત્યાં જોવા જેવી કોઈ ખાસ જગ્યા?'

'છે ને... ઘણાં પોઇન્ટ્સ છે... સનસેટ પોઇન્ટ, એકો પોઇન્ટ, પેનોરમા પોઇન્ટ. પેનોરમા પોઇન્ટ પર એક નારિયેળવાળો બેસે છે. અમે તો ઘણી વાર નારિયેળનું પાણી પીવા માટે જ પેનોરમા પોઇન્ટ પર જતાં. બીજા કશા ખાતર નહિ તો

નારિયેળ-પાણી ખાતરેય તમારે માથેરાન તો જવું.'

'દાર્જિલિંગ આ સીઝનમાં મોંઘું પડે?'

'સહેજ પણ મોંઘું નહિ, શેઠિયા, તમારે એમ કરવાનું. એક ટંક જમવાનું ને સાંજે નાસ્તાથી ચલાવી લેવાનું. ત્યાં દિલ્હી ચાટસેન્ટરની બાજુમાં એક દહીંવડાંવાળો બેસે છે. પઠ્ઠો શું ફક્કડ દહીંવડાં બનાવે છે! બસ ખાધા જ કરીએ...'

'કહે છે કે ત્યાંના ખળખળ વહેતા ઝરણામાં પગ બોળીને બેસી રહેવાની મજા આવે છે.. એ એક લહાવો છે.'

'અરે સાવ હમ્બગ યાર, એક વાર પેલા ઉલ્લુના પઠ્ઠા જગદીશિયા સાથે ઝરણામાં પગ બોળીને બેસી રહ્યા એમાં તો સાલી હોટેલ બંધ થઈ ગઈ ને ફૂટની દાળઢોકળી ગુમાવવી પડી. ત્યારથી પ્રતિજ્ઞા કરી નાખી છે કે ખાધા વગર હોટેલની બહાર પગ ન મૂકવો અને હવે તો આતંકવાદીઓને કારણે સાલી કાશ્મીરમાંય ગરમી પડે છે.'

'તો મહાબળેશ્વર કેમ રહે?'

'અરે ડોન્ટ મિસ ઇટ બાબા, પણ મહાબળેશ્વર જવું હોય તો કોઈ ટ્રાવેલ ટૂરમાં જ જવું. સાલી પછી કોઈ ઝંઝટ જ નહિ. બે ટાઇમ ખાવાનું. ત્રણ ટાઇમ ચા-નાસ્તો પ્રહ્લાદ ટ્રાવેલ્સવાળા આપે છે. તમે કહો એ નાસ્તો આપે, બટાટાપૌંઆ, સેવ-ખમણી, બ્રેડનાં ભજિયાં - જે માગો એ નાસ્તો તૈયાર.'

'વહેલી સવારે પોણાચાર વાગ્યે મહાબળેશ્વરમાં સૂર્યોદય ગાંડા કરી મૂકે એવો હોય એ વાત ખરી?'

'પણ એવા ગાંડપણમાં ન પડવું મારા ભૈ. સૂરજ તો નવરો છે તે વહેલો ઊગી જાય. એને માટે થઈને આપણે શા માટે ઉજાગરો વેઠવો! સૂરજ તો બધે જ સરખો. માટે એવી કોઈ બબાલમાં પડવું નહિ. પણ વેકેશનમાં મહાબળેશ્વરમાં હાડમારી બહુ પડશે, એના કરતાં સસ્તું ભાડું ને સિદ્ધપુરની જાતરા જેવું કરવું હોય તો આબુ ઊપડી જાઓ. કહેતા હો તો રમેશ દાણી પાસે ચિઠ્ઠી લખાવી દઉં. એક બ્લોક કાઢી આપશે. રાંધવાનાં વાસણો પણ મળે છે. એક વાર રાંધવાનું ને બે વખત ખાવાનું. બીજી કોઈ ઝંઝટ જ નહિ. ખાઈને સાંજ સુધી ઘોર્યા કરવાનું. સાંજે નખીલેક પર ચક્કર લગાવવાનાં. નખીલેકની ત્રાંસમાં એક રબડીવાળો બેસે છે. તેને ત્યાંથી અઢીસોત્રણસો ગ્રામ રબડી લઈને ઝાપટી જવાની. પણ આબુમાં સાલી એક તકલીફ રહેવાની. તમને અડધું અમદાવાદ ત્યાં જોવા મળશે. અમદાવાદમાં જે લોકોને ટાળવા આપણે પોળની ગલીમાં છુપાઈ જવા મથીએ એ બધાં ત્યાં સામે ભટકાવાનાં. ત્યાંના પાછા રસ્તાય થોડા પહોળા એટલે ભાગીનેય ક્યાં ભગાય! એ વખતે સાલું એમ થાય કે આટલા પૈસા ખરચીને આબુ આવ્યા એ કરતાં અમદાવાદમાં

જ રહ્યા હોત તો વધુ સારું થાત.'

'આઇડિયા ખોટો નથી, થાય છે કે આ વખતે ક્યાંય જવું નહિ. સાંજે છ વાગ્યે ધાબામાં પાણી છાંટીને ઠંડકમાં પથારી કરી લેટી જવું. અમદાવાદની સાંજ આમેય ઠંડકવાળી હોય છે.'

'વાહ એ તો ઉત્તમ. ધાબામાં બેસીને પટેલનો આઇસક્રીમ ખાતાં-ખાતાં ગપ્પાં મારવાની જે મજા છે તે સાલી બીજે ક્યાંય નથી. એટલે તો કહું છું કે પૃથ્વીનો છેડો ઘર. એટલે બાપુ, આપણી તો એ જ સલાહ છે કે... સમજી ગયા ને!'

[વગેરે, વગેરે, વગેરે...]



# પાર્કિંગ પ્રોબ્લેમ : ઇન્ડિયા-અમેરિકા

☐ બકુલ ત્રિપાઠી



**ત**મારે ત્યાં શહેરોમાં વાહનોના પાર્કિંગનો પ્રોબ્લેમ તમે કેવી રીતે સોલ્વ કરો છો?'

મને ભારત અંગેની સર્વ બાબતોના નિષ્ણાત માનીને એક ભોળા અમેરિકન પત્રકારે પૂછેલું.

'વેલ્લ...' મેં વિચાર કરવા માંડ્યો.

'ઇન અમેરિકા કારપાર્કિંગ વોઝ એ ગ્રેટ પ્રોબ્લેમ. વાહનો વધતાં ગયાં તેમ અમારા અમેરિકા દેશમાં પાર્કિંગનો પ્રોબ્લેમ અઘરો બનતો ગયો. હવે અમે વિશાળ પાર્કિંગ લોટ્સ ખાલી રાખ્યાં છે. તેમાં પટ્ટા દોરીને પાર્કિંગ લોટ્સના નંબરો આપીને હજારો-લાખો કાર્સ પાર્ક કરવાની વ્યવસ્થા કરી છે. ઉપરાંત પ્રચંડ અન્ડરગ્રાઉન્ડ પાર્કિંગ વ્યવસ્થા અને પાંચ-સાત-દસ માળનાં પાર્કિંગ માટેનાં મકાનો.' પત્રકારમિત્રે કહ્યું.

'બરાબર છે. કારણ કે તમારા દેશમાં ઈંટો, પથ્થર, સિમેન્ટ સરપ્લસ રહ્યાંને? અમે તો આધ્યાત્મિક દેશમાં રહ્યા એટલે અમે બધાં જ સિમેન્ટ, ઈંટો, પથ્થરો વગેરે મંદિરો બાંધવામાં વાપરી નાખીએ છીએ, એટલે વાહનપાર્કિંગ જેવી ક્ષુદ્ર પ્રવૃત્તિ માટે અમે મલ્ટીસ્ટોરિડ ગેરેજ બાંધવામાં માનતા નથી.' મેં ગૌરવથી કહ્યું.

'તો તમે વધતાં જતાં વાહનોનો પ્રશ્ન કેવી રીતે ઉકેલો છો? કદાચ તમારે ભારતમાં વાહનોની ખાસ જરૂર નહીં હોય!'

'વાહનો અમારે ત્યાં વધતાં જાય છે કારણ અમે આધ્યાત્મિક દેશ છીએ અને મંદિરોએ જવા-આવવા માટે સ્કૂટરો અને મોટરકાર્સ જોઈએ જ ને?'

'પણ તો એના પાર્કિંગ અંગે...'

'યુસી, અમારે ત્યાં એક સુંદર કહેવત છે, ધાર્મિક કહેવત છે.' મેં કહ્યું. મનમાં હું બબડ્યો, 'તમને મટિરિયાલિસ્ટિક લોકોને આ કહેવત નહીં સમજાય.' પછી મોટેથી સ્પષ્ટતા કરી.

'અમારે ત્યાં કહેવત છે - સબ ભૂમિ ગોપાલ કી, ઇસમેં અટક કહાં?'

'વોટ ડઝ ઇટ મીન?' એણે પૂછ્યું.

'ઓલ લેન્ડ બિલોન્ગ્ઝ ટુ ગોપાલ...'

'હું ઇઝ ગોપાલ? મસ્ટ બી એ રિયલ બીગ લેન્ડઓનર.'

'નો, ગોપાલ ઇઝ ગોડ. ગોપાલ એટલે ભગવાન પરમેશ્વર. આ આખીય પૃથ્વી ગોપાલની છે. ઓલ લેન્ડ બિલોન્ગ્ઝ ટુ ગોડ...'

'ઓ.કે. પણ ઇન પ્રેક્ટિસ?'

'ઇન પ્રેક્ટિસ ધેરફોર વી પાર્ક અવર સ્કૂટર્સ એન્ડ કાર્સ એનીવ્હેર વી લાઈક!'

'એટલે?'

'એવરીવહેર! જ્યાં જરાક જગ્યા જોઈ ત્યાં ઘુસાડ સ્કૂટર!'

'પણ... પણ...' એ બિચારો ગભરાઈ ગયો. આ અમેરિકન લોકો આપણી ઊંચી સમાજવ્યવસ્થા અને કાયદાવ્યવસ્થા સમજવામાં ગૂંચવાઈ બહુ જાય છે. 'પણ તમે ગમે ત્યાં સ્કૂટરો-કાર્સ પાર્ક કરો કેવી રીતે?'

'બસ, ઘુસાડ! દે ધિન્ન!'

'એટલે?'

મેં કાગળ-પેન્સિલ લઈને ચિત્ર દોર્યું. મેં બતાવ્યું. 'જો આ જગ્યાએ દસ સ્કૂટર છે. આ લીટીઓ એ સ્કૂટર્સ.'

'ઓ.કે.' એણે કહ્યું.

'હવે, તમે સ્કૂટર લઈને આવો છો.'

'યેસ...'

'હવે તમે સ્કૂટર ક્યાં પાર્ક કરશો?'

'આઈ વોન્ટ પાર્ક એટ ઓલ.'

'યુ વોન્ટ પાર્ક યોર સ્કૂટર? તમે તમારું સ્કૂટર પાર્ક નહીં કરો?'

'નો, બિકોઝ આઈ કેન્ટ!'

'જુઓ, અહીં છ ઈંચ જેટલી જગ્યા છે.'

'ઓહ.'

'અહીં ઘુસાડ સ્કૂટર.'

'પણ આ તો રસ્તો રોકાઈ જાય. પેલા બધા કેવી રીતે એમનાં સ્કૂટરો બહાર કાઢશે?'

'ના કાઢે! એમાં શું? સામેની પાનની દુકાને ઊભા રહીને પાન ખાધા કરે.'

'પણ ક્યાં સુધી?'

'તમે તમારું કામ પતાવીને નિરાંતે આવો અને તમારું સ્કૂટર ખસેડી લો ત્યાં સુધી!'

'બટ ધેટ માઈટ ટેક અવર્સ!'

'તે થાય, કલાકોય થાય! ભારત દેશ સ્વતંત્ર છે. અમને 15મી ઓગસ્ટ 1947ની મધરાતે...'

'ધેટ આઈ નો.' એ ચિઢાયો. 'આને ગમે ત્યાં સ્કૂટર મૂકવાની... વોટ ઇઝ ધ સ્પેસિફિક વર્ડ યુ યુઝ?'

'ઘુસાડવાની.'

'હા, આને ગમે ત્યાં સ્કૂટર ગુ... સા... દ...વાની સ્વતંત્રતા ખરી, પણ પેલાઓને ગમે ત્યારે સ્કૂટર બહાર કાઢવાની સ્વતંત્રતા નહીં? ધારો કે કોઈએ વહેલા નીકળી જવું છે.'

'તો એ નીકળી જઈ શકે છે.'

'કેવી રીતે?'

'કેમ વળી, આ બધાં બીજાં સ્કૂટર્સ છે, તેને ઊંધાં પાડી દઈને એણે પોતાનું સ્કૂટર બહાર કાઢી લેવાનું!'

'અરે પણ પોલીસ એની ફરજ...'

'પોલીસ એની ફરજ બજાવે જ.'

'શું કરે?'

'દર પંદર-વીસ દિવસે એકદમ ઊંઘમાંથી સફાળા ઊઠીને પાંચ-પંદર સ્કૂટર ક્રેનથી ઉપાડીને ટ્રકમાં મૂકીને ઉઠાવી જાય.'

'અને કાર્સ?'

'કાર્સવાળાઓને પણ આ લાગુ પડે છે. એમને ગમે ત્યાં રસ્તા વચ્ચે ગાડી પાર્ક કરવાની છૂટ! પછી થોડે થોડે દિવસે પોલીસવાળા ઊંઘમાંથી સફાળા

ઊઠીને બે-પાંચ-દસ ગાડીઓને ટાઉ કરી જાય.'

'પછી?'

'દંડ આપવો પડે.'

'પછી?'

'પછી કંઈ નહીં! બે-પાંચ દિવસે ફરીથી પેલાં સ્કૂટરો અને પેલી કાર્સ... રિવાજ મુજબ ત્યાં ને ત્યાં.'

'પણ ક્યાં સુધી?'

'ફરીથી પંદરવીસ દિવસે કે મહિને-બે મહિને પોલીસવાળા ઊંઘમાંથી સફાળા ઊઠીને...'

'યસ! યસ! યસ! હું સમજી ગયો... પણ આઈ વંડર... ધ કોસ્ટ ઓફ ફાઈન્સ...'

'તમારા અમેરિકા દેશમાં પાર્કિંગની ફી આપવી પડે છે ને?'

'ઘણી જ.'

'બસ તો અમારે ત્યાં રોજ ફી આપવાનો રિવાજ નથી. ક્યાં રોજેરોજ ફી આપવાની ને લેવાની ને હિસાબ રાખવાની માથાકૂટ કરવી? અમને એવો ટાઈમ જ નથી! અમારે ત્યાં તો આ સરળ સિસ્ટમ લોટરી ટાઈપ! વરસમાં બેપાંચ વાર તમારું સ્કૂટર પોલીસની હડફેટમાં આવી જાય તો દંડ ભરીને છોડાવી આવવાનું! વર્ષના 365 દિવસ રોજનો એક રૂપિયો પાર્કિંગ ફી ભરવી અને વર્ષમાં પાંચસાત વાર પચાસ કે સો રૂપિયા દંડ ભરી દેવો - એ બેઉ હિસાબે સરખું થઈ પડે છે!'

'બટ વ્હાય નોટ પાર્કિંગ ફીઝ? ધેટ વુડ બી મોર સિસ્ટમેટિક.'

'સિસ્ટમેટિક ખરું, પણ હિસાબ રાખવાની હેરાનગતિ તો ખરી જ ને રોજબરોજની? વળી વ્યવસ્થિત પાર્કિંગ ફીઝ હોય તો પોલીસવાળા ભાઈને પોતાને શું મળે?'

'એટલે?'

'કંઈ નહીં.' મેં કહ્યું. મારે ક્યાં તેને બિચારાને પાછી આપણી સેલરી સિસ્ટમ, વેજ સિસ્ટમ, બોનસ સિસ્ટમ અને મારી ખાવા અને ઉઘરાવી ખાવા સિસ્ટમ સમજાવવી? આપણા જેટલી એડવાન્સ્ડ ઇકોનોમિક અન્ડરસ્ટેન્ડિંગ જ એમનામાં નથી. આ તો હું મારા જાતઅનુભવે કહું છું. આપણી સિસ્ટમો અમેરિકનોને સમજાવવા બહુ પ્રયત્ન નહીં કરવો.

'વન લાસ્ટ ક્વેશ્ચન.' એણે વિનંતી કરી.

'ઓ.કે.' મેં ઉદારતાથી રજા આપી.

'આવતાં દસ વર્ષમાં તમારે ત્યાં વાહનોની સંખ્યા બમણી થઈ જવાની, શહેરોમાં કુલ જમીનનું ક્ષેત્રફળ વધવાનું નથી. તમે શું કરશો? તમને ચિંતા નથી થતી?'

'નથી થતી. અમે દર બેસતા વર્ષે છાપામાં અમારું વર્ષનું રાશિભવિષ્ય વાંચી લઈએ છીએ. જે રાશિનું ભવિષ્ય સારું હોય એ બધી જ ચિંતા છોડી દઈ નિશ્ચિંત બની જાય છે.'

'પણ વોટ ઓફ બીજી રાશિઝ?'

'જે રાશિવાળાના ગ્રહો ખરાબ હોય છે તેણે આ આખું વર્ષ પોતાની અને દેશની ચિંતા કરવાની છૂટ!'

'પુઅર બેગર્સ! સો અનફોર્ચ્યુનેટ?'

'ના. એમણે એક જ વર્ષ ચિંતા કરવાની. પછી બીજે વર્ષે તો બેસતા વર્ષે જુદું રાશિભવિષ્ય આવે ને? એટલે ઘણુંખરું એ રાશિવાળા હવેના નવા વર્ષે નિશ્ચિંત બની જાય!'

'ઓહ!'

'ધેટ્સ ધ સિક્રેટ! આને કારણે અમારા દેશમાં કોઈને આવાં બધાં સિવિક પ્રોબ્લેમ્સની ઝાઝી વખત સતત ચિંતા નથી.' મેં સમજાવ્યું.

મેં એને કહ્યું તો છે કે આ ઇન્ટરવ્યૂ અમેરિકન છાપામાં છાપે તો મને ક્લિપિંગ મોકલે...

મોટે ભાગે નહીં છાપે!

એને આપણી સિસ્ટમ સમજાઈ જ નહીં હોય! મેં કહ્યું ને એ લોકોનો જનરલ આઈક્યૂ આપણા પ્રમાણમાં જરા લો - જરા નીચો ખરો...

**('ઇન્ડિયા અમેરિકા હસતાં હસતાં')**



# મારું મકાનાભિનિષ્ક્રમણ

☐ નીતિન ઢાઢોદરા



'રોટી, કપડાં અને મકાન એ મનુષ્યની પાયાની જરૂરિયાત છે.' - આ વિધાન જ મને પાયાવિહોણું લાગે છે. આ વિધાન કરનાર ફિલસૂફ ચોક્કસપણે અમદાવાદ શહેરમાં રહેતો નહીં હોય તેની હું પગનાં આંગળાં સુધીની ખાતરી (જે સામાન્ય રીતે ગળા સુધીની જ હોય છે, પણ તીવ્રતા વધારે હોવાથી તે વધુ નીચે ઊતરી છે!) આપું છું. અમદાવાદમાં શિક્ષકની નોકરી મળ્યા પછી 'મકાન' એ મારો પ્રાણપ્રશ્ન બની ગયો હતો. ઈશ્વરે મને બે કાન આપ્યા પણ, એક મકાન ન આપ્યું તે બદલ હું તંગદિલીનો અનુભવ કરતો હતો! તેથી, નોકરી મળ્યા પછી છોકરી શોધવાને બદલે જુદી જુદી ચાલીઓમાં ફરી ફરીને ઓરડી શોધવાની ભાંજગડમાં ભેરવાયો. પહાડના બાળક મેઘાણીએ જેમ ઝૂંપડે ઝૂંપડે ભમીને લોકસાહિત્યનું ચયન-સંપાદન કરેલું તેવી જ રીતે હું ચાલીએ ચાલીએ ફરીને ઓરડીનું ચયન-સંપાદન કરવામાં પડ્યો. ભૂતકાળમાં મેં ધડ-માથા વગરના પ્રશ્નો પૂછીને અનેક વિદ્યાર્થીઓને બરાબર મૂંઝવણમાં મૂકી દીધા હતા. પણ, વર્તમાનકાળમાં મકાનના પ્રશ્નમાં હું ભારોભાર સલવાયો હોઉં તેવું લાગવાથી હું લઘુતાગ્રંથિથી પીડાતો હતો. બે-ત્રણ વરસ ભાડાનાં મકાનમાં અનુભવાયેલી પળોજણ અને પીડાથી હું ભાડાનાં મકાન પ્રત્યે નિરાસક્ત થયો. બુદ્ધે વિશ્વના ભલા માટે પોતાનું મકાન છોડ્યું હતું અને મેં સ્વના ભલા માટે ભાડાનું મકાન છોડવાનું વિચાર્યું! અને એક દિવસ વ્યથિત થઈને આખરે મેં બુદ્ધની અદાથી મકાનાભિનિષ્ક્રમણ આદર્યું...

પ્રારંભની પળોમાં જ મને આત્મજ્ઞાન લાધ્યું કે આ શહેરમાં મકાનો મોંઘાં છે અને માણસો સાવ સસ્તા! જ્યાં જમીર કરતાં જમીનની કિંમત વધારે છે એવા આ શહેરનાં બધાં જ ઘરોમાં મોંઘવારી કાયમી ઘર કરી ગઈ છે. જે બાદશાહે આ નગર વસાવ્યું તે પુનર્જન્મ લઈને અહીં નવું મકાન ખરીદવા આવે તો પૂર્વજન્મમાં જીતેલા બધા કિલ્લાઓ તે વેંચી દે પછી પણ બે-ચાર બેંકોની લોન

લેવી પડે તેવી કફોડી સ્થિતિમાં આવી પડે! નવાં મકાનોની આવી ડરામણી અને બિહામણી કિંમતોને કારણે જ સરકારે ગુજરાત રાજ્યની રાજધાની અમદાવાદથી ફેરવીને ગાંધીનગર કરી નાખી હશે તેવો મારા સામાન્ય જ્ઞાનમાં અસામાન્ય વધારો થયો! આ જ્ઞાનનો ઉપયોગ કરીને મેં જૂનું ઘર ખાલી કરવાનો નહીં પણ જૂનું ઘર ખરીદવાનો વિચાર માંડ્યો. આ સાથે જ નવું ઘર ખરીદવાના વિચારનું બાળમરણ થયું!

મકાનાભિનિષ્ક્રમણના પ્રથમ તબક્કામાં છાપાંમાં જાહેરખબર વાંચીને મેં એક ઘરધણીને ફોન કર્યો. મકાનની કિંમત અંગે સવિનય પૃચ્છા કરી.

તેણે 'ચાર-પાંચની આસપાસ વેચવાનું છે.' એવો મોઘમ ભાવસ્ફોટ કર્યો.

મારું અને દેશનું બજેટ એક સરખું જ હતું. બન્નેમાં 'રૂપિયો ક્યાંથી આવશે?' તેના કરતાં 'રૂપિયો ક્યાં જશે?' તેનું પ્રમાણ વધારે હતું! તેમ છતાં પણ 'પડશે એવા દેવાશે' જયઘોષ અને 'હવે તો મકાન એ જ કલ્યાણ' સંકલ્પનાદ સાથે નગરવાહન રીક્ષામાં આરૂઢ થઈને હું મારા ભાવિ મકાન પર પહોંચ્યો. મૌકા-એ-વારદાત પર મને જે મકાન 'સ્મશાન' જેવું ભાસતું હતું તે જ મકાન ઘરધણીને 'આલીશાન' ભાસતું હતું! મને જે સાવ 'જેલ' પ્રતીત થતું હતું તે જ મકાન ઘરધણીને 'મહેલ' જેવું પ્રતીત થતું હતું. ઘરધણીએ મકાનની સજ્જડબંબ પ્રશંસા કરવામાં જરીયે પાછી પાની ન કરી. કોઈ ત્રીજો પુરુષ આ પ્રશંસા સાંભળે તો પ્રથમ દૃષ્ટિએ જ આ મકાન સાથે ભવોભવની પ્રીતમાં ડૂબી જાય એવું મકાનનું ચરિત્રવર્ણન તેણે કર્યું. પણ, મકાનની નિંદા કરવામાં મેં કશું બાકી ન રાખ્યું. શિક્ષક તરીકે મેં મારા હાથવગાં અને હોઠછૂટાં છંદ-અલંકાર-કલ્પનો તેમજ પુરાકલ્પનોનો પણ નિંદામાં પ્રયોગ કરી જોયો જેથી હું મકાનની પડતર કિંમત તળિયે લઈ જઈ શકું!

મકાન વાસ્તવમાં શું છે? 'જેલ', 'મહેલ', 'સ્મશાન' કે 'આલીશાન'? - તે અંગેના બૌદ્ધિક વ્યાયામથી જ્યારે અમો થાક્યા; અમારી તાર્કિક અને પુરાવા આધારિત દલીલો ખૂટી પડી ત્યારે અમોએ બુદ્ધના મધ્યમ માર્ગે જવાનું પસંદ કર્યું. એટલે કે મકાનની પડતર કિંમત 'ચાર' પણ નહીં અને 'ત્રણ' પણ નહીં - 'સાડાત્રણ' નક્કી થઈ. ખાદીના મેલામસ લેંઘામાંથી મેં રૂપિયા દસ હજારની નવીનકોર થોકડી બાના પેટે કાઢી.

એક પ્રતિષ્ઠિત નગરજનની ભાવભંગિમા સાથે જ રૂપિયાની થોકડી હાથમાં પકડાવીને જણાવ્યું કે, 'બાકીના ત્રણ લાખ ચાલીસ હજાર હું ત્રણ મહિનામાં ચૂકતે કરી દઈશ.'

મારું અંતિમ વાક્ય સાંભળતાં જ તે બુલફાઈટમાં જોવા મળતા આખલાની પેઠે મારી પર ચડી બેઠો. તેના આવા અસભ્ય આચરણનું મૂળ કારણ મારી સમજમાં આવે તે પહેલાં મને જે રીક્ષાવાળો લઈ આવ્યો તે જ હોસ્પિટલ સુધી મૂકી ગયો હતો એટલું મને યાદ રહ્યું!

પછી જ્યારે હું સંપૂર્ણ ભાનમાં આવ્યો ત્યારે ખબર-અંતર પૂછવા આવેલા શાળાના પટાવાળાએ કહ્યું કે, 'શું સાહેબ તમે પણ! ફિક્સ પગારમાં નોકરી કરતાં કરતાં તમારી વિચારશક્તિ પણ ફિક્સ થઈ ગઈ ગઈ છે કે શું? આમ 'સાડાત્રણ કરોડ'નાં મકાનની કિંમત સાવ 'સાડાત્રણ લાખ' જેટલી આંકતા પહેલાં એક વાર મારી સલાહ તો લેવી'તીને!

પૂર્વાર્ધમાં ઘરધણીએ શું કામ આખલાનું રૂપ ધારણ કર્યું હતું તેની ગડ મને હવે પડી! પણ, અફસોસ! હું સાડાત્રણ કરોડનું મકાન તો ન લઈ શક્યો પણ કરોડરજ્જુના સાડાત્રણ મણકા ભંગાવી ચૂક્યો હતો!

મકાનપ્રાપ્તિના માર્ગે મણકાતોડ દુર્ઘટના થયા પછી પણ મેં મકાન ખરીદવાના નિષ્ઠાપૂર્વકના અનેક પ્રયત્નો કર્યા. દરેક અપરિણિત પુરુષને જેમ આશા હોય છે કે તેના માટે ઈશ્વરે એક વિશિષ્ટ કન્યાનું સર્જન કર્યું હશે તેવી જ કંઈક આશા મને મકાન સંબંધે હતી!

પણ, દરેક વખતે કુરુક્ષેત્રમાં ઊભેલા અર્જુન જેવી જ મારી મનોદશા થાય છે. સમરાંગણમાં આપ્તજનોને જોઈને જે રીતે અર્જુન ભાંગી પડે છે અને કહે છે કે 'सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति । वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥' તે જ રીતે મકાનના ભાવ સાંભળતા વેંત જ વેચવાલના આંગણમાં મારાં ગાત્રો શિથિલ થઈ જાય છે, ગળું સુકાઈ જાય છે, શરીરમાં ધ્રુજારી વછૂટે છે, રોમતંતુઓ નર્તન કરવા લાગે છે અને જેને મેં તેની ડોકીમાંથી પકડી રાખેલી હોય છે તેવી મારી સાઈકલ ઢળી પડે છે! હું લગભગ મૂર્ચ્છામાં સરી પડું છું! 'ભગવાન પોતાનાં વિરાટ રૂપનું દર્શન કરાવીને જેમ ધનંજયને યુદ્ધ કરવા માટે તત્પર કરે છે તેમ મને કોઈ ભાઈબંધ આવીને પોતાના વિરાટ બેંકબેલેન્સનું દર્શન કરાવીને મકાન લેવા માટે કેમ તત્પર કરતો નથી?' - તેવા કારમા સવાલ સાથે હું વેચવાલના આંગણમાં ફસકી પડું છું. અંતે વેચવાલ ગાલીનાદ કરીને અમારી વચ્ચેની મંત્રણાનો અંત લાવી દે છે!

મકાનાભિનિષ્ક્રમણના બીજા તબક્કામાં મેં નવી યોજનાને અમલમાં મૂકવાનો નિર્ધાર કર્યો. આ યોજનાને મેં 'મિત્રમાગણ યોજના' એવું સાહિત્યિક નામ પણ આપ્યું. આ યોજનાના એક ભાગરૂપે સર્વ સખાઓ પાસેથી (મારાં જીવનમાં હજુ

સુધી સખીઓનો પ્રવેશ થયો ન હતો તેવું કહેવાની મારે જરૂર નથી!) સખાવત ભાવે રૂપિયા માગવા એવું નક્કી કર્યું. આ રીતે 'મિત્રમાગણ યોજના'ના માધ્યમથી સખાભંડોળ એકત્ર કરીને મકાનની કિંમતને પહોંચી વળવાનો મનસૂબો મેં ઘડ્યો.' દોસ્ત! જરૂર પડે ત્યારે કે'જે , હું બેઠો છું ને!' - એવું કહેનારા અનેક મિત્રો મારા જીવનની કારમી કટોકટીના ટાણે પણ બેઠા જ રહ્યા; ઊભા ન થયા તે ન જ થયા!

હવે મકાનાભિનિષ્ક્રમણના માર્ગે હું ખાસ્સો અનુભવી થઈ ચૂક્યો છું. મકાનની સમસ્યા અંગે પાંચ-દસ વિદ્યાર્થીને પીએચ.ડી. કક્ષાએ માર્ગદર્શન-પરામર્શન આપી શકું તેટલું જ્ઞાન મેં સ્વાનુભવથી અર્જિત કરી લીધું છે! પણ મારી ગણના 'પ્રબુદ્ધ શિક્ષક'ને બદલે 'પંતુજી' તરીકે કરવામાં લોકોને વધુ સરળતા રહે છે.

જૂની સમસ્યાને નવી રીતે ઉકેલનારા લોકોની ગણના 'બૌદ્ધિક' તરીકે થાય છે અને હું મારી જાતને તેમાં જ ગણું છું. તેથી હું એવા તારણ પર આવ્યો કે, 'જો જૂનું મકાન ન લઈ શકાય તો એક પ્લોટ ખરીદવો.' અને મેં પ્લોટની ખોજ આદરી. તે સાથે જ હું મકાનાભિનિષ્ક્રમણના ત્રીજા તબક્કામાં પ્રવેશ્યો.

જેના પર નાની-મોટી વાર્તાઓની બાંધણી થઈ શકે તેવા પ્લોટનો મને અનુભવ હતો, પણ જેના પર મકાનની બાંધણી થઈ શકે તેવા કોઈ પ્લોટનો અનુભવ મને હજી સુધી ન હતો. 'દરેક કાર્ય પૂરું ન થાય ત્યાં સુધી અશક્ય જ લાગે છે.' - તેવું નેલ્સન મંડેલાનું વાક્ય હું દરરોજ મારી શાળાના શૌચાલયની દીવાલ પર વાંચતો. હવે મંડેલાના આ વાક્યને અમલમાં મૂકીને મંડી પડવાનો સમય પાકી ગયો છે તેવું મને થયું. ભાડાની ઓરડીમાં રહેતાં રહેતાં લોટ ખાઈને પ્લોટની ખોજ કરવી એ જ કદાચ મારા લલાટે લખાઈને આવ્યું હતું! એક વિજ્ઞાનીને નવા પ્લેનેટ (ગ્રહ)ની શોધખોળ વખતે જે રોમાંચ અને વિસ્મય હોય તે જ રોમાંચ અને વિસ્મય સાથે એક અજ્ઞાની એવો હું પ્લોટની ખોજમાં લીન થયો.

મકાનાભિનિષ્ક્રમણના પંથ પર મળતી નિષ્ફળતાથી હું શિક્ષકમાંથી ચિંતકમાં ક્યારે વટલાઈ ગયો તેની મને ખુદને જ ખબર ન રહી. હવે હું મકાનાભિમુખ તત્ત્વજ્ઞાન અને દર્શનની ટોચની કક્ષાએ હોવાથી મારી જાત સાથે સંવાદ કરી શકું છું. કોઈને કદીયે ન થયા હોય તેવા કેટલાયે મકાનકેન્દ્રી પ્રશ્નો મને થાય છે. ઘણી વાર મને થાય છે કે, કર્ણને જેમ કવચકુંડળ જન્મ સાથે જ મળ્યાં તે જ રીતે દરેક મનુષ્યને જન્મ સાથે જ મકાન-પ્લોટ કેમ નથી મળતાં? આ મૃત્યુલોક પર દરેક મનુષ્ય વસતિ-વધારામાં પોતાનો અગણિત ફાળો આપે છે છતાં દેશની સરકાર તેણે કરેલાં કાર્યની કદર રૂપે મકાનોની લ્હાણી કેમ નથી કરતી? ચોર્યાસી લાખ યોનિમાં અથડાયા-કુટાયા પછી મનખાનો દેહ મળે છે અને આ દેહ શું તેણે

મકાનની ખોજમાં જ જર્જરિત કરી દેવાનો? જો 'ખેડે તેની જમીન' તેવો ધારો અમલમાં મૂકી શકાયો હોય તો 'જન્મે તેનું મકાન' એવો ધારો અમલમાં કેમ ન લાવી શકાય? પશુઓ માટે અભ્યારણ્યો અને પક્ષીઓ માટે ઉદ્યાનો જાહેર થાય છે તેમ માનવ માટે મકાન કેમ જાહેર થતાં નથી? ૬ થી ૧૪ વર્ષનાં બાળકો માટે મફત અને ફરજિયાત ભણતર આપવાનો કાયદો ઘડી શકાતો હોય તો ૧૮ થી ૯૮ વર્ષના લોકો માટે મફત અને ફરજિયાત ચણતર કરી આપવાનો કાયદો કેમ ન ઘડી શકાય? - સૃષ્ટિનાં કેટલાંક અકળ રહસ્યોની જેમ જ મારા આ પ્રશ્નો હજુ સુધી અનુત્તર છે!

તેમ છતાં, આ ભૂમિ પર ભૌતિક વાસનામાં ભટકતા કેટલાક લોકો મારી આ સ્થિતિને 'ગાંડપણ' કે 'ચસકેલ'માં ખપાવે છે...!! લો બોલો...!!

■

''આપણા સમાજમાં આપખુદ વલણને ફાલવા માટેની ફળદ્રુપ ભૂમિ શી રીતે રચાય છે? મને તો લાગે છે કે એનું મહત્ત્વનું કારણ એક જ છે. સમાજમાં જ્યારે જ્યારે વ્યક્તિ તુચ્છતાની અને શક્તિહીનતાની લાગણી અનુભવે છે ત્યારે આ વલણને વિસ્તરવા માટેની અનુકૂળ ભૂમિકા રચાઈ જાય છે. આપણે માનવીને બાહ્ય અંકુશોમાંથી મુક્ત કરીએ એટલે વ્યક્તિ-સ્વાતંત્ર્ય આપોઆપ સિદ્ધ થઈ જાય એ માન્યતા ભ્રામક છે. બાહ્ય સત્તાને આપણે પરવશ નથી એનું ગૌરવ આપણે ભલે અનુભવીએ; આપણે આપણાં વિચાર કે લાગણી મુક્તપણે અભિવ્યક્ત કરી શકીએ છીએ એવું ભલે માનીએ અને આથી આપણને આપણી આગવી વ્યક્તિમત્તા પ્રાપ્ત થાય છે એવું પણ આપણે માનતા થઈ જઈએ પણ આ વ્યક્તિમત્તા શેની બનેલી છે? આપણી પાસે અભિવ્યક્ત કરવા જોગા વિચાર હોય તો જ વિચાર સ્વાતંત્ર્યનો કશો અર્થ છે. પણ કોઈક ઘટના બને અને એની પ્રતિક્રિયા કે એ પરત્વેનો તમારો પ્રતિભાવ તમે વ્યક્ત કરો તે પહેલાં જ એ પરત્વે છાપાંના શબ્દો, ટેલિવિઝન અને રેડિયો તમને તૈયાર પ્રતિભાવ આપી દેતાં હોય તો એને તમે તમારો પોતાનો વિચાર કે પ્રતિભાવ કહી શકો, તેને વ્યક્ત કરવાનો અવકાશ જ ક્યાં રહે છે. ઘટનાઓની માહિતી મને આ સાધનો દ્વારા મળે છે, એ સાધનો બતાવે છે એ રૂપે હું જગતને જોઉં છું. આ સામૂહિક માધ્યમોએ મારી આંખને અને મારા કાનને ઝૂંટવી લીધાં છે. મારી વિચારશક્તિ નિષ્ક્રિય બનતી જાય છે.''

**- સુરેશ જોષી, 'પશ્યંતી'માંથી**




# આગંતુકઃ ઉત્તરાર્ધ-૨

☐ ધીરુબહેન પટેલ

## વૃંદાવન

**એ** એક નવો જ દિવસ. નવું પ્રભાત. એકબીજા સાથે સજ્જડ રીતે વીંટળાયેલી પાંદડીઓ બહારનું પોપટી કવચ સહેજ હડસેલીને જોવા મથે છે - બહાર શું છે, કેવું છે - ત્યાં એમનું સ્વાગત છે કે નહીં? સૌથી વધારે તો એમને એ જાણવું છે કે પૂર્ણ પુષ્પ રૂપે પ્રગટ્યા પછી વિશ્વ સાથે એમનો કેવો સંબંધ હશે.

ઈશાનને આ બધી બાબતોની કોઈ દરકાર નથી. થોડે દૂર ઊભેલી વિક્રમસિંહની ગાડીનું અસ્તિત્વ પણ એ ભૂલી ગયો છે. એના પગ અને પગદંડી એક આગવું અદ્વૈત રચીને નીકળી પડ્યાં છે - કોને ખબર ક્યાં આ વ્રજભૂમિ છે, એટલું જ્ઞાન પૂરતું છે ઈશાનને માટે. અહીં જ ક્યાંક કોઈ કાળે કૃષ્ણે વાંસળી વગાડી હશે, ભાગ્યશાળીઓએ તે સાંભળી હશે - બીજાઓ પોતાનાં રોજિંદાં કામકાજમાં અટવાઈ ગયા હશે. ખબર નહીં ઈશાને એ બન્નેમાંથી કોની સાથે આત્મીયતા

અનુભવી હશે. હાલ તો એ ચાલ્યો જાય છે - પગદંડી જ્યાં લઈ જાય ત્યાં. ક્યારેક એ રાહ પણ ખોવાઈ જશે... ત્યારની વાત ત્યારે.

ઓચિંતું કોઈ અજાણ્યું પક્ષી પોતાના અસ્તિત્વનું ભાન આસપાસની દુનિયાને જોરશોરથી કરાવવા લાગ્યું. એની આવરદા કેટલી, અહીં... આ સ્થળે - એનો વસવાટ ક્યાં લગીનો, એવી બધી તો એને કશી પંચાત હતી જ નહીં. અત્યારે, આ ક્ષણે એ જીવે છે અને જીવવામાં એને બહુ જ મજા આવે છે એટલું જ એને જણાવવું હતું - જેને જાણવું હોય તેને, અને ન જાણવું હોય તેને પણ.

એનું ગાન પૂરું થતાં લગી થંભી ગયેલા પગ ફરી ઉપાડતાં પહેલાં ઈશાનને ભાન થયું - વિક્રમસિંહ ભલે ગમે એટલો ઓવારી જાય; પોતાની પણ કોઈ ફરજ છે - મહેમાન તરીકેની. એ પણ બજાવવી જરૂરી છે - બેહદ જરૂરી. એણે વિક્રમસિંહના વાહન પાસે જઈને એને ચલાવનારાને પૂછ્યું; ''સાહેબ કેટલા વાગ્યે ઑફિસ જાય છે?''

''આપ ફિકર ન કરો.''

''કરવી પડે! અચ્છા, એ કહે ભોજનનો સમય નક્કી હોય છે?''

''સૂરજ માથે આવે એની આસપાસ.''

''ઠીક તો ચાલો, અત્યારે જ પાછા વળી જઈએ.''

''સાહેબ ગુસ્સે થશે તો?''

''નહીં થાય.'' કહીને ઈશાન ગાડીમાં બેસી ગયો. કોઈ એક ઘરમાં રહેવું આરામદાયક તો હતું જ; પણ ઇષ્ટ નહોતું. એ શું અહીં કોઈની પરોણાગત માણવા આવ્યો હતો?

વિક્રમસિંહ કંઈક કામ કરી રહ્યા હતા. ઈશાનને જોતાં જ ફરી પાછા ઉત્સાહમાં આવીને ચરણસ્પર્શ કરવા લાગ્યા - ઈશાનને એ જરીકે ગમ્યું નહીં પણ એ અસહાય હતો. ''હરિ ૐ?'' બોલીને એ બે ડગલાં પાછળ ખસી ગયો.

''બીજી એક વાત છે, બાબા! બાળકો એમની માને સાથે લઈને મોસાળે ગયાં છે... નોકરચાકરની કંઈ કમી નથી, પણ આપ કહો તો એ લોકોને તરત પાછાં બોલાવી લઉં.''

''ના, વિક્રમસિંહ! એવો જુલમ ના કરશો.''

''પણ આપ ઓચિંતા ચાલ્યા જાઓ તો મારે એ લોકોને જવાબ દેવો ભારે થઈ પડે.''

''એવું નહીં કરું.'' વિક્રમસિંહની નિરાંત એના આખા ચહેરા પર પથરાઈ ગઈ.

નિયત સમયે જમતાં જમતાં એણે પૂછ્યું, ''યમુનાસ્નાન, દેવદર્શન - કંઈ બાકી હોય તો જરૂર કહેજો બાબા? આપ કહેશો તો હું સાથે પણ આવીશ ને એકલા જ જવાની ઇચ્છા હોય તો એ સગવડ પણ થઈ રહેશે.''

ઈશાન હસી પડ્યો. એણે કહ્યું, ''યમુનાજીએ તો બે વાર કૃપા દર્શાવી જ છે - આ ખોળિયું પાવન કર્યું છે. કોઈ મંદિરમાં હજી લગી જવાયું નથી - એટલે કે - એ રીતે દર્શન હજી પામ્યો નથી.''

''અરે બાબા! તમારે તો દર્શન દેવાનાં હોય. પામવાનાં ન હોય.''

''આ શું બોલ્યા, વિક્રમસિંહ? આખરે તો હું બધા જેવું જ હાડમાંસનું પૂતળું! એનાં તે વળી દર્શન કેવાં?''

''આપને નહીં ગમે તો નહીં બોલું બાબા! બાકી સાચી વાત તો સાચી જ રહેવાની.''

રસ્તાની ધારે કોઈ પાથરણું પાથરીને કોડિયાં ગોઠવતો બેઠો હતો. એના ભણી નજર નાખીને ઈશાન બોલ્યો, ''જુઓ, આ માટીનાં કોડિયાં ને આપણે વળી હાડકાં, લોહી-માંસ ને ચામડીનાં કોડિયાં. એક દહાડો વળી પાછાં માટીમાં મળી જવાનાં. ફેર શો?''

''ઘણો ફેર બાબા! જ્યોત પ્રગટેલું કોડિયું બીજા જેવું થોડું જ હોય છે?'' બોલતાં બોલતાં વિક્રમસિંહે ઠોકર ખાધી.

''હાં હાં... સંભાળો!'' કહેતાં ઈશાને એમને ઝીલી લીધા. ધીમેધીમે ઘર ભણી જતાં વિચાર આવ્યો - આ દેશની માટીમાં કંઈક છે. માણસ સાક્ષર હોય કે અભણ - ક્યાંક ઊંડે ઊંડે આવી બધી અધ્યાત્મની વાતો ધરબાયેલી પડી હોય છે!

''વાહ રે ઈશાનબાબા! તો પછી વ્યસની, નિષ્ઠુર, ક્રૂર અને હિંસામાં રાચનારા, સ્ત્રીઓને પીડનારા જીવો કોઈક બીજી ભૂમિમાં પેદા થતા હશે, નહીં?'' મનમાંથી જ કોઈએ ટપકો દીધો અને ઈશાન શરમાઈ ગયો. પેલી સ્ત્રીના દેહને જળની બહાર કાઢ્યો એટલે મામલો પતી ગયો? એ પડી શા માટે? શું કોઈએ એને ફેંકી દીધી હશે? એણે પોતે જ આત્મહત્યા તરફ પગલું માંડ્યું હશે? જ્યાં સુધી આ સમાજમાં રહો છો ત્યાં સુધી તો આ બધું જોવું પડશે - એને માટે કંઈક વિચારવું પડશે.

ઈશાન ધ્રૂજી ઊઠ્યો. અકલ્પનીય ત્વરાથી એનું મન ઉત્તરકાશીના શાંત શીતળ જલપ્રવાહમાં પહોંચી ગયું. ક્યાં છે એ આશ્રમ? એ દિનચર્યા? એ ગુરુનાં શાતાદાયક અને પથપ્રદર્શક વચનો? ભલે ને આ વ્રજભૂમિ હોય, કનૈયો તો અહીં હવે નથી. પોતે એક નકામી વસ્તુની માફક અહીં ફેંકાઈ ગયો છે. કોઈક દિવસ પોતે કશીક સાફસફાઈમાં ક્યાંનો ક્યાં જઈને પડશે એનું કશું ઠેકાણું નથી.

એના ચહેરા પરની ગ્લાનિ વિક્રમસિંહની નજરે ચડી. એણે મમતાથી પૂછ્યું, ''થાકી ગયા છો બાબા? થોડી વાર બેસવું છે?''

''બેસવાથી શું થશે ભાઈ! ચાલો,

ઘેર જ પહોંચી જઈએ.''

બન્ને જણ બહુ વાતચીત કર્યા વિના ઘરે જઈને બેઠા ન બેઠા અને આઘેથી રામસિંહ બેચાર પુરુષો અને એક સ્ત્રી સાથે આવતો દેખાયો.

''ઓહો! વળી પાછી શી આફત આવી પડી રામસિંહ, તે કચેરીને બદલે ઘેર આવવું પડ્યું?''

જોકે આફત નવી નહોતી - એનાં એ જ કપડાં ઈશાને તરત ઓળખ્યાં. સાથેના પુરુષોમાંથી એકે તરત બોલવા માંડ્યું, ''હજૂર, ચિઠ્ઠી ફાડી આપો તો આને જઈને એને ઘેર મૂકી આવું. અહીં દર બેચાર દિવસે કંઈનું કંઈ કર્યા જ કરે છે. હું બે પૈસા કમાવા મજૂરીએ જાઉં કે આની પાછળ પાછળ ફર્યા કરું?''

એની સાથેના માણસોમાંથી એક પ્રૌઢે ડોકું હલાવીને એની વાતને સમર્થન આપતાં કહ્યું, ''સચ બોલતા હૈ હજૂર! અભી કલ પરસોં હી કૂદ પડી થી જમુનાજી મેં - આજ સુબહ સુબહ પતા નહીં કહાં નિકલ ગઈ થી - બેચારા બલરામ ઢૂંઢ કે લે આયા.''

''તકલીફ ક્યા હૈ?'' વિક્રમસિંહે પૂછ્યું

''બોલે તબ ના? આપ હી પૂછ લીજિયે સરકાર! હમારે બસ કી તો બાત રહી નહીં.''

વિક્રમસિંહે લાચારીથી ઈશાન સામે જોયું. એ બોલ્યો, ''કશો વાંધો નહીં. આપ આપની ફરજ બજાવો. હું અંદર રાહ જોઉં છું.''

ભાષાંતરનું પુસ્તક તો કામ પતાવીને સોમગિરિ સાથે મોકલી આપ્યું હતું, પણ ગજવામાં માળા તો હતી. ઈશાન પહેલાં પ્રયત્નપૂર્વક અને પછી સહજ આનંદથી ઈશ્વરસ્મરણમાં લાગી ગયો. ઘસાઈ ઘસાઈને સુંવાળા થઈ ગયેલા મણકાની પણ એક ભાષા હતી. ઈશાન એ થોડીઘણી તો જાણતો હતો. નહીંતર આશ્રમ ન છોડી શકત. ભગવાં પણ ન છોડી શકત. ભાઈઓનું ને પછી નિરંજનભાઈનું ઘર પણ ન છોડી શકત. એને લાગતું હતું કે પોતે કિનારે ઊભો છે અને જળના શુદ્ધ શીતળ પ્રવાહ સાથે પોતાની જાતને પણ વહી જતી જોઈ રહ્યો છે. જપ કરતાં કરતાં ક્યારે હરિ ૐને બદલે ૐ નમો ભગવતે વાસુદેવાય મનમાં બોલાવા લાગ્યું તેની કંઈ સૂધ રહી નહી.

''બાબા! બાબા!'' બેચાર વખત વિક્રમસિંહે મોટેથી કહ્યું ત્યારે ભાન પાછું આવ્યું. એણે કહ્યું, ''આપને હેરાન થવું પડ્યું - માફ કરજો બાબા! ચાલો જમી લઈએ!''

સાધારણ પણ સ્વચ્છ અને ચમકતાં વાસણોમાં શીરો, પૂરી અને એક શાક મૂક્યાં હતાં. વિક્રમસિંહ ઠપકો આપે તે પહેલાં રસોઈયાએ હાથ જોડીને કહ્યું, ''સાંજે દાળભાત બનાવીશ તો ચાલશે ને બાબા?'' અત્યારે બધું ઠંડું પડી જાય એટલે કોરું જ બનાવ્યું.

''બહુ સારું કર્યું ભાઈ!'' ઈશાને મંત્રોચ્ચાર સાથે જમવાનું શરૂ કર્યું. પેલી સ્ત્રી બાબત ન એણે કંઈ પૂછ્યું, ન વિક્રમસિંહે વાત કરી. આવું આવું તો દરરોજ કેટલુંય બનતું હશે સંસારમાં... બધે માથાં મારવાં ને ઇલાજ શોધવા એ કંઈ સાધુનું કામ છે? ઈશાને પોતાની જાતને સાંત્વન આપ્યું, પણ ડંખ મારવાની ટેવવાળો મનમાં પેઠેલો વીંછી ઓછો કંઈ શાંત રહેવાનો હતો?

''તમે ક્યાં હવે સાધુ છો?'' પહેલા પ્રશ્નનો જવાબ મળે તે પહેલાં બીજો આવ્યો, ''બધા તમારી જેમ નફકરા થઈને બેસે તો દુઃખી માણસોનું શું થાય? ઠીક ઠીક! તમે આત્મકલ્યાણ સાધી લીધું હોય તો તમારા આશીર્વાદમાં દુનિયાનું દુઃખ દૂર કરવાની શક્તિ કેમ નથી પ્રગટી?''

ઈશાન મૂંઝાઈ ગયો. વાત તો સાચી જ હતી. અવગણના એ કંઈ પ્રશ્નનો ઉકેલ નથી. શું કરવું જોઈએ? સ્વયંસેવકોની ટોળી, દાતાઓની પ્રસન્નતા, સરકારી તંત્રની સહાય, મનોચિકિત્સકોની મદદ - તો શું એનો જન્મ આટલા માટે થયો હતો? સંન્યાસી નહીં, પણ સામાજિક કાર્યકર્તા? ...ના, ના, ના! અંદરથી કોઈએ બળવો પોકાર્યો... જરા વાર પછી ગુરુનો પ્રશાંત ચહેરો દેખાયો, એમનાં વચનો સંભળાયાં - ''ઈશાન! ગુરુ તો હંમેશાં ભીતર હી રહતે હૈ, કહીં આતેજાતે નહીં... વહીં હૈ, વહીં હૈ. જરા ગૌર સે દેખો ઔર ઉન કી બાત સુનો. તુમ્હારા બેડા તો લગ જાએગા પાર. શાંત હો જાઓ બેટા... ભીતર ઝાંકો ઔર જૈસા કહે વૈસા હી કરો.''

વિચાર તો વાવંટોળ જેવો જાગ્યો હતો તેવો જ શમી ગયો. ત્યાં જ વિક્રમસિંહે આવીને પૂછ્યું, ''થોડી વાર આરામ કરશો બાબા? હું જરા ઑફિસે જઈ આવું.''

''નિશ્ચિંત થઈને જાઓ, વિક્રમસિંહ!'' કુતૂહલ તદ્દન શમી ગયું હતું. એ પણ જાણવાની ઇચ્છા નહોતી થતી કે પેલી બાઈની સમસ્યા શી હતી. હશે કશુંક –જગતનો નાથ ઉપર બેઠો છે તે શું બધાની ફિકર નહીં કરતો હોય? બધાનું કલ્યાણ નહીં કરે?

એ સ્ત્રી, એનો પતિ અને સ્વજનો જતી વખતે ઈશાનને પગે લાગવા આવ્યાં ત્યારે એણે ફક્ત એટલું જ કહ્યું - ''ઇષ્ટદેવ કા સ્મરણ કરતે રહના. સબ ઠીક હો જાએગા.''

''બાબા! કુછ મંતરતંતર નહીં બતાઓગે?'' પેલા પ્રૌઢે પૂછ્યું.

''હરિનામ સે બઢ કરકે તો કોઈ મંતર હમ નહીં જાનતે. આપકો માલૂમ હો તો મુઝે બતા દેના!'' ઈશાને સહેજ સ્મિત કરીને કહ્યું અને પેલી મંડળીએ વિદાય લીધી.

અંદરના ઓરડામાં જતાંવેંત પેલું

સવારવાળું પંખી યાદ આવ્યું અને એ પણ જાણે એટલા આમંત્રણની જ રાહ જોતું હોય એમ જોરશોરથી બોલવા લાગ્યું.

એના નામની ખબર નહોતી, એનું કુળ, કુટુંબ, વર્તન કશું જ ઈશાન જાણતો નહોતો છતાં એની સાથે એક આત્મીય ભાવ જાગતો હતો. એના પ્રત્યેક ટહુકામાં પોતાની જાતને એકાકાર થઈ જતી અનુભવતો હતો ઈશાન. આવી છેક પાગલ જેવી વાત કોને કહે ઈશાન? કોણ સાંભળે? કોણ માને? પણ એ હતી તો સંપૂર્ણપણે સાચી. જીવન નામના એક અલૌકિક પદાર્થનાં જ એ બન્ને જુદાં જુદાં સ્વરૂપ હતાં - કોને એ કેવી રીતે સમજાવાય? સમજાવવાની જરૂર પણ શી હતી?

ઉપરના પોપચાએ નીચેના પોપચાને કોમળતાથી જરાક ઢાંક્યું ન ઢાંક્યું એટલામાં તો ઈશાન નિદ્રાધીન થઈ ગયો. ભગવાં નહોતાં પહેર્યાં તેથી શું થઈ ગયું. મનથી તો એ સાધુ જ હતો નહીંતર નિમિત્તમાત્રમાં નિંદ્રા એને ક્યાંથી તેડી લે?

**3**

સંધ્યાકાળનું એક રમતિયાળ કિરણ બારીના કાચમાં થઈને ઈશાનના ચહેરા પર આળોટ્યું. ઈશાને ઊંઘમાં ને ઊંઘમાં એને હટાવવા માટે હાથ ફેરવ્યો પણ કંઈ વળ્યું નહીં એટલે એ બેઠો થયો અને આંખો જરાતરા ખોલીને જોવા લાગ્યો કે મામલો શું છે.

મામલો તો શાનો કંઈ હોય? કટાઈમની ઊંઘ; તેને કંઈ બહુ વખત આશરો ન અપાય, ધરતી પર પગ મૂકતાં પહેલાં મનમાં પાછો મંત્ર જાગ્યો - ૐ નમો ભગવતે વાસુદેવાય!

સાચે જ શું સ્થાનદેવતા જેવું કંઈ હશે - અહીં શું નટખટ કૃષ્ણનું જ પ્રભુત્વ હશે? નહીંતર આ મંત્રનો તો કદી જાપ કર્યો નથી. ઉત્તરકાશીમાં પણ જે ભક્તો આવતા તેમને મોંએ ''હર હર ગંગે'' જ સાંભળ્યું છે. આ શામળા ગિરધારીને તો કોઈએ કદી યાદ નથી કર્યો. શું અહીંની વાયુલહરીમાં અને ધરતીની રજકણમાં એ છુપાઈ બેઠો હશે? કે એ એક જ દૈવીતત્ત્વ જુદી જુદી જગ્યાએ જુદાં જુદાં સ્વરૂપે પ્રગટ થઈને ભક્તોનાં મન હરી લેતું હશે?

આ કોયડાની આસપાસ મન થોડી વાર ભમતું રહ્યું એટલામાં લાગ્યું કે સાયંસંધ્યાનો સમય થઈ ગયો છે. ઘણાં બધાં વર્ષોની આદતને પ્રતાપે ઈશાન હાથમોં ધોઈ આસનસ્થ થઈને આત્મચિંતનમાં લાગી ગયો. ધીરે ધીરે મનમાંથી બધા વિચારો પ્રાતઃકાળના તારાની માફક લુપ્ત થતા ગયા. રહી એકલી અગાધ શાંતિ, જેનો મેળ હતો ઉપરના નીલગગન સાથે. ક્યાંય કશી રુકાવટ નહીં, કોઈ પ્રશ્નોત્તરી નહીં. માત્ર અસ્તિત્વનું ભાન! એ પણ ધીરેથી ક્યાં સરકી ગયું એનું કશું ધ્યાન રહ્યું

નહીં.

ઈશાન સ્થળ અને સમયનાં બંધનથી છૂટી ગયો.

પરંતુ મન નામની આ અજબ વસ્તુ કાયમ ખાતે તો શાંત રહી શકતી નથી. એ રાતે વિક્રમસિંહ સાથે બેસીને આડીતેડી વાતો કરતાં અનાયાસે મોંએથી નીકળી ગયું, ''નિરંજનભાઈ પરદેશથી પાછા આવી ગયા, વિક્રમસિંહ?''

''હાજી! એમના દીકરાને સારું થઈ ગયું પછી નકામા શા સારુ પરદેશમાં પડ્યા રહે?''

''બરાબર!''

''આપને મળવું છે? વાત કરવી હોય તો પણ થશે. એ બધી સગવડ છે આપણી ઑફિસમાં.''

''ના ના, કશી જરૂર નથી. આ તો અમથું - યાદ આવ્યું!''

''એમના દીકરાને – રજતને તો આપે જ બચાવ્યો એમ એ કહેતા હતા.''

''એવું લાગે! બાપનું હૈયું કોને કહેવાય? બાકી બધું ઈશ્વરેચ્છા પ્રમાણે જ બનતું હોય છે, વિક્રમસિંહ!''

''આપ હાલ અહીં બિરાજ્યા છો એ જણાવી શકું?''

''જોજો, એવો ગજબ કરતા! નકામાં દોડાદોડ કરે છોકરાંઓ અને મારુંયે શું ઠેકાણું? આજે અહીં છું કાલે ક્યાંય હોઉં.''

''તો તો મારાં છોકરાંઓને મોસાળથી તેડાવી લઉં.''

''અરે, શું કરવા?''

''એમની માનો ઠપકો ખાવાની હિંમત હોવી જોઈએ ને મારામાં!''

ઈશાન હસી પડ્યો. અને બોલ્યો, ''હજી ટેવ નથી પડી?''

''ના રે ના! પણ બાબા, સાચું કહેજો, અહીંયાં કંઈ તકલીફ છે?''

વિક્રમસિંહ કંઈ બોલે એ પહેલાં ક્યાંકથી એક મધુર સુરાવલિ ત્યાં પ્રવેશી. ઈશાન તો છક થઈ ગયો. ''આ - આ કોણ?''

''એ તો કિસુ! જરા દાધારંગો છે. કામ કરવું હોય તો કરે નહીંતર ઝાડ પર ચડીને પાવો વગાડ્યા કરે. એનો બાપ એનાથી તંગ આવી ગયો છે, પણ મા છાવર્યા કરે છે. આંખથી અળગો નથી થવા દેતી.''

''એનું નામ જ મા! પણ વિક્રમસિંહ! એ પાવો વગાડતાં ક્યાંથી શીખ્યો?''

''સવારથી સાંજ રખડ્યા કરે ને પાવામાં ફૂંકો માર્યા કરે તે એની મેળે આવડ્યું હશે થોડું ઘણું, બાબા! આપની ઇચ્છા હોય સાંભળવાની તો અબઘડી બોલાવી આપું.''

''ના, ના! આ જ ઠીક છે.''

પહેલાં પેલું અજાણ્યું પંખી, અત્યારે આ અજાણ્યો કિસુ - ઈશાન સાથે કયા ભવનું સૂરનું અનુસંધાન લઈને આવ્યાં હશે, કોણ જાણે! પણ કશુંક હતું તો ખરું - ન સમજાવાય, ન ફેંકી દેવાય એવું કશુંક; અત્યંત નાજુક, અત્યંત મૂલ્યવાન.

''બાબા! કાલે કશેક દૂર જવું હોય તો કહેજો. અહીં કેટલાંક ગામ ને કુંડ ને થોડીક ઝાડી - એવું બધું છે. વૈષ્ણવોએ લાડથી નામ પાડ્યાં છે, બાકી વાતમાં કંઈ બહુ માલ નથી. તે છતાં એક નજર નાખવી હોય તો - મારે ગાડીનું કંઈ કામ નથી.''

''મારેય આ બન્ને ગાડીઓ હજી લગી તો સલામત છે.'' કહીને ઈશાને પોતાના પગ પર હાથ મૂક્યો.

''આપની એક વાત નથી સમજાતી બાબા! વાતવાતમાં આમ પાડ શેનો ચડી જાય છે?''

''ટેવ પડી ગઈ. ચાલો, સૂઈ જઈશું?''

વૈષ્ણવોના આંતરિક સદ્ગુણોની વાત તો જાણે વેગળી રહી - પણ શાણા આચાર્યોએ એક વૈષ્ણવ સવારમાં ઊઠે ત્યારથી રાતે સૂઈ જાય ત્યાં લગી એને માથે એક પછી એક એટલાં કર્તવ્યોનો ભાર લાદી દીધો છે કે એને જરાયે આડુંઅવળું જોવાનો કે કરવાનો સમય જ ન મળે!

શું આ પણ પહાડની ટોચે પહોંચવાનો એક રસ્તો હશે? ભક્ત અને ભગવાનનું દ્વૈત સ્વીકારી લીધા વગર આવો મધુર ભાવ જાગે ક્યાંથી?

અને જેમણે સાંપ્રદાયિક નિયમો આંખ મીંચીને સ્વીકારી લીધા, તેઓ આ દુનિયાના અનેકાનેક લોકો પ્રત્યે કેવો અભિગમ રાખતા હશે? એ શું સર્જનહારને માન્ય હશે?

ઈશાનનું મન આ બધી ભુલભુલામણીમાં ગૂંચવાઈ ગયું. સાચે જ, એણે આ યાત્રા ખેડીને સારું નહોતું કર્યું. યાત્રાની અધવચ્ચે પંથ બદલવાનું કામ બહુ કપરું છે - જરૂરી પણ નથી. છતાં... એ અહીં આવ્યો તો છે; જેણે ઘર છોડાવ્યું, આશ્રમ છોડાવ્યો, ભાઈઓનાં દર્શન કરાવ્યાં, ફ્રાન્સિસનો મેળાપ કરાવ્યો અને મુંબઈ પણ છોડાવ્યું. તેણે શું હવે ઈશાનનો હાથ છોડી દીધો હશે? - ન બને.

પૂર્ણ વિશ્વાસ અને સંતોષ સાથે એ બાળક માતાના ખોળામાં નિશ્ચિંત ભાવે સૂઈ જાય એમ સૂઈ ગયો. એની લગભગ નિદ્રાધીન આંખો સામે બે ગુલાબી પાનીવાળાં નીલશ્યામ ચરણો તરતાં હતાં.

બીજો દિવસ - એ એક નવા પ્રભાત સાથે શરૂ થતો હતો. ઈશાન શાંતિથી ઊઠ્યો, પરવાર્યો અને એણે વિક્રમસિંહને કહ્યું, ''મારે કોઈ વાહનની જરૂર નથી. ફાવશે તેટલું રખડીશ. અને સાંજે -''

''સાંજે તો પાછા આવી જશોને?''

''ખ્યાલ તો એવો જ છે, પણ - જોઈએ!''

''સંસારીઓને ચિંતા કરાવ્યા સિવાય સાધુઓને ચેન નહીં પડતું હોય, કાં?''

''શી ખબર? હું ક્યાં સાધુ છું?''

''અવિનય લાગે તો માફ કરજો બાબા, પણ તો આપ સંસારી છો?''

''કદાચ નથી.''

''તો?''

''કોણ છું એ તો શોધું છું. થોડુંક રખડી લઉં - કદાચ ખબર પડે, કદાચ ન પણ પડે...'' બોલતાં બોલતાં ઈશાનનો સ્વર મંદ થઈ ગયો. મનના પડદા પર ઉત્તરકાશી સજીવ થઈ ઊઠ્યું - આહા, એ ગંગાનાં નિર્મળ નીર, ગુરુજીની અમીનીતરતી આંખો... એમણે જ કહ્યું હતું ''ગુરુ કહીં આતેજાતે નહીં - પાસ હી હોતે હૈં.'' તો શાને કાજે આ બધી નકામી રખડપટ્ટી?

અચાનક જ્ઞાન લાધ્યું હોય એમ એ બોલ્યો, ''વિક્રમસિંહ! હું તો આપનો અતિથિ છું. રજા આપો તો આ વ્રજભૂમિમાં થોડુંક ફરી લઉં એ જ ઉદ્દેશથી તો આવ્યો હતો.''

''જરૂર જાઓ બાબા! આપની ઇચ્છામાં આડખીલી બનવાનું પાપ હું નહીં કરું, માત્ર એટલું કહેતા જાઓ કે આ પ્રદેશ છોડતાં પહેલાં એક વાર મળતા જશો...'' બોલતાં બોલતાં વિક્રમસિંહનો અવાજ કોમળ થઈ ગયો. જાણે પોતાની જાતને જ કહેતો હોય એવી રીતે એ બોલ્યો, ''આ પોલીસની નોકરીમાં કેટલાય જીવ દૂભવ્યા છે, બહુ કઠોર બન્યો છું. બનવું પડ્યું છે, પણ સાચું કહું છું બાબા! - એ બધું ગમ્યું નથી... શું કરું? અંદરથી મન કોચવાય છતાં બરાડા પાડ્યા છે, શિક્ષા કરી છે - કરાવી છે, ભગવાન જાણે આ પાપના બોજામાંથી ક્યારે છૂટીશ?''

એનાં સજળ નેત્રો સામે જોઈને



ઈશાન પ્રભાવિત થઈ ગયો. આહા... એનો અંતરાત્મા હજી કેટલો જાગૃત છે! ઈશ્વર જરૂર એની સામું જોશે. આખરે તો આ સંસારના નાટકમાં સૌએ સૌની ભૂમિકા ભજવવી જ રહી, તે વગર પ્રેક્ષકને મજા ક્યાંથી આવે? ખરું જોતાં જવાબદાર તો ઈશ્વર જ છે. શાંતિથી એક કોર બેસી રહેતાં શું થતું હતું? એણે જ પોતાની જાતને અનેક પ્રકારે વિભક્ત કરી અને ખેલ જોવા માંડ્યો. પ્રેક્ષક પણ પોતે, અભિનેતા પણ પોતે - વાહ ભાઈ વાહ!

ઓચિંતી કોઈએ થપ્પડ મારી હોય એમ ઈશાન જાગ્રત થઈ ગયો. શું કરવા બેઠો હતો પોતે? સર્જનહારની લીલા અગમ્ય છે. એને સમજવાનું અને વળી પાછી ટીકા કરવાનું પોતાનું કેટલું ગજું? એણે વિક્રમસિંહના હાથ પકડી લીધા અને કહ્યું, ''આપને ફરી એક વાર મળ્યા સિવાય આ સ્થળ નહીં છોડું, વિક્રમસિંહ! બસ? હવે રજા આપો.''

''ભ્રમણમાં ક્યાંય તકલીફ પડે તો યાદ કરજો, બાબા! કોઈ પણ ચોકીએ પહોંચો એટલી વાર - મને સંદેશો મળી જશે. સેવામાં હાજર થઈ જઈશ બાબા!''

''કદાચ એવી જરૂર નહીં પડે.''

''તો તો સૌથી સારું.''

''અને બીજી એક વાત - આ પદ પરથી કેટલાંય સત્કાર્યો પણ તમારે હાથે થયાં હશે. પ્રજાના સંરક્ષણની જવાબદારી કંઈ જેવી તેવી નથી. સારી રીતે પાર પાડો તો એ પણ કલ્યાણનો જ માર્ગ છે; એટલું યાદ રાખજો, ભગવાન ખભા જોઈને જ ભાર મૂકે છે.''

''આ વાત કદી ન ભૂલું એટલા આશીર્વાદ આપતા જાઓ, બાબા!''

''વળી પાછી આશિષની વાત કરી, દોસ્ત?'' કહીને ઈશાને ઉમળકાથી વિક્રમસિંહ સાથે હાથ મેળવ્યા અને પાછું ફરીને જોયા વગર ત્યાંથી ચાલી ગયો.

દસબાર મિનિટ થઈ હશે એટલામાં પાછું પેલું અજાણ્યું પંખી પોતાના કામે લાગી ગયું અને આકાશમાં સ્વરના સાથિયા પૂરવા લાગ્યું. ઈશાનના ચહેરા પર સહેજ મલકાટ આવ્યો અને મનમાં આછી આશા જાગી - હવે કદાચ પેલા કિસુનો પાવો પણ સાંભળવા મળે... કુદરત સિવાય તો કોઈ એનો શિક્ષક હતો નહીં, છતાં એ આટલું સરસ શી રીતે વગાડી શકતો હશે?

પણ બધી આશાઓ પૂરી જ થાય એવું થોડું જ બને છે? કાન તરસ્યા જ રહ્યા. પેલું મનમાંથી પંખી તો બેચાર ટહુકા સંભળાવીને ક્યાંય ઊડી ગયું... ઠીક, એ એને પંથે. ઈશાન પોતાને પંથે.

પણ ઈશાનનો પંથ કયો હતો? ક્યાં હતો? એને પોતાનેય પૂરી ખબર નહોતી. છતાં એ ચાલ્યે જતો હતો - હળવાશથી, આનંદથી. રસ્તામાં નાનામોટા ઘાટ આવતા હતા - જાતજાતનાં મંદિરો પણ દેખાતાં હતાં. હાથમાં દંડ નહોતો,

શરીરે ભગવાં નહોતાં તોયે લોકો એને આદરથી જોતા હતા. ''બાબા'' કહીને બોલાવતા હતા, અજાણ્યો હતો એટલે? વ્રજભૂમિનું આમંત્રણ જરાતરા એના કાને પડ્યું હતું એટલે? કોઈક વાર તદ્દન પાસે તો કોઈક વાર ખાસી દૂર યમુના વહ્યે જતી હતી. સામીપ્ય હોય ત્યારે એનો કલકલ નાદ પણ સંભળાતો હતો, બસ, આમ ને આમ પગ થાકે નહીં ત્યાં લગી ચાલ્યે જવું કે યમુનાનાં નીરમાં સાંગોપાંગ પવિત્ર થઈને કિનારે બેસી જવું તે ઈશાન નક્કી કરી શકતો નહોતો.

ક્યારેક - ભલે ને હજારો વર્ષ પહેલાં પણ કનૈયાનાં ચરણચિહ્ન આ જ ધૂળમાં પડ્યાં હશે. પેલા કિસુના પાવામાંથી નીકળતા સૂર સૌથી પહેલાં એ સૌના લાડકા માધવની વાંસળીમાંથી નહીં પ્રગટ થયા હોય?

સારું થયું, એ અહીં આવ્યો. ચરમસીમાની નાનકડી પોટલી લઈને ભાગી જનાર પેલા છોકરાનું ભલું થજો. એણે જ ઈશાનને નિષ્કિંચન બનાવ્યો, રતનીની મમતાનો સ્પર્શ કરાવ્યો - આત્મવિસર્જન માટે નદીમાં પડનાર પેલી સ્ત્રીનું પણ કલ્યાણ થજો - એણે જ વિક્રમસિંહનો ભેટો કરાવ્યો - આહા, આ આખા જીવનના તાણાવાણા કયા કારીગરે કેટલી ચતુરાઈથી ગોઠવ્યા હશે? એનો ઉદ્દેશ તો ઈશાન નથી સમજી શકતો, પણ વિશ્વાસ છે - એ સારો જ હશે - એ પોત જ્યારે તૈયાર થશે ત્યારે કદાચ એને જીવનનો મર્મ જડશે. જોકે ત્યારે બહુ મોડું નહીં થઈ ગયું હોય?... હશે, આ વિશાળ વિશ્વમાં અને જેની નથી કોઈ શરૂઆત, નથી કોઈ અંત એવા સમયમાં વળી મોડું શું અને વહેલું શું?

તે સાથે અનેક જુવાન ચહેરા નજર આગળ તરી આવ્યા. રજત, ઇપ્સિતા, કરણ, ફ્રાન્સિસ, મિહિકા, ઉત્તર કાશીના કેટલાય યુવાન સંન્યાસીઓ - એ બધામાંથી કોઈ ઈશાનને હવે યાદ કરતું નથી. એ પોતે જેને શોધી રહ્યો છે તે જો એક વાર મળી જાય તો અહીં આવ્યું લેખે લાગે - નહીં તો પરિભ્રમણ ચાલુ જ રહેવાનું. શું એ ઠીક થશે? અંતર્ગુહામાં ઊંડે ઊતરીને જેને શોધી ન શકાય તેને બહાર શોધવાનાં ફાંફાં શીદ મારવાં? એ મળશે તોય સ્વીકારશે એની કોઈ ખાતરી તો છે નહીં - પણ જવું - જવું - અટકવું નહીં. ગુરુએ શું કહ્યું હતું? ફિકર મત કરો - બેડા પાર લગ જાયેગા. તે છતાં પોતે વારેવારે આ વિચારવમળમાં ઘસડાઈ જાય છે. સારું નથી કરતો. આ જન્મે નહીં તો આવતે જન્મે - ભવાંતરની રખડપટ્ટીમાં! ક્યારેક તો જેને શોધી રહ્યો છે એનો ભેટો થઈ જવાનો. ગુરુનું વચન શું મિથ્યા હોઈ શકે? કદી નહીં - કદી નહીં.

ભાગ્યયોગે તે જ વખતે પાવાના સૂર સંભળાયા. એ કિસુ જ હશે. કોણ જાણે

કયા ઝાડ પર ચડી બેઠો હશે. ઈશાનને થયું - એ જો આસપાસ હોત તો એના લટકતા પગ ઝાલી લેત.

આહા, આજે કેમ આવા નબળા ને રંગરંગીન વિચારો આવ્યા કરે છે? આ કંઈ ઠીક નથી થતું. મનના ઘોડાને આમ છુટ્ટો ન મૂકી દેવાય. સ્થળ-કાળ કશું જોયા વગર ઈશાન જ્યાં હતો ત્યાં જ પદ્માસન વાળીને બેસી ગયો અને મંત્રજાપમાં તલ્લીન થઈ ગયો.

ઊઠ્યો ત્યારે મિનિટો પસાર થઈ હશે કે કલાકો તેની કંઈ સમજ પડી નહીં. શાંત ભાવે ફરી ચાલવા માંડ્યું. વચ્ચે આવતાં બેચાર મંદિરોનાં પગથિયાં પણ ચડ્યો અને ભક્તજનોની ભીડમાં ખોવાઈ ગયો - વળી પાછો નીકળ્યો અને ચાલવા લાગ્યો. આજે ભૂખતરસનું તો જાણે હોવું જ ભુલાઈ ગયું હતું.

પછી નક્કી કર્યું - બહુ થઈ ગયાં દેવદર્શન. હવે કોઈ મંદિરમાં નથી જવું. આમતેમ ફરીને ક્યાંક રાતવાસો શોધી કાઢવો. કાલે - આવતી કાલે - વળી પાછો સૂર્યોદય થશે ત્યારે જોયું જશે - દેહને પણ થોડુંક ભાડું ચૂકવી દેવાશે.

નિર્ણય દૃઢ થાય તે પહેલાં વળી પાછું એક મંદિર આવ્યું. ચરણ આપમેળે રોકાઈ ગયાં અને ઈશાન અંદર પેઠો. ખાસી ભીડ હતી. અંદર ચારે બાજુ પાળી હતી. જ્યાંથી પ્રવેશ્યો હતો તે જ દ્વારની બાજુમાં આવેલી પાળી પર જરા અમથી જગ્યા ખાલી હતી. ઈશાન બેસી ગયો. શ્રમિત તો હતો જ - આંખો અનાયાસે ગર્ભદ્વારની બહાર ચારેક ફૂટના અંતરે આવેલા રેશમી પડદા પર પડી. બે બાજુથી બે નાનકડા પૂજારીઓએ હાથમાં રાખેલી દોરી વડે તેઓ વારે વારે એ પડદા ખોલતા હતા અને પાછા બંધ કરી દેતા હતા.

ઈશાનની નજર અંદરની મૂર્તિ તરફ એક જ વાર પડી અને તે મંત્રમુગ્ધની પેઠે પોતાનું સમસ્ત સાનભાન ખોઈ બેઠો. જેવો ફરી વાર ટેરો પડ્યો અને મૂર્તિ દેખાતી બંધ થઈ કે તરત એનાં નેત્રોમાંથી પ્રબળ અશ્રુધારા વહી નીકળી. પડદો ફરી વાર સહેજ ફરક્યો કે એને લાગ્યું કે આ મૂર્તિ જો વિપળ માટે પણ આંખોથી ઓઝલ થશે તો પોતાનો જીવ નીકળી જશે. એનું આ અસહાય દૈન્ય ગર્ભગૃહમાં ઊભેલા એક પૂજારીના ધ્યાનમાં આવ્યું કે તરત એમણે કોઈકને પાસે બોલાવીને કશીક સૂચના આપી એને પ્રતાપે પેલો ઈશાનની પાસે આવીને એનો હાથ પકડીને ભીડમાંથી રસ્તો કાઢતો કાઢતો એને અંદરના ઊંચા ઓટલા પાસે લઈ આવ્યો.

પણ તેથી કંઈ વળ્યું નહીં, ફરી ટેરો પડશે તો પોતાનો જીવ જ નીકળી જશે એવું લાગવાથી એણે પેલા સંદેશવાહકને જેમતેમ અશ્રુપ્રવાહ રોકીને પૂછ્યું, ''પણ આ શા માટે?''

ઈશાનની આ દશાને જોઈને પેલો

તો ગભરાઈ જ ગયો હતો છતાં એણે જેમ તેમ સમજાવ્યું કે આ ઠાકુર બહુ મનમોજી છે. કોઈની સાથે નજર મળી જાય તો મંદિરમાંથી નીકળીને એને ઘેર પણ પહોંચી જાય એવા છે. એવું અગાઉ બેચાર વાર બન્યું છે. મંગલાનાં દર્શન વખતે મૂર્તિ જ ગાયબ! પછી મહામહેનતે શોધી કાઢ્યા કે કયા ભક્તના સ્નેહપાશમાં બંધાઈને એને ઘેર પહોંચી ગયા છે. બસ, ત્યારથી આ ટેરો પાડવાનો ચાલ શરૂ થઈ ગયો છે.

ઈશાનનું તો જાણે હૈયું નિચોવાઈ રહ્યું હતું... એક ક્ષણ - અરે, ક્ષણાર્ધ માટે પણ જો આમનાં દર્શન ન થાય તો જીવ્યું જ શું કામનું! અત્યંત વેગભર્યું આંસુઓનું પૂર જેમ તેમ થંભાવીને એણે પૂછ્યું, ''આ કોણ છે?''

''બાંકેબિહારી! નામ નહીં સુના આપને? મીરાંબાઈ કે બાંકેબિહારી!''

ના - ના - ઈશાનનું રૂંવેરૂંવું પોકારી ઊઠ્યું – આ તો મારા જ છે – મારા! એમનો જરાકે વિયોગ સહન નહીં થાય મારાથી. નહીં જિવાય... નહીં જિવાય, એમનાં દર્શન વિના.

આવી પ્રબળ અનુભૂતિ તો ક્યારેય થઈ નહોતી જીવનમાં. એનું સમગ્ર અસ્તિત્વ આ બાંકેબિહારીમાં સમાઈ ગયું હતું. પોતે પુરુષ છે - ક્યારેક સંન્યાસી હતો - ગ્રંથોનું અધ્યયન કર્યું છે, જપતપ બંધુય મિથ્યા - માત્ર એક જ સર્વોપરી સત્ય - આ બાંકેબિહારી!

ઈશાનને થયું કે આ મંદિરમાં ઝાડુ મારવાનું કામ પણ જો મળી જાય તો ભગવાન પાસે ફરી ક્યારેય કશુંય ન માગે... બસ, આ બાંકેબિહારીની સન્નિધિ અને તમામ તાપસંતાપનો સંપૂર્ણ અંત!

ઓહો! આ આટલાં વરસોથી અહીં જ હતા? એ ઈશાનની રાહ જોતા હશે અને ઈશાન તો ક્યાંનો ક્યાં ભટકતો ફરતો હતો! અરેરે, એટલું આયખું વ્યર્થ ગયું ને – આમના વિના!

કોઈ પુરુષને આટલો વિચલિત થયેલો જોવાનું બન્યું નહોતું - પૂજારીવૃંદને કે કાયમના ભક્તોને આજ લગી! તેઓ પોતપોતાની રીતે ઈશાનને આશ્વસ્ત કરવાનો પ્રયત્ન કરતા હતા, પણ એમનો એકેય શબ્દ ઈશાનના અંતઃસ્તલ લગી ક્યાં પહોંચતો હતો? ત્યાં તો ભભૂકતો હતો વિરહાગ્નિ... બાંકેબિહારીના વિયોગથી સંતપ્ત એ જીવનો. એને ઠારવાનું ગજું ખુદ બાંકેબિહારીનું હોય તો ભલે, બીજા કોઈનું નહોતું.

મંદિર બંધ થવાનો સમય થયો ત્યારે પૂજારીઓએ એને જેમતેમ કરીને બહાર આણ્યો - થોડાક પ્રસાદ સાથે બાંકેબિહારીનો એક ફોટો પણ આપ્યો. એ જોઈને ઈશાન ચિત્કારી ઊઠ્યો, ''ના, ના! મેં જોયા તે આ નથી. એ તો - એ તો -'' પછી એની વાણી હરાઈ ગઈ અને અશ્રુપ્રવાહ પાછો ચાલુ થઈ ગયો.

**[ક્રમશઃ]**



## અંદર ઊંડે ઊંડે જ્યારે ઊતર્યો...

☐ ચંદ્રકાન્ત શેઠ

અંદર ઊંડે ઊંડે જ્યારે ઊતર્યો,
સમજ્યો મારું સાચું કયું સ્વરાજ!
અંદરથી કો અવાજ જ્યારે ઊઠ્યો,
મૂળ સાથે શો મેળ, એનો ખરો મળ્યો અંદાજ!
ચિદાકાશના તારાઓ-શા ચમક્યા જ્યારે સૂર,
એની સાથે સાજ મેળવી બેઠો શ્રવણાતુર;
સુણી ત્યારે ઘટે ઘૂંટાતી ગુંજઃ
લયની લ્હેરે નિજની ઝૂમી કુંજઃ
પંચતત્ત્વની તાલે બજતી પંડ મહીં પખવાજ!
શબદ સૂરમાં, સૂર મૌનમાં, મૌન સરે સુરતામાં;
સુરતાએ તો પરમ શાંતિનો સ છેડ્યો સમતામાં!
શ્વાસે શ્વાસે ગહન ગેબનો સ્પંદઃ
ભીતરની ભરતીનો છાલક-છંદઃ
નાદબ્રહ્મનું અંતર્નાદે સહજ ઊઘડતું રાઝ!

## ચિ. પર્વણીને

☐ ચન્દ્રકાન્ત ટોપીવાળા

અસંખ્ય તારાઓ ઝળહળ ઝળહળ.
તારી નાની ફૂંકે
તેં કર્યો લય તારી વય જેટલી સંખ્યાનો
અને તોય અસંખ્ય તારાઓ હજી ઝળહળ ઝળહળ.

ચીડ, ચિનાર અને દેવદારની તાળીઓ વચ્ચે
તેં ઉપાડી છરી
તેં કાપ્યો આકાશનો એક ખંડ
તેં મૂક્યો મોંમાં ઝળહળ ઝળહળ.

ઝરણવીંટ્યો
વાદળબાંધ્યો
આ પર્વત લે તને ભેટ આપું છું દુહિતા, ઝળહળ ઝળહળ.

પોપ્લર જેવા ટટાર રહેશે એ પર્વતોના ઢાળ હંમેશાં
હિમના વિસ્તારો ચગળ્યા કરશે કિરણોનું કેસર હંમેશાં
ડાલનું દર્પણ પર્વતની માપ્યા કરશે ઊંડાઈ હંમેશાં
શિકારાઓમાં ઊજમાળી ડોલ્યા કરશે પર્વતની છાયાઓ હંમેશાં.

ગુલમર્ગ અને સોનમર્ગનાં સ્વર્ગ
ઊઘડે તારી આંગળીઓથી, ઝળહળ ઝળહળ.

અસંખ્ય પરપોટા વુલરમાં ઝળહળ ઝળહળ
તારી નાની ફૂંકે
તેં કર્યો ક્ષય તારી વય જેટલી સંખ્યાનો
અને તોય અસંખ્ય પરપોટા હજી ઝળહળ ઝળહળ.

(ચિ. પર્વણીના 60મા વર્ષમાં પ્રવેશ નિમિત્તે એની સાથે
ભૂતકાળમાં કરેલા કાશ્મીરપ્રવાસની સંદર્ભભેટ)



# ખેતરમાં વેપારી

☐ રઘુવીર ચૌધરી

'રામકી ચિડિયા, રામકા ખેત' - ગાતા
ખેડુને ભલોભોળો માની
લલચાયો વેપારી - જમીનનો દલાલ.
આ ખેડુ વેચી દેશે ખેતર સસ્તામાં
લાવ, ધરું કોરો ચેક.

'લો ભગત, લખી દો રકમ ને તમારું નામ'
લખ્યું ખેડુએ, 'રામ!'
કહે વેપારીઃ 'અટક ઉમેરો.'
'અટક પણ એ જ, રકમ પણ એ જ.'
'નથી આપવું ખેતર?'
'લો, આપ્યું, કરો કામ.
પાકે એમાંથી લઈ જાઓ ભાગ
ઓલ્યાં પંખીડાંની જેમ.'

'મારે ભાગ નહીં, સુવાંગ જોઈએ,
ચાંદા સૂરજની સાખે.
માગો એ આપું, ખેતર નહીં માપું.'
'માણસ પાસે ખેડુ માગે નહીં
મેનત વિના મફતનો લોભ એને જાગે નહીં.
કુદરતનો વારસો લોભિયાને વેચે નહીં.
તમને સમજાય તો સમજો
નકર એટલું યાદ રાખોઃ
ખેતર કોઈ એકલાને મળતું નથી
સોદાથી એ ફળતું નથી.'
વેપારી અટવાયો.
ખેડુ એની વહારે ધાયો.
'જુઓ ભાઈ, આ નથી સિક્કો છૂટો.
નથી કોઈનો ઇજારો કે તમે લૂંટો.
આંખ ઉઘાડી જુઓ આખો વગડો.
આ ખેતરને ચેકથી જુદું ન પાડો.

પેલા વડ જેવા હતા અમારા વડવાઓ.
જેવાં વડનાં પાન એવાં પંખી.
આ પેલું વાછરડું લીંબડાને પીઠ ઘસે છે
કે થડ એને પંપાળે છે.
અહીં છે એ બધાં
હોવાને લીધે ભાળે છે.
હા, તમનેય ભાળે છે.
આંબાની ડાળે બેઠેલો વાનર
કોયલને સાદ કરતો કોકિલ નર.
વાડ પર પીંછાંના રંગ ચમકાવતી
નાની મોટી ચકલી.
જોગ થાય તો જોઈ લેજો
દરમાંથી નીકળી, લટાર મારી
રાફડા ભણી વળતા ફણીધરને.
એની હાજરી પૂરતાં કાબર-લેલાં
અડધો ઊંચો થતો રંગરસિયો કાચિંડો.'

વેપારીને થયું : આ તો બધું મફતમાં મળ્યું.
નાખો ધામા.
ખેડુએ પાણી પાઈ ઢોર ને ચાર નાખી.
ખીલેથી છૂટવા નસકોરાં બોલાવતા
રેલ્લાને છોડી લાંબી રાશે સાંકળ્યો.
ભથિયારી રૂપે આવતી ધણિયાણીને જોઈ
દૂઝણી ભેંશે શીંગના દાંડિયા ઉલાળ્યા.
મેમાનને આવકારી, છાપરી પર ભાત મૂકી
ગ્રામમાતાએ બાળકની પકડમાંથી
ગલૂડિયાને છોડાવી એની માને ખાવાનું ધર્યું.
વેપારીને નાતજાત ઘરગામ પૂછી હાથ ધોવા કહ્યું.

'કોના ભાગનું જમું?'
'તમારા બેમાંથી ત્રણનું થાય તોયે વધશે.
ખવડાવતાં ખૂટે નહીં, વરસોની ટેવ.
રોટલાથી છાબડી ભરાય,
કુલેરથી કીડિયારાં પુરાય,
મોર માટે મકાઈ, કબૂતરને જુવાર.
હૂડા જુવારના ડૂંડે બેસે
કે રાજગરાની કળી લઈ ઊડે, ડાળે બેસી ચણે.
નીચે પડતા ચણ વખત આવ્યે ઊગે.
ઓડકાર ખાઈ વેપારી વડ પાસે જાય,
વડવાઈ પકડી બાળક ઝોલાં ખાય.
ઊંચે ઊંઘતી વાગોળની ફરતે અંધારું જાગે.

મહુડાની ટોચે બેઠેલો મોર જુએ આખો વગડો.
કુદરતની હથેળી જેવડો.
હાથમાં તરણું લેતાં
વેપારી જાતને જડ્યો.



## વીર્ય

☐ ભરત નાયક

સર્જાઈ ચૂકેલા બ્રહ્માંડથી સર્જાયા ભૂખંડ કાળે
સચરાચર જગે

ભૂચર જળચર ખેચર દેશે
અમીબા અંડ કે આંચળ વેશે

માથું શું કીડીનું શું હાથીનું
ન્હોર રીંછને શું શિંગ શું સાબરને
સર્પની જીભ શું વ્હેલના દાંત
હબસીના કેશ શું શું મોંગોલની આંખ
સાને વાને લિંગ યોનિ કે નામ ભેદે

ઘડીક અમીબાની જરદી

ઘડીક જાણે મોરના ઈંડાંનો રસ
ઘડીક નેવાથી નીતરી મટમેલી વરસાદી ધાર
ઘડીક ગુંદનો તાર ઘડીક ગોકળગાયની લાળ

ચહુદિશ બહુવિધ બહુરૂપી તું કામેશ્વર
અક્ષૌહિણી આ સકળ જીવસૃષ્ટિનો સ્વામી
હે શુક્રેશ્વર
તું નિત્ય અલખ નિરંજન અવિનાશી તું
તું ખલકનો રચનાકાર

## તો શું છે?

☐ સિતાંશુ યશશ્ચન્દ્ર

(મદદમાં)
કોઈ નથી. બસ તું છે.
-- તો શું છે?

ઘણ એરણ લઈ આવ્યા છે આ, ધમણ ચેતવ્યો ધૂણો,
ચીમટા ચીપિયા લંબાવ્યા કૈં, ઘેર્યો છે એક ખૂણો.
ને એ ખૂણામાં તું છે.
-- તો શું છે?
 તું ક્યાં છે લોઢાનું ગચિયું? તડકાનું ગૂંચળું છે.
 એવું છે.

જાળ ને ધોકા સોત લાંગર્યા મછવે લાધ્યા ઢીમર,
ચતુર ચિકનિયા ચકરાવો લઈ ઘેરી ઊભા સરવર.
ને સરવર વચ્ચે તું છે.
-- તો શું છે?
 મચ્છ કરચલો કચ્છપ નહિ, ઊંડાણ નીરનું તું છે.
 એવું છે.



હારજીત આવનજાવન છે
જુધ્ધ હંમેશાંનું છે.
એવું છે.

કોઈ નથી, બસ તું છે.
-- તો શું છે?

* *
5 નવેમ્બર, 1998.
વડોદરા.

## કેવળ ઊડવું

☐ યોગેશ જોષી

થાય,
નીરખતાં, નીરખતાં, નીરખતાં
બની જઉં
કેવળ
નીરખવું.

લખતાં, લખતાં, લખતાં
બની જઉં
કેવળ લખવું.

ચાલતાં, ચાલતાં, ચાલતાં
બની જઉં
કેવળ ચાલવું.

ગમે તેટલાં સુંદર હોય પીંછાં
પણ ઊડવા માટે જો એનો ભાર લાગે
તો
એ શા કામનાં?

ખર્ ખર્ ખર્ ખર્
ખેરવી દઉં છું
મારાં બધાંય પીંછાં
ને પછી
ઊડ્યા કરું છું, ઊંચે ને ઊંચે,
બસ, ઊડ્યા જ કરું છું...

થાય,
ઊડતાં ઊડતાં ઊડતાં
બની જઉં
કેવળ
ઊડવું.



## ગઝલ

☐ સુરેન્દ્ર કડિયા

સત્કારવો જ હોય, તો દમામદાર છે
મારા પછી ઊભેલ મારો અંધકાર છે

ગૂંગળાવવાની વાત નથી, સત્ય કહું છું
અણઘડ છે આંગળી ને ચીંધવું અપાર છે

એની અસર પડે એ સ્થિત-પ્રજ્ઞતા નથી
કેવો હકાર કે નકાર કે સ્વીકાર છે!

ઘેટાં સમા વિચાર કેણી પેર વાળીએ!
એકાદ હોય - હોય, અહીં તો હજાર છે

જેની ને તેની સામે ઘણું હારતો રહ્યો
ખુદની જ સામે ખુદની હવે છેલ્લી હાર છે

## શીદ પડ્યો છે પોથે?

□ દલપત પઢિયાર

વસુધા પરગટ વેદ પાથર્યો;
શીદ પડ્યો છે પોથે?
શબ્દ ઉતારે ભેદ આછર્યો;
શીદ ચડ્યો છે ગોથે?
ઢોળી જો આ જાત પવનમાં,
ડિલે માટી ચોળી જો,
વાંચી જો આ વહેતાં વાદળ,
વૃક્ષ-વેલને વળગી જો,
ઝીણી ઝરમર, ભીની ફરફર
સહેજ પવનની લહેર
અને કંઈ ફૂલડાં દોથે દોથે...!
કાષ્ઠ વિષે સૂતેલો અગ્નિ
દેવતા ક્યાંથી પાડે?
ભીંતે ચીતરી બિલ્લી
ઉંદર કેમ કરી ભગાડે?
જુગત જગાડે જ્યોત
જ્યોતમાં નહીં છોત નહીં છાયા,
દીવા આડે પડ્યું કોડિયું :
ડુંગર તરણા ઓથે!
આભ આખું ખુલ્લંખુલ્લું,
છેક સુધીની ધરતી ખુલ્લી
ખુલ્લાં પંખી, ખુલ્લી નદીઓ,
ખુલ્લા પર્વત-પ્હાડ;
પછાડ બેવડ પંછાયાને
વચલી વાડ ઉખાડ!
ઘુઘરિયાળો ઝાંપો :
જડિયાં વળગ્યાં જૂને ભોથે!

(ભોથું : માટીને બાઝેલું ઘાસનું જડિયું)



## બારણું ખખડે છે

□ રાજેશ વ્યાસ 'મિસ્કીન'

ધબકારે ધબકારે સમજણ બ્હાર બારણું ખખડે છે,
કયા જનમના વેરી આ ભણકાર બારણું ખખડે છે.

હું નીંદરમાં ને નીંદરની પાર બારણું ખખડે છે,
દસે દિશાઓ પાડે રે પોકાર બારણું ખખડે છે,

તમરાં જેવો ત્રમત્રમતો સૂનકાર બારણું ખખડે છે,
સાવ સોંસરું દરિયાની મઝધાર બારણું ખખડે છે,

કોણ ઊઘડવા માગે હારોહાર બારણું ખખડે છે,
જાવું તો ક્યાં જાવું? અંદર-બ્હાર બારણું ખખડે છે,

શ્વાસોને કૈં લાગે તારણહાર બારણું ખખડે છે,
અને જીવને સ્હેજે ના દરકાર બારણું ખખડે છે,

મન સાંભળતું થૈને એકાકાર બારણું ખખડે છે,
ધરી કેટલાં રંગ-રૂપ-આકાર બારણું ખખડે છે.

## ભળભાંખળું

☐ હરીશ મીનાશ્રુ

એકધારું ચળકતા
નિષ્પલક તારકોવાળી આ રાત
સાચે જ પસાર થઈ હશે પ્રશાંતિમાં
ગાઢ અથવા ગૂઢ.

લાગે છે
અભ્રકનું આ ચન્દ્રહોડકુંય રાતભર સરતું રહ્યું હશે, ચુપચાપ,
તમસાના પ્રવાહમાં, કોઈ હંસની જેમ
જળને જરાય ખલેલ પાડ્યા વિના,
પર્ણઘટાઓ લોપ થઈ ગઈ હશે
ભાંગતી રાતના શ્યામવર્ણ અવકાશમાં
ત્યારે પણ
વૃક્ષોએ વાંચ્યા કરી હશે પોતપોતાની ઋતુઓ
ભૂમિના ગુહ્ય પ્રકાશમાં, મનોમન,
એય નક્કી કે
પ્રાત:સંધ્યાના ઓવારે આવી પહોંચેલી આ રાતે
કૂદ્યો નહીં હોય કોઈ મેડક
ગામના લીલ ભરેલા જૂના તળાવમાં પણ
બાશોના હાઈકુની જેમ ડબાક્
અમસ્થાય નહીં ઊઠ્યા હોય તમરાંના બોલના બુદબુદ તિમિરમાં
કે
સ્વપ્નોનાં વિઘ્ન વિનાની નિંદરમાં
કોઈ પશુપંખીનું બચ્ચું પણ અમસ્તું રડી ઊઠ્યું નહીં હોય,

નહીંતર
મળસકું આટલું નિર્મળ ન હોય -
કોઈ ગંધર્વના નધણિયાતા વાદ્ય જેવું.

મધના ટીપા જેવા ઘટ્ટ અંધકારમાં
આસ્તે આસ્તે ભળી રહ્યો છે મોગરાની ફૂટતી કળી જેવો અજવાસ,

નિદ્રાય ઓગળી રહી છે તંદ્રાની તરલ રમણામાં
આ શું વર્તાય છે પોપચાં પર? - સુષુપ્તિના મધ્યમસ્વરનું ભારણ
કે મન્દ્ર જાગૃતિની હળવાશ?
હજુ અકળ છે આ પ્રાતઃકાલીન રાગિણીનું બંધારણ.

દૂરનાં ભળભાંખળાનાં ખેતરોની સોડમ પર
વાયુ અને વિસ્મયમાં ઓતપ્રોત
ઓસ અને ઉજાસનું પોત,
આ ક્ષણે
કશાંય આલંબન વિના ભોંયથી માથોડું અધ્ધર તોળાઈ રહ્યું હશે
ત્યારે
અહીં મારા મહોલ્લાના મનાકાશમાં
ઉત્કટ આલિંગનમાં રત છે
આ શમી રહેલાં ચન્દ્રકિરણો અને ઉદીયમાન સૂર્યરશ્મિ :
મિલન અને વિરહને અલગ પાડીને વ્યાખ્યા કરવાની ચેષ્ટા વ્યર્થ છે
તે સમજવાનું આથી શ્રેષ્ઠ મુહૂર્ત બીજું તો કયું હોઈ શકે?

મારી કાયા પર એવા વિરતિભર્યા રતિસુખની ઝીણી ઝાંય પથરાઈ ગઈ છે
એમાંથી ચળાઈને હું
ગરકાવ થઈ રહ્યો છું અંતરીક્ષમાં, જાણે સુરભિની સેર.
મારી સકળ જાતકકથાઓ
આગિયાના શરીર પરથી ખરેલી પ્રકાશની તુચ્છ રજની પેઠે
વિલાઈ ગઈ છે વીતેલી રજનીમાં
અને અંધકાર તો નિત્યની જેમ નિરપેક્ષ છે વધઘટથી.

ખાલી પડેલી મારી ચોળાયેલી શય્યા પર
આ ઘડીએ કદાચ ઝરતું હશે બારીક બ્રહ્મ.
જોકે એ જુદી વાત છે કે
એ તરફ
મારું તો જરાય ધ્યાન નથી.



## ગઝલ

### □ ખલીલ ધનતેજવી

જેટલી ફૂલોમાં રંગત છે, બધી તમને મળે,
ફૂલની માફક મહેકતી જિંદગી તમને મળે!

યાદ જ્યારે પણ તમે આવ્યાં, દુવા માગી છે મેં,
જે મારી કિસ્મતમાં છે એ પણ ખુશી તમને મળે!

એ રીતે મોસમ તમારું ધ્યાન રાખે દર વખત,
ક્યાંય પણ કૂંપળ ફૂટે ને તાજગી તમને મળે!

મેં તમારા માટે એવી પણ કરી છત પર જગ્યા,
ચાંદ મારી પાસે આવે ચાંદની તમને મળે

આપણે બંને પરસ્પર એવી ઇચ્છા રાખીએ,
દીવો મારા ઘરમાં સળગે રોશની તમને મળે!

જો તમારા પર ખુદાની મહેરબાની હોય તો,
એક ક્ષણ માગો અને આખી સદી તમને મળે!

એની સખીઓ જીદ કરે છે કે અમે પણ આવશું,
જો તમે ઇચ્છો ખલીલ એ એકલી તમને મળે!



## ગઝલ

### □ રશીદ મીર

કોઈ આવીને જાય તો કહેજે,
સૂનું સૂનું જણાય તો કહેજે.

મારે બીજું કશુંય કામ નથી,
બસ અમસ્તું મળાય તો કહેજે.

એય પયગંબરી દરજ્જો છે,
દર્દ બીજાનું થાય તો કહેજે.

ભીડમાં એકલો રહે છે પણ,
એકલા ભીડ થાય તો કહેજે.

સાત સાગર ભલે તરી બેઠો,
એની શેરી વટાય તો કહેજે.

'મીર' વાતો કબીરી રહેવા દે,
એક ચાદર વણાય તો કહેજે!

## દૃશ્યો બધાં પ્રવાહી!

☐ નયના જાની

કોની છે વાહવાહી, કોની શહેનશાહી?
ક્યાંથી ઊતરતા શબ્દો, નીરખ્યા કરે છે સ્યાહી!

તારી બધીય ખલકત જો નૂરમાં નહાઈ,
પલળે અને હરખતો નીતર્યા કરે છે રાહી!

અમૃતકુંભ ક્યાંથી છલકાય મારી અંદર?
અચરજથી હું નિહાળું, કો આપતું ગવાહી!

આ ખળભળે જો પર્વત, નદીઓ, તળાવ, દરિયા,
હોવાની સમજણોએ કેવી કરી તબાહી?

કિરતાર, હે ખિલાડી, અદ્ભુત રૂપધારી
હાલત કરી અમારી, તોબા ને ત્રાહિ, ત્રાહિ!

તુજને સ્મરું કે નીરખું? તારા મહીં જ હું તો,
રૂપો અનંત ધારે, તું રામ, તું ઇલાહી!

આ કોણ રાજરૈયત? કોની રમત ને બાજી?
છે તારી બાદશાહી, ને તું જ તો સિપાહી!

વાહ, આ જ તો મળી છે ઝાંખી તમારી પળભર,
વિતાવી જિંદગાની તમને જ ચાહી ચાહી!

શું આ જ કાવ્યબાની? આ શ્લોક કે ગઝલ આ?
ગાનાર ક્યાં છુપાયો, હે દિવ્ય, પાહિ, પાહિ!

આ ફરફરે જટામાં સદીઓ તણાં અરણ્યો,
તું એ જ છે કે જેને આ શૈલપુત્રી બ્યાહી?

તારી કથાનો તંતુ પકડું તો ક્યાંથી પકડું?
આદિ અનાદિ સૃષ્ટિ, દૃશ્યો બધાં પ્રવાહી!



## ગઝલ

☐ રાજેન્દ્ર શુક્લ

ગમા અને અણગમા,
કોણ કરે એની તમા!

ઋણ હતું સામસામું,
કોકે કરી દીધું જમા!

હોવાનું સબૂત - હોવું,
પ્રમાણરહિત પ્રમા!

એમ જ છે હેમખેમ,
એમ જ છે, ખમા, ખમા!

ગઝલ હું નહીં પઢું,
સામે કાં ન આવે શમા!

રાજી રાજી રમાપતિ,
રાજી રાજી રહે રમા!

## ફરી એકવાર

☐ રાજેન્દ્ર પટેલ

ફરી એકવાર
સવારના હોલારવે મને ઢંઢોળ્યો,
અજ્ઞાતના ગર્ભમાંથી
વધુ એક વખત બહાર આણ્યો.
પોપચાં ઉપરથી રાત સરી ગઈ, ને
આંખો ખોલી
બારીના પડદા ખસેડ્યા વધુ એક વખત,
ને સમગ્ર સૃષ્ટિએ મને ફરી માની જેમ આશ્લેષમાં લીધો.

ફરી એકવાર
મેં દર્પણમાં મારો ચહેરો જોયો
ને વધુ એક વખત તેને જળથી માંજ્યો,
પૂર્વજોના ચહેરા પર વધુ એકવાર સ્મિત છલકાયું.

મેં ડગ માંડ્યાં ધરતી પર
અને તે જોઈ વધુ એક વખત
આકાશ ઝૂક્યું.

વધુ એક વખત
રાતના પહેરેદારે મને સલામ ઠોકી,
પણ આભારવશ હું નતમસ્તક રહી શક્યો, વધુ એકવાર.

સાંજ, પાંદડે પાંદડે ઢળી
ફરી એકવાર.
અને વધુ એક વખત
મેં નજર માંડી
સ્વપ્ન અને અંધકારના અજાણ્યા રસ્તાઓ ઉપર
ફરી વધુ એક વખત મેં
આંખો બીડી,
મૌન અને શબ્દની વચ્ચે.



## તને જોયા પછી

□ અનિલ રમાનાથ

તને જોયા પછી જાણે ડાંગરનું ખેતર જેમ ચોખાનો સાવ ઝીણો દાણો થઈ જાય
એમ હું તો ચોખાની ઝીણી ઝીણી કણકી થઈ ગઈ...

કંકુ - ચોખાની નથી વાત મારે કરવી
કે નથી તિલકમાં ચોખા ચોંટાડવા
એક્કેય રંગ વિના હું તો ચોખ્ખી થઈ ગઈ
હવે જોયા કરું છું લીલાં ઝાડવાં

નધણિયાતી ડેલીમાં ઘાસ ઊગી જાય એમ શેરીમાં સાવ જૂની ખડકી થઈ ગઈ

તને જોયા પછી જાણે ડાંગરનું ખેતર જેમ ચોખાનો સાવ ઝીણો દાણો થઈ જાય
એમ હું તો ચોખાની ઝીણી ઝીણી કણકી થઈ ગઈ...

ચૂલો સળગાવી કોઈ આંધણ મૂકે
કે પછી કૂકરમાં સીટીયું વગાડે
ચકલીએ રાંધેલી ખીચડીને ચકલો
ખાઈ જઈ વારતા બગાડે

કાગડાનું ક્રાંઉ ક્રાંઉ એટલું વધ્યું કે ઈમાં ચકલીનું ચીં ચીં ખોવાઈ જાય
એમ હું તો અમાસના તારાને ગણતી થઈ ગઈ

તને જોયા પછી જાણે ડાંગરનું ખેતર જેમ ચોખાનો સાવ ઝીણો દાણો થઈ જાય
એમ હું તો ચોખાની ઝીણી ઝીણી કણકી થઈ ગઈ...



## ગઝલ

☐ સાહિલ

પીડા વર્યો એ હું જ હતો હું જ દોસ્તો
હરને હર્યો એ હું જ હતો હું જ દોસ્તો

સૂરજના ધોમ તડકે સળગતા શહેરમાં
તડકે ઠર્યો એ હું જ હતો હું જ દોસ્તો

અભરે ભરેલ આભને ક્યાં છે કશી ખબર
હમણાં ખર્યો એ હું જ હતો હું જ દોસ્તો

આવું છું સાંભળ્યા પછી ડેલીએ હાથ દઈ
પાછો ફર્યો એ હું જ હતો હું જ દોસ્તો

દર્પણમાં મારો ખુલ્લો ચહેરો નિહાળીને
જે થરથર્યો એ હું જ હતો હું જ દોસ્તો

હારી ગયેલ માન્યો હતો એ જ કાળને
જે કરગર્યો એ હું જ હતો હું જ દોસ્તો

સાહિલ સમયની સાથે લડી સામી છાતીએ
જે જણ મર્યો એ હું જ હતો હું જ દોસ્તો



## નથી

☐ શૈલેશ ટેવાણી

અવાજ કોઈ હવે કેમ કંઈ થતો જ નથી?
ઘંટનો રવ છે ગયો ક્યાં કે કંઈ થતો જ નથી?

અહીં એ ઘર હતું ને ઐં હતી એ શેરીઓ,
અજંપ શોરનો અણસાર કંઈ થતો જ નથી.

હજુ એ લાગણી તસવીર થઈને પૂછે છે,
તું સ્વજન ખરો કે કંઈ થતો જ નથી?

કઈ છે ડાળ આ? ને કેમ છે સુગંધ વગર?
હવાનો સ્પર્શ અહીં કેમ કંઈ થતો જ નથી?

ખબર નહિ કેટલી અમાસથી છે અંધારું,
હતો શું સૂર્ય કે પ્રકાશ કંઈ થતો જ નથી?

## ગઝલ

☐ **પ્રણવ પંડ્યા**

તૃણ સાચવ અને તરુ સાચવ
ઝાડની સાથે ઝાંખરું સાચવ

ભાદર્યું કે અવાવરું સાચવ
નહીં રહે કૈં અણોસરું, સાચવ

વાંસળીવાળા વાછરું સાચવ
પણ જે ભૂખ્યું છે એ વરુ સાચવ

આંખમાં સ્વપ્ન, હૈયે મનસૂબા
તે ભર્યા છે તો તું ચરુ સાચવ

રૂમઝુમાટીની કર પ્રથમ રક્ષા
ને પછી પગના ઘૂંઘરું સાચવ

એમ સાચવ ધરેલી ધરતીને
કેડમાં તેડ્યું છોકરું સાચવ

ખેડ કર બસ ખળાને ભૂલીને
માત્ર તું તારું ધૂંસરું સાચવ

સંભવામીનું વેણ રાખી લે
એકદા અમને રૂબરૂ સાચવ

જેણે પાટો તને નથી બાંધ્યો
એ બધાનીય આબરૂ સાચવ

## ગઝલ

☐ **અશરફ ડબાવાલા**

દર્દ ઉછીનું લીધું છે ને દવા ઉધારથી,
બસ તબિયત સાવ સારી છે અમારી ત્યારથી.

છોને ચેરાપુંજીમાં વરસે તું મુશળધાર પણ,
તોય હું ભીંજવતો હોઉં છું તને અંજારથી.

ફૂલ તો શું ઘર, ગલી ને ગામ પણ મહેકી ગયાં,
કોઈએ મૂક્યું છે કૂંડું ઘરમાં એવા પ્યારથી.

છે અલંકારો, વિશેષણ સાવ નિષ્ફળ તોય પણ,
કામ મારું થઈ ગયું છે છેવટે અધ્યારથી.

તારી સાથે કેલિડોસ્કોપિક રીતે છું મસ્ત, પણ
દુન્યા સાથે હું ચલાવી લઉં છું એક આકારથી.

યોજના પડતી મૂકીને કઈ રીતે આગળ જવું,
છે પ્રજા આગળ ઘણી એ બાબતે સરકારથી.

અવનવા રંગો જીવનમાં ભરશું અશરફ! કાલે પણ
પૂરીએ રંગોળી આંગણમાં સરસ અત્યારથી.



## કવિની સંપત્તિ

☐ મનીષા જોષી

મારી પાછળ મૂકી જવા માટે
નથી મારી પાસે
કોઈ પુત્રના ચહેરાની રેખાઓ
કે નથી કોઈ પ્રેમીએ લખેલું અમરકાવ્ય.

આ દેશ પણ ક્યાં હતો મારો?
હું બોલતી રહી એક દેશની ભાષા
કોઈ એક બીજા દેશમાં
ને પ્રવાસ કરતી રહી
કોઈ એક ત્રીજા દેશમાં.

મારા ઘરની બહાર ઊગેલા
ઘાસની નીચે વસતાં જીવડાં
ચૂસતાં રહ્યાં મારી સ્મૃતિની ભાષાને
જાણે આરોગી રહ્યાં હોય
આ લીલા ઘાસની નીચે સૂતેલા
મારા જન્મના દેશના મૃતદેહને
અને હું લખતી રહી કવિતાઓ
સ્મૃતિ વિનાના, સફેદ થઈ ગયેલા શરીરની.

આ હરિત ઘાસ જેવું
જો કોઈ સ્વપ્ન હોત મારી પાસે
તો મેં જગાડ્યો હોત
આ સૂતેલા દેશને.
ઘરનાં તમામ બારી-બારણાં ખોલી નાખીને
મેં પ્રવેશવા દીધો હોત એ દેશને, ઘરની ભીતર
પણ મારી પાસે નથી હવે કોઈ સ્વપ્ન પણ
પાછળ મૂકી જવા માટે.

મારી સંપત્તિમાં હું મૂકી જઈશ
માત્ર મારું ન હોવું
જે જીવ્યું સતત મારી સાથે
પ્રેમીઓનાં ચુંબન વખતે
કવિતાઓનાં પ્રકાશન વખતે
પ્રિયજનોનાં અવસાન વખતે.

જ્યાં જન્મ થયો એ કચ્છના
એક નાનકડા ગામની નદીના કિનારે
શિયાળાની ટૂંકી સાંજે
ભડકે બળતી કોઈ ચિતાના પ્રકાશમાં
આંસુ સારી રહેલાં તીડ
અને ત્યાં રમી રહેલાં દેડકાંનાં બચ્ચાં જેવું
મારું ન હોવું
એ જ મારી સંપત્તિ
જે સોંપી જઈશ તને હું.



## ગઝલ

☐ મધુમતી મહેતા

રમતા'તા ને રામ મળી ગ્યા અઠ્ઠેગઠ્ઠે
માણસ પથરા જેમ તરી ગ્યા અઠ્ઠેગઠ્ઠે

આંખો સાત સમંદર લઈને આવી ત્યારે
સપનાં એક બે તોય ફળી ગ્યાં અઠ્ઠેગઠ્ઠે

નુસ્ખાઓ અકસીર હતા એ એળે ગ્યા ને
આફતનાં જડમૂળ હલી ગ્યાં અઠ્ઠેગઠ્ઠે

ભડભાદર ભડવીર થઈ ગ્યા ભોંયની ભેગા
એદી અઘરાં કામ કરી ગ્યા અઠ્ઠેગઠ્ઠે

ધીરજવાળા ગઝલું લખવા ફાંફાં મારે
તલપાપડને પ્રાસ જડી ગ્યા અઠ્ઠેગઠ્ઠે

દીવા વિના આ કોણ કરી ગ્યું અજવાળું
અંધારાના દિવસ ફરી ગ્યા અઠ્ઠેગઠ્ઠે

ધરમકરમનાં સાખી-ભજનો ગાતાં ગાતાં
મ્હેતા બે-ત્રણ શેર લખી ગ્યા અઠ્ઠેગઠ્ઠે



## ચાલું નહીં

☐ સંજુ વાળા

સતનો છું પક્ષકાર પણ સતમારગે ચાલું નહીં
કોઈપણ શરતે હું સહમત મારગે ચાલું નહીં

આપને ફાવે નહીં, તો છોડી દેજો આંગળી
શક્ય છે હું કોઈ નિયત મારગે ચાલું નહીં

બસ, તને મળવું જ લક્ષિત છે બધા વિકલ્પથી
દોડી લઉં જ્યારે યથાવત મારગે ચાલું નહીં

મન વધે પહેલાં, પછી મનવૃત્તિ વકરી જાય છે
સંયમી થઈ જો હું સંયત મારગે ચાલું નહીં

સાચવી, સંભાળી પ્હોંચી જાય એ જીતે છે જંગ
જાણું છું કિન્તુ સલામત મારગે ચાલું નહીં

કેમ એકાકાર અંદર-બ્હાર સંભવતો હશે?
જીવી લઉં પણ જળકમળવત્ મારગે ચાલું નહીં

# મારામાં જન્મતાં મરતાં રહેતાં જન્મ - મૃત્યુની કવિતેય પટકથા

☐ જયેન્દ્ર શેખડીવાળા

૧૧:૪૫ રાત્રિ
તમરાંના અવાજ સંભળાય છે.

કેમેરા વોલ ક્લોક પર ગતિ કરે છે. જંગલના ઘાસપૂસવાળા રસ્તે કોઈના ચાલવાનો અવાજ તમરાંના અવાજમાં ભારેખમપણે ભળે.

અંધારા રસ્તે જંગલમાં ચાલતા બે પગ દેખાય સાથે ચાલવાનો અને તમરાંનો અવાજ. (એ પગ અને અવાજ કદાચ હું જ હોઈશ)

એક એકાંત ઓરડો.

એમાં સ્પોટ લાઈટના અજવાળામાં એક માણસ તરફડે છે (એ કદાચ હું છું) જે કદાચ કોઈ સપનું જોઈ રહ્યો હોય એમ લાગે છે.

ઓરડામાંના ઘડિયાળ પર કેમેરા.

ઘડિયાળના કાંટા ગતિ કરી રહ્યા છે, સાથોસાથ જંગલમાં ચાલતા માણસનાં પગલાંનો અવાજ અને તેમાં પેલા (એ પેલો કદાચ હું છું) તરફડતા માણસનું દૃશ્ય ભળે... સુપર ઇમ્પોઝ થાય.
પશ્ચાદભૂમાં
આદિવાસીઓનું વિલક્ષણ જંગલીય વાજિંત્ર મોરચંગ અને ઢોલ વાગતું સંગીત સંભળાય.
સાથોસાથ
સંગીતની ગતિ વધવાની સાથે
ઘડિયાળના ફરતા કાંટામાં ગતિ આવે...
દૃશ્ય દોડવા લાગે... (એ દૃશ્ય કદાચ હું છું)

ઘડિયાળમાં રાત્રિના ૧૧:૫૦ વાગેલા દેખાય. મને મારી પશ્ચાદભૂમાં, મારામાંના કવિનો શેર સંભળાય છે:
કોઈપણ તારીખ જેવો હું અવાંતર
યા સમયનું માનવી નામે રૂપાંતર
જંગલમાં ચાલતા પગ (જે કદાચ મારા છે) દોડવા માંડે
પથારીમાં તરફડતો પેલો માણસ (જે કદાચ હું છું) પણ સંગીત અને ગતિથી ડહોળાતો લાગે

સંગીત અત્યંત લિસોટાતું સંભળાય
જંગલમાં દોડતો પેલો માણસ (જે કદાચ હું છું અથવા સુશાંત છે) એક સુશાંત સરોવરમાં કૂદી પડે.
છબ્બાક અવાજ સાથે વીજળીના ઝબકારાનું પ્રતિબિંબ સરોવરના જળમાં ઝિલાય.

વીજળીના ઝબકારામાં ઘડિયાળમાં કાંટા દેખાય જે ૧૧:૫૯:૩૦ના આંકડા બતાવે.

કૅમેરા ઝૂમ બૅક.
સાતત્યપૂર્ણ રીતે ઝૂમ ઈન ટુ ઓરડામાં ઝબકાર.

ઘડિયાળ ૧૨:૦૦ વાગ્યા બતાવે. (એ ઘડિયાળ હું જ હું)

ઓરડામાં ઝબકારો પત્યા પછી તે ઝબકારમાંથી બુકાની પહેરેલા (જેને હું માસ્ક પહેરેલા કહું છું) મિત્રોનું ટોળું ઊભરે, હેપી બર્થડે કહેતું ધસી આવે.
પથારીમાં સૂતેલા માણસને જગાડે, ઝુલાવે હેપી બર્થ ડે નું સંગીત વાગે.

પેલો માણસ (કદાચ હું ચિત્કારી ઊઠ્યો છું) ચિત્કારી ઊઠે
(બધા મિત્રો ઝુલાવતા રહે)
બર્થ ડે બૉયના ખુલ્લા મોંનો ટાઈટ ક્લોઝ અપ. (મતલબ મારો ટાઈટ ક્લોઝઅપ એટલે કે મારી કવિતાઓનો ટાઈટ ક્લોઝઅપ)

નૉ નૉ ઈટ્સ માય ડેથ ડે ; ઍણ્ડ આઇ કાન્ટ સેલીબ્રેટ માય ડેથ (હવે કેમેરાની ફ્રેમ ખૂલે)
બુકાનીવાળા બધા ગાય :
હેપ્પી ડેથ ડે ટુ યુ
મોમેન્ટ ટુ મોમેન્ટ હેપી ડેથ ડે ટુ યુ
મોમેન્ટ ટુ મોમેન્ટ હેય હેય બર્થ
mobile to mobile... ઓ મા! ડેથ
મોમેન્ટ ટુ મોમેન્ટ હેય હેય જનમ.
mobile to mobile... હેય મરણ.
મોમેન્ટ ટુ મોમેન્ટ....

જળની સપાટી પર તરતી કૂદી પડનારની (કદાચ મારી જ લાશ) તરતી લાશ અને ગીતના ધ્વનિ સાથે તાલ મેળવતા તરંગો દેખાય.
બેકગ્રાઉન્ડમાં કૃષ્ણની વાંસળી વાગવાનો અવાજ સંભળાયા કરે. જળમાં લાશ (કદાચ મારી જ લાશ) તરંગાયા કરે... વાંસળીના સૂર ધીમે ધીમે ફેડ આઉટ.. (કદાચ હું જ બેડ આઉટ) થાઉં છું

એક ભયાનક અટ્ટહાસ્ય સંભળાય (જે મારું જ અટ્ટહાસ્ય છે) પછી પિનડ્રોપ સાઈલન્સ.

૧૦ સેકન્ડ લાશ જળ અને અજવાસમાં તરંગાયા કરે.
આદિવાસી સંગીત અને તમરાંના અવાજ પૂર્વવત્ સંભળાયા કરે....
ફેડ આઉટ.

સ્પોટ લાઈટના અજવાળામાં એક કવિતા લખતો કવિ (જે કદાચ હું જ છું) ચમકતાં વહેતાં જળ પર તરંગાતો દેખાય
ક્રેડિટ તે ઉપર સુપર ઇમ્પોઝ થયા કરે,
અંત સુધી.

## ગીત

### ☐ ભરત ખેની

દરિયો પણ ઘુમરાતો ઘંટીની જેમ સખી! રેતી થૈ ઊમટ્યો છે યાદમાં!
જોને આ પાંપણમાં આંસુની ઢગલીઓ અટવાણી એના ઉન્માદમાં!

આભેથી કાળઝાળ ઝીંકાતો સૂરજ'ને
    પાણીની થૈ જાતી લૂ!
મોજાંની જેમ હુંયે દરિયાની છોળ બની
    વાયરામાં વિંઝાતો છૂ!
હરણાંની આંખ્યુંમાં મૃગજળની વારતાઓ હાંફે છે જળના વિવાદમાં!
જોને આ પાંપણમાં આંસુની ઢગલીઓ અટવાણી એના ઉન્માદમાં!

યાદોને કેમ કરી પહેરાવું પાંખ અને
        મોકલું હું તારા સરનામે?
લિખિતંગ માછલીના તરફડતા શ્વાસ
    એવું લખીએ જો ખારવાના નામે.
ખારવો કે માછલી કે હોડીની ભૂલ વતી દરિયો ના ડૂબે ફરિયાદમાં.
જોને આ પાંપણમાં આંસુની ઢગલીઓ અટવાણી એના ઉન્માદમાં!

## ગઝલ

☐ ચંદ્રેશ મકવાણા

ત્વચા ભેદી મન પર નજર ના પડી
શું ખૂટી રહ્યું છે ખબર ના પડી

મૂગા, બહેરા, ચક્ષુવિહીન ગામ પર
અવર કે જવરની અસર ના પડી

ઘટાટોપ વૃક્ષોની શાખા ચીરી
સવારો ઝીણા છોડ પર ના પડી

ન ફૂટી શક્યો એથી ફણગો કોઈ
પડી વર્ષા પણ તરબતર ના પડી

તપેલા, બળેલા, તૃષિત ખેતરે
કોઈ બુંદ ઉષ્મા સભર ના પડી



## ગઝલ

☐ અનિલ ચાવડા

રંગમાં ડૂબીને પણ છું સાવ રંગાયા વગર,
હું જગતમાં રહું જગતથી સ્હેજે અંજાયા વગર.

આવ, તારા પ્રેમનું એક થીંગડું તું મારી દે,
જિંદગી રહી જાશે નહિતર મારી સંધાયા વગર,

મૃત્યુ! કેવળ તારી એક જ સેજ એવી છે કે જ્યાં,
ચેનથી ઊંઘી શકાશે આંખ મીંચાયા વગર.

માર્ગની મૈત્રીમાં આ એક વાત જાણી લે ચરણ;
બહુ વખત એનાથી નહિ રહેવાય ફંટાયા વગર!

પંખી તું તો ઝાડની સૌ ડાળથી વાકેફ છે,
કોણ હાથો બનશે એ ટહુકી દે મૂંઝાયા વગર.

મારી ટીકામાં પડ્યા છે જાણતલ વિદ્વાન સૌ,
હું પડી છું ડાયરીમાં બંધ વંચાયા વગર.



## વર્ણાનુપ્રાસ ગઝલ

☐ સુધીર પટેલ

લ્હેરખી લૈ લ્યો લીલી કે લાલ, મરજી બસ તમારી;
વટ કરો કે વરસી પડજો વ્હાલ, મરજી બસ તમારી!

શબ્દ સરશે સર્પ સરખો, ક્યાં પછી એનો ઉતાર?
મૌન માલીપા જ માલામાલ, મરજી બસ તમારી!

ધન્ય પામ્યાં ધારવાનું, છો થતું ધાર્યું ધણીનું;
ખૈર ખલકતની મનાવે ખ્યાલ, મરજી બસ તમારી!

એક પળ છે પામવાની એ પરમને બસ પ્રથમથી,
ચિત્ત ચાનક હો કે ધીરી ચાલ, મરજી બસ તમારી!

રંગરસિયા રૂબરૂ થ્યા, રાસ રમવા આજ 'સુધીર',
કોણ કરતબ આવી કરશે કાલ? મરજી બસ તમારી!

## રસ્તો (નઝમ)

☐ હેમેન શાહ

શૂન્ય આકારના એક રસ્તા ઉપર
ચાલતાં ચાલતાં,
જ્યાં સફર થઈ શરૂ
ત્યાં જ પ્હોંચો તમે,
ને પરિણામ તો શૂન્ય લો આવશે.

પણ જગતના ઘણા યે ખરા
હોય રસ્તા તો ક્યાં શૂન્ય આકારના?
તે છતાં શૂન્ય પરિણામ કાં આવતું?

કોઈ કાચી સડક,
કોઈ પાકી સડક,
જોઈને માંડતાં આપણે ડગ જુઓ.
પણ લીધા જિંદગીના બધા નિર્ણયો,
એમ સમજોને કે
માર્ગ પર જે ગયા,
ત્યાં નહોતી સડક, કે નિશાની કોઈ,
કહી શકે
કઈ તરફ એ દિશા જાય છે.
હોય મંજિલ અગર
તો હશે કેટલે? શું ખબર?
તે છતાં આપણે નીકળી તો પડ્યા
એમ કહી,
કે સફરમાં જરૂરત સડકની જ ક્યાં!

જે શરૂ થાય છે, અંત પામે ખરું,
સાંભળ્યું તો હતું.
પણ આ રસ્તો જુઓ,
જાય મંજિલ ઉપર.

ત્યાં તરત ખ્યાલ આવે કે આ કોઈ મંજિલ નથી.
એ તો આગળ કશે.
આ તો છે શ્વાસ ને હામ ભરવાનું સ્થળ.
ને ફરીથી સફર.
આ બધું ક્યાં સુધી? ક્યાં સુધી?

શું કશું પામવાની વિમાસણ કદી પણ પૂરી થઈ શકે?
જ્યાં છીએ ત્યાંથી આગળ જવાની મથામણ પૂરી થઈ શકે?
જો નહીં,
તો પછી જે સફર એ જ મંજિલ હશે?
કોઈ એવી જગા છે જ નહિ
જ્યાં કદી પહોંચવાનું હતું?

એટલે
લઈ સફરના અનુભવ બધા ખટમીઠા,
જ્યાં શરૂ થઈ સફર ત્યાં જ આવી ગયા,
તે છતાં
આનું પરિણામ ક્યાં શૂન્ય છે.



## ગઝલ

**□ ધ્વનિલ પારેખ**

મોટું થયું છે ધાકનું વર્તુળ,
જાણું છું મારા માપનું વર્તુળ.

માથે રહ્યું છે ભારનું વર્તુળ,
કાયમ રહે ઉપકારનું વર્તુળ.

કેવો રહ્યો અનુભવ શીતળતાનો?
વધતું રહ્યું છે તાપનું વર્તુળ.

ચારે તરફ અંધારું છે હાજર,
કેવળ હું છું અજવાસનું વર્તુળ.

મરજી મુજબ ક્યાં શ્વાસ ચાલે છે?
પાછળ પડ્યું મરજાદનું વર્તુળ.

ધરપત થતી ના એક પ્યાલાથી,
વધતું રહ્યું છે પ્યાસનું વર્તુળ.

ઇચ્છા ઊભી છે બારણે તો શું?
બેઠો છું લઈને ત્યાગનું વર્તુળ.

# એક કીટનું સ્વપ્ન

☐ યજ્ઞેશ દવે

વરસોનાં વરસથી નહીં
સદીઓની સદીઓથી અવનવાં જાતભાતનાં કીટનાશકોના છંટકાવ છતાં
હટતું નથી એક હઠીલું કીટ.

એ કીટે જોયું છે કે તેના પછી આ પૃથ્વી પર રમવા આવેલાં
કેટકેટલાં લુપ્ત થઈ ગયાં છે આ પૃથ્વી પરથી - બીચારાં!
પૃથ્વીને ધમરોળતા મહાકાય ડાયનોસૉર, ઊડતું આર્કિયોપ્ટેરિસ,
બરફનાં મેદાનો જંગલો ખૂંદતા વિશાળકાય મેમથ
થયાં લુપ્ત - પાછળ અશ્મિઓનાં પગલાં છોડીને,
એ તો બધાં ઠીક પણ લુપ્ત થઈ ગયા છે
આ માણસના જ પિતરાઈઓ
- હોમો ઇરેક્ટસ, નિયેન્ડરથાલ, જાવામેન કે પેકિંગમેન.
થોડાં હાડપિંજર, હાડકાં કે ખોપરીઓમાં પોતાનું રહસ્ય સંઘરીને.

અને એ પછી તો
માણસના હાથે જ લુપ્ત થઈ છે
માણસ કરતાંય લાખો વરસો પહેલાંથી પૃથ્વી પર રહેતી
વનસ્પતિ, પ્રાણીઓની અનેકાનેક પ્રજાતિઓ.
અરે!
હજી હમણાં હમણાં સુધી તો અહીં હતું ડોડો પક્ષી
અહીં જ હતું મોઆ અને હતો તાસ્માનિયન ટાઈગર
હવે નામશેષ.
'As dead as dodo'
અને કેટકેટલાં તો બીચારાં લુપ્ત થઈ ગયાં નામ પણ છોડ્યા વગર
-નામ પડાયા પહેલાં જ.
પછી તો કીટે એ પણ જોયું છે.
લુપ્ત થઈ ગઈ છે મિસર, એઝટેક મય, ઇન્કા, સિંધુ
જેવી સંસ્કૃતિઓ
લુપ્ત થઈ ગઈ છે અનેક ભાષાઓ
ગોથિક, નોરિક, ફિનિશિયન, મયન, પાલી કે પહેલવી

- થોડાં વણઊકલ્યાં ભિત્તિલેખો, શિલાલેખો કે થોડી હસ્તપ્રતો છોડીને.
માણસે જ તો પછી ભૂંસી છે ભૂંસતો જાય છે
અનેક જાતિઓ
- અને તેની સાથે જ તેની ભાષાઓ.
માણસે જ માર્યા છે
સદીઓથી એમની જમીનના હકદાર મૂળનિવાસીઓને
- અમેરિકા, દક્ષિણ અમેરિકા, ઓસ્ટ્રેલિયામાં
માણસે જ ઊભાં કર્યાં મોતનાં કારખાનાં
દિવસ રાત ધમધમતી ભઠ્ઠીમાં ઓરાતાં ભરખાતાં ભડભડતાં
- માત્ર ધુમાડો અને રાખ બની બહાર નીકળતા માણસો.
લાખો મર્યા કોઈને કોઈ કિલિંગ ફિલ્ડમાં
ને લાખો સબડી સબડીને મર્યા લેબર કેમ્પોમાં.
લાખો મર્યા છે અને મરતાં જાય છે હજી
ધર્મને, જાતિને, નાગરિકતાને રાજકીય વિચારધારાને
અને માત્ર રંગને કારણે.
અનેક ધર્મયુદ્ધો, રાજ્યયુદ્ધો અને બે બે વિશ્વયુદ્ધો પછી પણ
ક્યાંકને ક્યાંક તકાયેલાં છે બંદૂકનાં નાળચાં, તોપનાં નાળચાં
ક્યાંકને ક્યાંક પથરાયેલી છે સુરંગો.
ભીંગડું વળે ન વળે ત્યાં ઉઘાડો થઈ વકરે છે દૂઝે છે ખોતરાયેલો વ્રણ.
પૃથ્વી આખી ફદફદે છે આવાં ઘારાંઓથી.
કીટે એ પણ જોયું છે કે
ચતુરંગિણી, અક્ષૌહિણી વિશાળ સેનાઓથી
કે
સૂક્ષ્મ પરમાણુને વિરાટ વિધ્વંસક, વિરૂપ શક્તિ આપતાં
થોડાં અસ્ત્ર શસ્ત્રોથી
માણસો જ ભૂંસી રહ્યા છે માણસોને
કીટને હવે ધરપત છે
કે માણસ જ પૂરતો છે માણસને નામશેષ કરવા.
કીટ હસી રહ્યું છે માણસની નાદાનિયત પર
કે શતાંકુરા શતમૂલા જીવમાતા ધરણી લોકધારિણી
આ પૃથ્વીના જીવોને નામશેષ કરતો માણસ
અવકાશમાં શોધી રહ્યો છે જીવને.
વરસોથી રાહ જોઈ રહ્યું છે એક કીટ



'કાશ આ કજાત હવે થઈ જાય નામશેષ,
કશું જ લીધા વગર
કશું જ છોડ્યા વગર
પગલાં પણ નહીં.'
કીટ કહે છે અંતે
'પૃથ્વી છોડો - Quit Earth!
ભલે જાવ દૂર સુદૂરના ગ્રહો પર કે એનીય પારના ગ્રહો પર
પણ અહીંથી જાવ હવે.
માણસ નહીં હોય તો પૃથ્વી નિર્વંશ નહીં જાય,
જીવંતિકા જીવશે અને અનેક જીવને જિવાડશે
હવે નિરાંતે ખોળામાં લઈ ધવરાવશે બધાંને.
તમે હવે જાવ, અહીંથી જાવ.
બાકીનું તો અમે અને પૃથ્વી સમજી લેશું.'

મને પણ થાય છે
કે ટકવું જો હોય આ પૃથ્વી પર
તો હુંય થઈ જાઉં કીટ
ને
ભળી જઉં કીટની જમાતમાં.



## લોકડાઉનમાં

☐ સંદીપ ભાટિયા

(1)
ખાલી ચઢી ગયેલા
ઠંડા પગને
સ્પર્શું છું
પોતાના જ શબને
પસવારતો હોઉં
એમ.

(2)
મંદિર ખૂલવાની
પ્રતીક્ષામાં
પાષાણવત ઊભો
વિચારું છું
હું દ્વારની
આ તરફ છું
કે પેલી તરફ?

(3)
ટક ટક ટક ટક
પદચાપ
ક્યારેક તો
જરૂર પહોંચાશે
એ વિશ્વાસ
આપે છે
લોલકને.

(4)
રેતશીશી પર
માંડીને કાન
સાંભળે સૂસવાટા
વૃદ્ધ ખારવો.

## ગજબની હોય છે દુનિયા

☐ હર્ષદ ત્રિવેદી

નથી તો એ કદી ચાલી, નથી એ ચાલવા દેતી, ગજબની હોય છે દુનિયા!
નથી સંભાળ એ લેતી, નથી સંભાળવા દેતી, ગજબની હોય છે દુનિયા!

અમે તો જિંદગી આખી, કરી તારી સદા ઝાંખી, મળી તે પણ ઘણી પાંખી,
હવે બારી અમે વાખી, તને આપી દીધી આખી, ગજબની હોય છે દુનિયા!

ભરી'તી તેં ઘણી થોડી, મળી તે પણ ઘણી મોડી, નિગોડી હોઠની જોડી,
છતાં આંખો બધે દોડી, નથી ક્યારેય તરછોડી, ગજબની હોય છે દુનિયા!

મરીને શું હવે કરવું? મર્યા જેવું નથી મરવું, ખર્યા જેવું નથી ખરવું,
તરાપામાં નથી તરવું, બને તો બુંદમાં ઠરવું, ગજબની હોય છે દુનિયા!

હવે હર્ષદ તમે બોલો, જગતને ત્રાજવે તોલો, હૃદય થઈ જાય ફરફોલો,
ખરી વસ્તુ હવે ખોલો, ઝીણો વાગે ભલે ઝોલો, ગજબની હોય છે દુનિયા!

## ગઝલ

☐ જગદીપ ઉપાધ્યાય



યજ્ઞમાં માનવ્યના, નિષ્કામ ભાવે હોમવા દીધાં સમિધો શ્વાસનાં
ઊંચકી પતરાળીઓ જેણે નમી એંઠી, નમન એ ઝૂકનારાને નમન!

લીલવર્ણાં પાન ફૂટે, કેસૂડા છલકે, લહેરો વાય ભીની રાનમાં,
એ પહેલાં મંજરીઓ જેમને બેઠી, નમન એ કોળનારાને નમન!

હામ પૂરી, વ્હાલ દીધું, આંસુ લૂછ્યાં, હેસિયત કરતાંય તે આપ્યું વધુ
ને હસી પીડા અવરની જેમણે વેઠી, નમન એ વેઠનારાને નમન!

સર્વ પર અવિરત વરસતા સ્નેહના વરસાદમાં ભીંજાઈ લેવા જેમના
વાદળીઓ આભ પરથી આવતી હેઠી, નમન એ ચાહનારાને નમન!

રણ બની જાશે નગર? સંવેદનાનાં જળ જશે સુકાઈ શું? એવી બધી
ઉરમાં ચિંતા અકારણ જેમના પેઠી, નમન એ જાગનારાને નમન!

## કોણ હોંકારો ભણે?

### ☐ ધીરેન્દ્ર મહેતા

પગરવ પડે ના એમ જઈ નાખો નજર હળવે પણે,
લટકી રહ્યું આ કોણ હજુ કાચા સૂતરને તાંતણે?

વરસાદ ઓઢી નીકળ્યા, છત્રી ન ખોલી એમણે,
ને શ્વાસમાં લૂને ભરી જીવ્યા વળી ધીખ્યા રણે!

ક્યારે ખર્યું ને ક્યાં ગયું, બેઠું હતું જે પાંપણે,
એને જ શોધી કાઢવા ભમ્યા હતા આ ભવરણે!

સંચાર એનો સાંભળ્યો ક્યાં ભરવસંતે કોઈ વાર?
ને પાનખર આવી તો પાનેપાનમાં એ રણઝણે!

કાં પર્વતો ઊંચા બધે, કાં છેક ઊંડી ખીણ છે,
એની વચાળે બોલ મારા, કોણ હોંકારો ભણે?



## હું બંધિયાર નથી

### ☐ જિગર જોષી 'પ્રેમ'

અપાર દીવડા ને ગોખલાનો પાર નથી
નથી 'જિગર' તો ફકત ગમતો અંધકાર નથી

ગગનની પાર જઈનેય હું ટહુકી શકું
: તમે હશો તો હશો પણ હું બંધિયાર નથી

તમારી સાથે મુલાકાત બાદ જાણ્યું છે
તમે તો વાતો કરી જાણો - જાણકાર નથી

ઝપટમાં આવી ગયા છે બધા કદી ને કદી
હવે ઉદાસી! નવો એક પણ શિકાર નથી

જુએ છે રાહ હતો જ્યાંનો ત્યાં ઝરૂખો હજી
દશામાં પણ કે દિશામાંય કંઈ સુધાર નથી

ગમે તે થાય 'જિગર' આંખમાં છુપાઈ રહે
અમારાં આંસુ હજી એવાં હોશિયાર નથી

## સગપણ

☐ માધવ રામાનુજ

સંતો રે ભાઈ, ક્યાંથી રે આવ્યા?
ને ક્યાં જાવું હવે!
સંતો રે ભાઈ, પળેપળના જીવનને ગાવું હવે!

સંતો રે ભાઈ, વિદાય હંમેશાં વસમી લાગશે-
સંતો રે ભાઈ, વાણીને વળાવતાં વસમું લાગશે!

સંતો રે ભાઈ, અંતરમાં ઉછળતા સાગર મૌનના-
સંતો રે ભાઈ, મનમાં મારગડા એવા મૌનના!

હેજી સંતો, આભથી આઘાં છે એનાં ખોરડાં,
હેજી સંતો, અભરે ભર્યા છે એના ઓરડા!

હેજી સંતો, આંસુની એંધાણી એને આલશું,
હેજી સંતો, અંતરની એંધાણી એને આલશું!

સંતો રે ભાઈ, માયાના બાંધ્યા રે રૂડા માંડવા,
સંતો રે ભાઈ, સગપણે શણગાર્યા એવા માંડવા!

સંતો રે ભાઈ, માયા રે મેલીને મળશું રંગમાં-
સંતો રે ભાઈ, જીવતર જીવશું રે સતના સંગમાં!



## અહીં અને નહીં

☐ રાજેશ પંડ્યા

અડધે પહોંચીને પાછા ફરવાનું હોય નહીં
આગળ જઈ ઓચિંતા ડરવાનું હોય નહીં
હાથ પગ બાંધીને તરવાનું હોય નહીં
મનમાં મૂંઝાઈ પછી મરવાનું હોય નહીં.

અધવચ્ચે દરિયામાં પડવાનું હોય નહીં
તળિયાઝાટક કંઈ જડવાનું હોય નહીં
પાણીદાર આંખોથી અડવાનું હોય નહીં.
મોતી જેમ ઝાકળને ઘડવાનું હોય નહીં.

કેટલું છે કાચું એ કળવાનું હોય નહીં.
ઊંડા અરીસામાં ભળવાનું હોય નહીં
હળવાનું હોય નહીં ને મળવાનું હોય નહીં
અમથું અમથું ય ઢાળે ઢળવાનું હોય નહીં.

અજવાળાં ઝીલીને ઝમવાનું હોય નહીં
મધરાતે ચાંદો લઈ ભમવાનું હોય નહીં
કમળ સરોવરમાં રમવાનું હોય નહીં
કોણે કીધું કે મન-ગમવાનું હોય નહીં.

હોય તો ગીત ગણગણવાનું હોય અહીં
પંખીની જેમ ચણ ચણવાનું હોય અહીં
હવાના હેતે રણઝણવાનું હોય અહીં
જાતે કંતાઈ પોત વણવાનું હોય અહીં.

## જુઠ્ઠાણાં

### ☐ કમલ વોરા

*(કેટલાંક વધુ)**

૧

એ વાતેવાતે જુઠ્ઠું બોલતો
મા કાન આમળતી
પિતા કરડી નજર કરતા
નિશાળેથી આવતો ત્યારે હંમેશ
માસ્તરનાં આંગળાંની છાપ
મોં પર લઈને આવતો
એને સાચના પાઠ પઢાવાયા
સત્યના પ્રયોગો કરાવાયા
પણ એ જુઠ્ઠાણાંનો હેવાયો હતો
એણે નક્કી કર્યું
વિપુલા આ પૃથ્વી પર
એનાં તો માત્ર ચપટી જુઠ્ઠાણાં!
અને એને ગળા લગી ખાતરી હતી કે
એની બોલછા
એનાં વાતવાતનાં જુઠ્ઠાણાંને
ચૂપચાપ છુપાવી દેતી હતી

૨

નરી આંખે જોયાં
કાનોકાન સાંભળ્યાં
ચાખ્યાં ચૂસ્યાં ચાટ્યાં
સૂંઘી સૂંઘીને
છાતીના ઊંડાણે જાણ્યાં
અડીને
ફરી ફરી અડીને નાણ્યાં
ને પછી
આંખ-કાન-જીભ-નાક-હાથને
કદી ન પરખાય એવાં જુઠ્ઠાણાંનાં
આ
હાટડાં માંડ્યાં

૩

જડબાં ફાડી, જીભ લપલપાવતાં
રાતાઘૂમ ડોળા ઘુમાવતાં
આગ ઓકતાં
સામસામી તલવારો વીંઝતાં જુઠ્ઠાણાં
એકમેકને
માથાં વધેરીને ધરાશાયી કરતાં હોય ત્યારે
વછૂટતા ફુવારાઓમાંથી
વેરાતાં
વધુ કદાવર વધુ કદરૂપાં જુઠ્ઠાણાં
જડબાં ફાડી, જીભ લપલપાવતાં
રાતાઘૂમ ડોળા ઘુમાવતાં
આગ ઓકતાં
સામસામી તલવારો તાણી રહ્યાં હોય

જુઠ્ઠાણાંની
આ લડાઈઓમાં કોઈ પક્ષે સાચ નથી
છતાં લડાઈઓ સાચી છે
હાર કે જીત વિનાની
જુઠ્ઠાણાંની જુઠ્ઠાણાં સાથે
જુઠ્ઠાણાંથી ખેલાઈ રહેલી
નિરંતર સાચી લડાઈઓ

૪

માત્ર એક - જુઠ્ઠાણાં- શબ્દને કારણે
શબ્દકોષ આખામાં
ખળભળાટ મચી ગયો છે
ક્યાંક ક્યાંક તો ધિંગાણાં થયાં છે
કેટકેટલા શબ્દો
અર્થમાં ખૂંપેલાં મૂળિયાં સમેત ખેંચાઈને
આમતેમ તેમઆમ ફંગોળાઈ ગયા છે
અડધાપડધા અકબંધ રહી ગયેલા કેટલાક
વિશેષણ થવા થનગની રહ્યા છે
કેટલાક ક્રિયાપદ થઈ
જુઠ્ઠાણાંને

વહી વહાવી જવા ઢોળાઈ રહ્યા છે
રહ્યાસહ્યા તૂટતાફૂટતા શબ્દોની ફોજોની ફોજો
એ એકમાત્ર કર્તા ભણી
એની ધધખતી આગમાં ભૂંજાઈ જવા
કૂચ કરી રહી છે

૫
શબ્દ સત્ય છે એમ ધારીને
કવિતા
જુઠ્ઠાણાં ચીંધવા જાય કે
પડકારીને પરાસ્ત કરવા જાય ત્યારે
ખરેખરી કટોકટી ઊભી થાય છે.
જુઠ્ઠાણાંની વરતાતી આણમાં
જગ આખું રસ-બંબોળ હોય ત્યારે
કવિતાની છેવટની સાર્થકતા
જીવને જોખમે કે ખપી જઈને
પોતાની ધારણાને
વળગી રહેવામાં છે

૬
ભીતર
સત્યનો કણ છે,
ગમેતેમ ઊગરી જવાશે એમ ધારીને
માણસ
જુઠ્ઠાણાં સાથે ઘરોબો કેળવતો જાય છે
જુઠ્ઠાણાંને ઘમંડ હોય છે
ઘમાસાણની કોઈ ક્ષણ આવી ચડે તો
એ જંગ જીતી જશે

થાય છે એવું :
બન્ને ધારણાઓ જુઠ્ઠી ઠરે છે

---

**અગાઉ પ્રગટ 'જુઠ્ઠાણાં' કાવ્યનું અનુગામી કાવ્યગુચ્છ*



## બે કાવ્યો

☐ વિપાશા

ખૂબ થાકી
હાથી ભાગી ના
ગયો,
હવે
મગજ ફાડી
કામ કરે છે.

☐

મરી નથી?
વાહ!
ચાલ,
જોઉં
ક્યાં સુધી જીવે છે.

## માણસ ખૂટે છે

☐ મણિલાલ હ. પટેલ

રાજાનો આદેશ થયો છે કે-
કોઈએ ઉંબરો ઓળંગવો નહિ
એકેય પગલું રસ્તે-ધૂળમાં નહિ!
જંતુઓ દરમાંથી
બિન્ધાસ્ત નીકળ્યાં છે બહાર
કીડી મંકોડાનાય ચાલુ છે વ્યવહાર
હોવાપણાનું ગીત ગાય છે પંખીઓ
વૃક્ષો છાંયડા પાથરીને બોલાવે છે
પાંદડે પાંદડે છલકાય છે લીલોછમ તડકો
કૂંપળો કળીઓ કહે છે- અરે!
અમને જરાક તો અડકો!!
પણ હાથબંધી લાદી છે સુબ્બારાવે!

દુશ્મન તો દેખાતો નથી ક્યાંય
ને હવાની સામે લડે છે યોદ્ધાઓ...
પૃથ્વીને લૂંટનારા ચૂંથનારા હાથપગ
ભીંતોમાં ભરાઈ ગયા છે ભંગુર...
ડરમાં દરમાં ઘરમાં ભરાઈ ગયેલાને-
જોવા આવ્યાં છે જંગલનાં જાનવરો...

દૂર પ્હાડોમાં મલકે છે મોસમ નિર્મળ
ઝરણું છલકે છે નીતરી નદી વહે છે
ઝાકળની પોઠ લઈને ઘાસિયાં મેદાનોમાં
સવાર ઊતરે છે... ખેતરોમાં અંકુર ફૂટે છે:
પૃથ્વીમૈયા તો એવી જ કૃપાળુ છે-
બસ! ખૂટે છે એક-
માણસમાં માણસ!!

## ડૂબવું

☐ પ્રતિષ્ઠા પંડ્યા

હું જાણું છું
કે હું ડૂબી રહી છું
હું તરવું પણ જાણું છું
ને છતાંય ડૂબી રહી છું
ગાત્રો કેટલાં શિથિલ છે
ખબર નથી
પણ જાણું છું
કે મારા ડૂબવામાં એમનો હાથ નથી
હા, મારા શ્વાસને મેં બાંધીને રાખ્યા છે
ક્યાંક ડહોળાય પાણી ને ફેલાય લહેરો
તો હું અનાયાસ વહેવા ના માંડું
એટલે કરીને
એક નિસાસો સુધ્ધાં નથી નાખ્યો.
પણ એમ કહેવું કે
હું ડુબાડી રહી છું જાતને
એ પણ ખરું નથી.
ડુબાડવું અને ડૂબવા દેવું
એ બેની વચ્ચેની ખાલી જગ્યામાં થઈને
જો હું સરકી જાઉં
કોઈ છીપના પાણીપોચા અંધારમાં
તો કદાચ ખીલું થઈ મોતી કાલે
કોઈ મરજીવાની બરછટ હથેળીમાં
એવા કોઈ સપનાંના ભાર તળે
હું ડૂબી રહી છું.

## કવિતા

### ☐ દિલીપ ઝવેરી

ઘણી વાર
કવિતા જીવનનું નહીં
જીવવાની હોંશનું પ્રતિબિંબ હોય છે
જીવન તો સૌ કોઈને મળે છે
પણ ઉમ્મીદ તો હાય, પોતાની જ હોય છે

કેટલીય વાર
બસ હવે અંત આવશે
હવે આવી જાય તો
આ જ હોય અંત
-માની શ્વાસ રોકી
કોઈની આંખમાં આંખ મેળવ્યા વિના
એના પગની પાનીને જ જોતાં જોતાં
આ છેવટનું પગલું માની
ધરતી ભેળા થઈ જવાની ઉમ્મીદ હૈયેથી ઢળી પડે
અને
એ
નજર પણ કર્યા વિના અળતો છાંટતી ટોળામાં ભળી જાય
ત્યારે એના હેઠે પડેલા રૂમાલને સૂંઘી સૂંઘી
પાતળા, પારદર્શક, પડે તો ભાંગી જાય એવા નાજુક
શબ્દ
શ્વાસમાં વળગતા જાય ઉચ્છ્વાસમાં અળગતા જાય
એ જ એ જ એ જ કવિતા



## નિરવધિ

### ☐ પ્રવીણ દરજી

હવે
બારેમાસ
જેઠની વેઠ
છતાંય
અરે!
ક્યાંકથી
ફર્ર્ર્ર્ર્
ઊડી આવે છે
રંગ છલકતી
ચુલબુલી
દેવચકલી
ઘર-ગોખ સુધી
ને
વિરાટના
ઇન્દ્રધનુ સાથે
જોડી રહે છે
છેક -
ઠેઠ -
ને
સાંભળી રહું છું
શિવાલયનો
ઘંટનાદ
યુતિ
શ્રુતિ
નિરવધિ!



## કડવીબેનનું ગીત

□ રાધિકા પટેલ

કડવી તો લીમડાની ડાળ;
સાચ-સાચ બોલવાની જીદે મૂકી છે કડવીની જીભે જંજાળ,
કડવી તે લીમડાની ડાળ...

સીધાં ઉતારીને લાવી છે ઝાડથી, તાજાં છે કડવીનાં વેણ;
ના ચાખ્યાં, ના જોખ્યાં, ના બાંધ્યાં, ના સાંધ્યાં, કડવીને આવડે ન રેણ.
ઊંડું હોય પાતર તો ઝીલી પણ લે, છીછોરાએ દઈ દીધી ગાળ,
કડવી તે લીમડાની ડાળ...

કડવીના બોલને મોહરાં-મુખોટા, ના પહેરાવ્યાં કોઈ દી'યે વાઘાં;
છતરાયા ચાલે છે પળકોરા કડવીથી, ખિદમતિયા આઘા ને આઘા.
કડવી તો સાવેય ઉઘાડો અરીસો, શાણાઓ રાખે સંભાળ,
કડવી તો લીમડાની ડાળ...

ઠળયાવી ચોકલેટું વેચી-વેચીને,આજ તગડા થયા છે કંદોઈ;
પડઘામાં પથરા લઈ પાછી ફરી છે, કડવી છે કરમી કળોઈ.
કડવીની કથનીનો આવે ના પાર, એની જીભે બેઠો છે વેતાળ,
કડવી તો લીમડાની ડાળ...

## અરે, બ્હાવરી!

☐ વિનોદ જોશી

ઊઘડે જો પોપચાંનાં પાન અરે, બ્હાવરી!
શમણાં ઢોળાઈ જતાં રોકીએ...

ખોટ્ટું છે નળિયું હરખાય એ જ કારણથી વરસે વરસાદ એમ ધારવું,
અધકચરાં વેણને જ સંભારી સાત સાત જનમારા જીવતર ઓવારવું,

મૂંઝવે જો મીઠાં તોફાન અરે, બ્હાવરી!
હૈયાં ઘોળાઈ જતાં રોકીએ...

પાણી તો રેડવાનું મૂળિયાંમાં હોય, ભલે તરસે મરતું હો કોઈ પાંદડું,
આખ્ખું આકાશ આમ સહિયારું, ચકલીને ભલે હોય પોતાનું આંગણું,

ભૂલવે જો ભીતરનાં ભાન અરે, બ્હાવરી!
જીવતર રોળાઈ જતાં રોકીએ...



## ગઝલ

☐ રઈશ મનીઆર

સૂર્યને ઊંચે જઈ બપ્પોર કરતા આવડે છે
તાપ ઝીલી, તો, મને ગુલમ્હોર કરતા આવડે છે

કિસ્મતે આપી નહીં જો દાદ પહેલા યત્નમાં તો
હું ય શાયર છું કે બીજો દોર કરતા આવડે છે

દૂરથી દેખાય છે સુંદર દશા, મારો કસબ છે.
રેતની ચોમેર લીલા થોર કરતા આવડે છે

તૂટતાં પહેલાં હતો સંબંધનો પડકાર છેલ્લો,
'સાવ છો કમજોર! તમને જોર કરતા આવડે છે?'

વ્યગ્ર છું, વિવશ ન સમજો, ઉગ્ર પણ હું થઈ શકું છું
નખ કરડતો જાઉં છું પણ ન્હોર કરતા આવડે છે!

પૂછશે તારી ગઝલ અંતે તને કે આયખાભર..
કાગળો કાળા કર્યા, કંઈ ઓર કરતા આવડે છે?

## અડવા ગઈ તો હું દાઝી!

☐ ગાયત્રી ભટ્ટ

કાગળ પર એક દીવો દોર્યો, અડવા ગઈ તો હું દાઝી!
મેં થોડો અજવાસ જો ચોર્યો અડવા ગઈ તો હું દાઝી!

મને એમ કે ઘટમાં ઘૂંઘટમાં રગરગમાં થાય ઉજાસ
મેં શબદમાં સૂરજ કોર્યો, અડવા ગઈ તો હું દાઝી!

કેવોક છે એ કામણગારો લાવ જરા જોઈ તો લઉં
વગડામાં કેસૂડો મ્હોર્યો, અડવા ગઈ તો હું દાઝી!

પ્રેમ વરસતું વાદળ છે એ ઠારે છે સઘળા સંતાપ
એમ ગણી વરસાદ મેં વ્હોર્યો અડવા ગઈ તો હું દાઝી!

એવું ક્યાં છે સુવાસ ભીની હો તે ફૂલ પણ હો ભીનું
મારે આંગણ ચંપો ફોર્યો, અડવા ગઈ તો હું દાઝી!



## એક લાચાર શ્રમિકની ગઝલ

☐ રિષભ મહેતા

હું થાકી ગયો છું, હું થાકી ગયો જેટલો ભાર ઊંચકી હું થાકી ગયો છું...
હા, એથી વધુ તો તમારા બધાનો તિરસ્કાર ઊંચકી હું થાકી ગયો છું!

મને મારા શ્રમનું પૂરેપૂરું વળતર તમે ના જ દીધું, નથી રાવ એની...
પરંતુ તમે જે કર્યો મારી સાથે એ વ્યવહાર ઊંચકી હું થાકી ગયો છું!

મને જે દીધું છે તમે કે બીજાએ, દીધું એ બધું બસ શરતને જ આધીન...
બસ 'જો'- 'તો' ની વચ્ચે ગબડતો સબડતો આ સંસાર ઊંચકી હું થાકી ગયો છું!

તમારી સમસ્યા દિવસ બે દિવસની, નિવેડો તમે એનો લાવી શકો છો
હતાશા, નિરાશા, નિસાસાથી ભરચક આ અવતાર ઊંચકી હું થાકી ગયો છું!

સતત કર્મ કરતા જ રહેવાનું ફળની અપેક્ષા કદી પણ ન રાખો એ કેવું?
નથી કોઈ એવું હે કેશવ! તમારો ગીતાસાર ઊંચકી હું થાકી ગયો છું!

## ચીજો

☐ બકુલ ટેલર

આ ચીજોને ઘરમાં ઘૂસતાં રોકી શકાતી નથી
નપાવટ, નઠોર, જીદે ચડેલી
અશ્વમેધના અશ્વ જેમ, વિજયત્વને વરેલી

કોઈ વળી બારણે ઊભે, અંદર ન આવે
ઊંઘ ઉજાગરા કરાવે, શરીરને નપુંસક ઠરાવે
હાથ દઝાડે, છાતી બાળે, અડવા ન દે, હંફાવે
ધારી હોય હરણ, પાસે જાઓ ત્રાડતો વાઘ
આપણી જાતને ધિક્કારે, ઉતરાવે માથાના પાઘ
બહાર રહી લોહી પીએ, દોડાવે, રઝળાવે, ફુત્કારે

કોઈ વળી નકટી, નિર્લજ્જ, છાકટી
પૂછ્યા વિના ઘરમાં છુપાઈ જાય
વર્ષો સુધી તેનું અસ્તિત્વ ન પરખાય
એક દિવસ અચાનક સામે આવે, બોલે
હા હતી, અહીં જ હતી, બોલો કરવું છે કાંઈ?



આ ચીજો અઘરી વસ, ન થતી ટસની મસ
અજાણ્યા ગ્રહો જેવી હસ્તરેખામાં ઊતરે
રાતે પડખામાં આવી લપાય, જગાડીને સૂઈ જાય
સવારના પ્રહરોમાં લાભ-શુભ બની જાય
ચિત્તનાં ઊંડાણોમાં મત્સ્ય શી ઊછળતી જાય
આ ચીજોનો વલોપાત, કેટલાય વળ ખાય

# અદાલતનો તિરસ્કાર

☐ ઉદયન ઠક્કર

(મનહર)

વકીલને વડચકું ભરી કહે ન્યાયાધીશ,
'અરજીની સાથે અખબાર કેમ આપ્યું છે?
તાણીતૂસી બંધાયેલા નાગાપૂગા માણસનું
ચાર કોલમ ભરીને, ચિત્ર જેમાં છાપ્યું છે?'

વકીલ તો શિયાવિયા થઈ ગયો, ન્યાયાધીશ
કારકુનને કહે કે 'અલ્યા, આમ આવ તું!
ચિત્રમાં શું ચીતર્યું છે? ચિત્ર નીચે શું લખ્યું છે?
અદાલતમાં સહુને વાંચી સંભળાવ તું.'

કારકુન કહે, 'બધા રસોઈયા ભેગા મળી,
ઉતારતા હોય જેમ બટાકાની છાલને,
ચાર કસાઈઓ અહીં ભેગા મળી ઉતારે છે,
કસોકસ બંધાયેલા માણસની ખાલને.*

પચીસ સદી પહેલાં ન્યાયાધીશ સિસેમિસ
લાંચ લેતાં, રાજાજીને હાથે ઝડપાયેલો,
માફ કરો, આગળ વાંચી શકાય એવું નથી,
એનો અંત, નામદાર, આવી રીતે આવેલો.

એની ઉતરડાયેલી ખાલનું બેસણું કરી,
રાજાજીએ ખાસ, મોટી ખુરશી બનાવેલી,
નવા ન્યાયમૂર્તિ એ જ ખુરશીએ બેઠાં બેઠાં
ચુકાદાઓ આપે એવી રીત અપનાવેલી.'

ન્યાયાધીશ બોલ્યા, 'તમે કોર્ટનો કન્ટેમ્પ્ટ કર્યો!'
વકીલ કહે કે કેમ ગાંઠનું ઉમેરો છો?
પચીસ સદી પહેલાં થઈ ગયો સિસેમિસ,
બંધબેસતી પાઘડી શું કામ પહેરો છો?'

ન્યાયાધીશે હથોડીને ઠપ ઠપ ઠપકાવી,
'તમને છ મહિનાની કેદ ફટકારું છું!'
વકીલ મનમાં બોલ્યો, 'નાગાને નાગો ન કહું?
આપની સજાના શિરપાવને સ્વીકારું છું.'



*'સિસેમિસની ચામડી ઉતરડવી', ચિત્રકાર: જેરાર્ડ ડેવિડ, ઈ. સ. ૧૪૯૮
ઈ. સ. ૨૦૧૯માં રશિયાના એક વકીલે, મુકદ્દમાના દસ્તાવેજો સાથે આ ચિત્રની નકલ (ન જાણે શા ઇરાદાથી) ન્યાયાધીશના હાથમાં સરકાવી દીધી હતી, જેથી ન્યાયાધીશ ક્રોધે ભરાયા હતા.

# સમંદર અને ગરમાળા વચ્ચે

☐ પીયૂષ ઠક્કર

ઊંચા તોતિંગ સ્ટુડિયોમાં
અધૂરાં-પૂરાં રંગબેરંગી ચિત્રોમાં પથરાતી
ચઢતા ગ્રીષ્મની કોઈ ભૂખરી બપોરે
લીમડેથી છલકાઈ આવતી
મંજરીની માદક ગંધે
ઓળઘોળ થતાં

તને પૂછેલું, અણધાર્યું :
*પાની ઔર નમક મિલકર ક્યા બનતા હૈ?*
તેં એક પળના વિલંબ વિના જવાબ આપેલો :
*સમંદર!*

અને મારાં રૂંવે રૂંવે ઘૂઘવાટા કરતો સમંદર ફરી વળેલો
ના, તું નહોતી જાણતી અફઝાલ અહમદને કે એની નઝમને
પણ જાણતી હતી પાણીને નમકને અને સમંદરને

જ્યારે હું એ બધું જ જાણતો હોવા છતાં
ક્યાં કશું જ જાણતો હતો!



એ શહેરમાં
ગ્રીષ્મની કોઈક ઢળતી ગુલાબી સાંજે

ક્યારેક મિત્રની આંખમાં ગરમાળાનો શીતળ છાંયો મળતો
ક્યારેક એની કવિતામાં ગરમાળો ઝળહળતો

ક્યારેક હું કૉળતો ગરમાળાની જેમ
ક્યારેક બળીઝળીને રાખ થતો મંદ મંદ સૂસવતો

ક્યારેક
સ્ટ્રીટલેમ્પના અજવાળે
ગરમાળાનાં સોનેરી ઝુમ્મરો નીચે ઊભાં અમે
પોતપોતાની પીડા વાગોળતાં ત્યારે

એની કવિતામાં ગરમાળાનો અજવાસ પથરાતો
- એને મળતો સૂનકાર
મારાં ચિત્રોમાં ધીમું તબકતો ભૂખરો કોલસો તણખતો
- મને મળતો અંધકાર

ને ક્યારેક
ફૈઝના ઘેરા મદ્ધિમ અવાજમાં ગૂંજરતી નઝમની પંક્તિ
*તેરે ફિરાક મેં હમ દિલ બુરા નહીં કરતે*
ગણગણતાં અમે છૂટાં પડતાં...

• ઉર્દૂ કવિ અફઝાલ અહમદ સૈયદની નઝમોનો પરિચય કરાવનાર કવિમિત્ર અજય સરવૈયા માટે-

## અધૂરી ઊંઘનું ગીત

☐ પ્રફુલ્લ પંડ્યા



જે ઊંઘ અધૂરી રહી ગઈ છે
એ ઊંઘને જઈને ક્યાં શોધું?
કોઈ ફૂલને એ કૈંક કહી ગઈ છે,
એ ફૂલને જઈને ક્યાં શોધું?
સપનાંઓ જ્યાં જતાં રહ્યાં છે,
શું એજ દિશામાં ગઈ છે એ?
રાતું રાતું ચોળતી આંખો,
કેમ ભૂલે શું થઈ છે જે!
ઊંઘ વગરની, આંખ વગરની, ચાલી ગઈ વણજાર,
કહો એ વણજારીને ક્યાં શોધું?
કેટકેટલા ઉજાગરાનાં હેત ભરીને કાગળ ચીતર્યા,
રાતો તો યે રીઝી નહીં!
આડી ફાટી, ઊભી ફાટી, દશ્યોની વણજાર,
એ કાંઈ હિમાલયે જઈ થીજી નહીં!
જે દશ્ય અધૂરાં રહી ગ્યાં છે,
એ દશ્યને જઈને ક્યાં શોધું?

## ચિલ્લાઈ કલાં*

☐ હેમંત ધોરડા

આવીરહ્યોછેહમણાંઆવીપહોંચશેબસઆઆવ્યોલોઆવીગયો
ચિત્તાવેગે, ફરી પાછો, એ જ, હા, એ જ
ધોળિયો રાક્ષસ ચિલ્લાઈ કલાં

એના ધોળા ઉચ્છ્‌વાસ આપણાં ફેફસેફેફસાં ચુનાળાં કરી મૂકશે
એના ધોળા નખ આપણી રગેરગમાંથી ઉતરડી નાખશે લોહીની લાલાશ
એના ધોળા દાંત આપણા હાડેહાડ તસુતસુ કમકમાવી દેશે

ખુલ્લા મેદાનમાં આપણે, તો ધોળિયો રાક્ષસ ત્યાં હડકાયો કૂતરો
ઊંડા પાણીમાં આપણે, તો ધોળિયો રાક્ષસ ત્યાં મોટોમસ મગરમચ્છ
લણણીટાણે લહેરાતા મોલમાં આપણે, તો ધોળિયો રાક્ષસ ત્યાં તીડનું ટોળું

આપણે કરોડરજ્જુ ટટ્ટાર કરી શકીએ છીએ એટલું
આપણે આંગળીઓ ભેગી કરીને મુઠ્ઠીઓ વાળી શકીએ છીએ એટલું
આપણે પગ ઠોકીને ઊભા રહી શકીએ છીએ એટલું
સાચું જ સાચું આપણે મેદાન પાર પણ છીએ
પાણી બહાર પણ છીએ
છીએ લણણીના ઉતાર પછી પણ

સામે ધોળિયો રાક્ષસ પણ એનો ધોળો ફેલાવતો ફેલાવતો ફેલાવે છે
ધોળાં પાન
ધોળાં થડ
ધોળા કાંટા
ધોળી ધરા
ધોળા પથરા

આ મેર આપણે પણ આપણાં તાપણાં સંકોરતા ઊભા છીએ
આપણાં તાપણાંના અજવાસમાં
આપણાં તાપણાંના અદમ્ય અજવાસમાં
આપણે જોઈએ છીએ

આપણે ધરાર જોઈએ છીએ
ધોળાં પાનનો લીલો
ધોળાં થડનો કથ્થઈ
ધોળા કાંટાનો કાળો
ધોળી ધરાનો ભૂખરો
ધોળા પથરાનો મટિયાળો

હજી પણ, ધોળિયો રાક્ષસ પણ, સામે જ, ક્ષિતિજ લગી પડ્યોપાથર્યો છે
હજી પણ, આપણે પણ, અહીં જ, આપણાં કેસરી તાપણાં પાસે ઊભા છીએ

જ..ઈ..ર..હ્યો..છે..હ..મ..ણાં..જ..તો..ર..હે..શે..આ..જ..વા..માં..ડ્યો..આ..જ..તો..જુ..ઓ....
કીડી વેગે તો કીડી વેગે, ફરી પાછો, એ જ, હા હા, એ જ
ચિલ્લાઈ કલાં
જુઓ ચિલ્લાઈ કલાંનાં પારોઠનાં પગલાં
જુઓ ચિલ્લાઈ કલાંની પીઠ
જુઓ જુઓ તૃણાંકુર

*એકવીસમી ડિસેમ્બરથી એકત્રીસમી જાન્યુઆરીનો ગાળો, કાશ્મીરમાં, શીતળતમ હોય છે. એમાં વિશેષ હિમપાત થાય છે. આ સમયગાળાને, ત્યાં, ચિલ્લાઈ કલાં કહે છે.





## મારા વંશની સ્ત્રીઓ : ૭

**☐ ઉર્વશી પંડ્યા**

અનામ આશાએશ વેરણ રાત્રે.
ઉજાશે હથેળીએ સરુવન ગૂંચવાયેલું.
ત્યજેલી સૂરાવલીના ચિત્કાર.
જીવલેણ વમળો વલોવે નખશિખ.
ભીતર ભંડાર્યાં સાતેય પાતાળનાં તળિયાં તડાતડ.
તિરાડોમાં ગતજન્મો.
રક્તસ્ત્રાવે સિંચેલાં કાળવનો સેલ્લારાય.
ન ખાલી અકેય ખૂણો. ન ભીતર ન બહાર.
દેહ-મનનાં વ્રણોમાં પૂનમનો ચંદ્ર. તરસનો રવરવાટ.
ત્રાંબાકળશમાં કેદ કૃષ્ણાબ્ધિ. અવકાશમાં પારાવાર કૌમુદી.
અંધારજલ છલોછલ.
ન ખાલી અકેય ખૂણો. ન ભીતર ન બહાર.
પ્રલંબ પટ તાકતી ક્ષુધિત દૃષ્ટિ.
કાળવનોની ભૂતાવળ. ઉકેલવા મથું ઓળખ.
દાનવો છેદે ત્વચા. ઉતરડે રંગ.
રિક્તતા નરી. બચે ન એકે તંતુ.
ભેંકાર કાળવને નિર્વસ્ત્ર, નિઃશસ્ત્ર આજ.
નગ્ન, નિઃસહાય હાથે અંજલિ ભરી ચહું અગણિત કાળચક્રોથી ઝંખેલાં મુક્ત કૃષ્ણાબ્ધિ.
વણવાપર્યાં આભરણો. અનૂરી પથારી.

સોનચંપાની સૌરભ. ચંદ્રપ્રકાશે ધૂંધળી આકૃતિઓ.
અંધારજલ છલોછલ.
ન ખાલી અકેય ખૂણો. ન ભીતર ન બહાર.



## મદદ પહોંચાડી છે એણે

□ લલિત ત્રિવેદી

લગાડી ઠેઠની લગની મદદ પહોંચાડી છે એણે
ખડાઉ થઈ જવા પગની મદદ પહોંચાડી છે એણે!

સળીમાં થઈ જતો અંતઃસ્થળીનો એમાં છે મારગ
લલિતાગારમાં શગની મદદ પહોંચાડી છે એણે!

ટળી જાશે સકળ દળદર... તું એમાં ગોત વાજિંતર
કે ગાતરથી ભર્યા ઢગની મદદ પહોંચાડી છે એણે!

હવે તો લાગ સખનો કર... સબદ લગ જા, નિરક્ષર થા
આ મોકો છે, કખગની મદદ પહોંચાડી છે એણે!

બજારે જા... લૂંટાઈ જા... કમંડળ લઈ લે, તરસું ઢોળ
થવા મિલકતથી ફારગની મદદ પહોંચાડી છે એણે!

છે ચરણામૃત જાણી પી... એ લ્હાઈ હોય કે શાઈ
તૃષા ને ભાષાના જગની મદદ પહોંચાડી છે એણે!

આ ભમ્મર રાત ભાંગી જો, રખે તું એના વાદે ચડ
હે રતજાગા! તને અગની મદદ પહોંચાડી છે એણે!

## આપણી ભાષા

□ રમણીક સોમેશ્વર

1.
બાળાગોળીનું ધારણ
અને
તંદ્રાનું મારણ
છેવટે તો
આપણું ધારણ
આ આપણી ભાષા

2.
આપણા ગભારામાં
ઝબકતું અજવાળું
આપણી ખીણોમાં
ગૂંજતો નાદ
પહાડો વચ્ચે
પડઘાતો સાદ
જળ થળ વાયુ આગને
અંડોળતું આભ
આપણી ભાષા

3.
આપણે ઓઢાડેલાં
બધાં આવરણ ઉતારી
આપણી ભીતરના
અચંબા ઉઘાડતી
આપણી ભાષા



4.
બારાખડી વિનાની
બધી જ બોલીઓ
અને
બધી જ ભાષાઓની
બારાખડીઓનો
ઊછરતો લય
આપણી ભાષા

5.
સુકાયેલી જીભ
અને
ચોળાયેલો કાગળ લઈ
બેઠા હોઈએ ટેબલ પાસે
ત્યારે
આપણી ભીનપને
ફણગાવી ફણગાવી
આપણને
તાજા રાખતી
આપણી ભાષા.

## કંપન

☐ દર્શિની દાદાવાલા

લોલકમાં લટકતું
આંદોલન
કાળનું -
ઘડિયાળમાં
અને
ચિત્તમાં -
સતત
ટક ટક કર્યા કરે છે...

એક છેડાથી
બીજા છેડા
વચ્ચેનું
અવિરત
ટક ટક
આંદોલન
આવર્તન

સભાન કરે છે
એક છેડે -
વિરોધોનાં વાસ્તવોથી
બીજે છેડે -
સામ્યોનાં સ્વપ્નોથી
આદિકાળથી.

ચક્રાકારે
ફરતા રહીને
બે છેડાને જોડવાની ઝંખના
સેકંડ કાંટાનાં કંપનોમાં
લપેટાતી - વિખેરાતી
હાંફે છે સદીઓથી!

ક્યારેક
થાકીને
ગીચ કંટાળારૂપે
ઊગી નીકળતી
આમતેમ
વીંટળાઈ વળે છે
આ કે તે થડને!
મન-ભોંયમાં
મૂળ ફેલાવી.

એમાં ઊગતી
આ
આમ જ
એમ જ
તે
તેમ જ - ની વિચારમાળા
મન-ભોંયમાં
ચાસ પાડતી
ફર્યા કરે છે
પ્રસવની રાહ જોતી...

રસાળ આ
મન-ભોંયમાંથી
પ્રસવે છે
સંઘર્ષ -
સદાકાળનો
આજીવન!

ઊછરે છે,
ઊતરે છે,

અને
ઊગે છે!
ધારણ કરે છે
સંવેદન.

ક્યારેક
સંગોપન
તો વળી
ક્યારેક
વિલોપન
છેવટે ઇચ્છે
સંયોજન -
આ સંવેદન...
મન-ભોંયમાં...

ચક્રાકારે
ફરતા રહીને
બે છેડાને જોડવાની
ઝંખનામાંથી..!



## વૃક્ષાયન

**☐ શોભિત દેસાઈ**

ભલે પાનખરમાં છે નાદાર વૃક્ષો
વસંતોની લીલાનો આધાર વૃક્ષો

ખરા મૌન સેવક બનીને ઊભાં છે
અજાણ્યો વટેમાર્ગુ, આકાર વૃક્ષો

તવારીખમાં એ ગણાઈ ગયાં છે
ટક્યાં આંધીમાં જો જરા વાર વૃક્ષો

*મ્યુઅરવુડની વંશાવલીની ખબર છે?
હજારો વરસથી ઊભાં યાર! વૃક્ષો

સમર્પિત કરી જાતને પૂરેપૂરી
પલળતાં રહે છે ધૂંઆધાર વૃક્ષો

નીકળતા નહીં જંગલોમાં અમાસે
વધુ ઘેરો કરવાનાં ઓથાર વૃક્ષો

મરેલું તું વાંચે છે કાપી જીવનને?
ધરે છે તને કોણ અખબાર? વૃક્ષો!

કુહાડીના હાથાથી પોતે હણાશે
છતાં આપે એવાં છે દાતાર વૃક્ષો

જરા થાક્યું કે પંખી પહોંચે પિયરમાં
કરે માની જેવી જ દરકાર વૃક્ષો

સુકાઈ, સળીઓ ધરે નીડ માટે
નભાવે કયો ધર્મ દેનાર વૃક્ષો?!

કદાપિ ન દેખાત એ કોઈને પણ
પવનના મતે છે ગુન્હેગાર વૃક્ષો

વધારે સભર થાય ખૂલી ભીતરથી
ઊભાં જંગલોમાં જે દળદાર વૃક્ષો

પરમની ધરાને છે આશિષ વર્ષા
ધરાનો પરમને છે આભાર વૃક્ષો

*કેલિફોર્નિયાના મ્યુઅરવુડ વિસ્તારમાં લાખો વરસ જૂનાં કોસ્ટલ રેડવુડનાં વૃક્ષો ઉપસ્થિત છે અને એટલાં તોતિંગ કે થડમાંથી આખા હાઇવે પસાર થાય.



# એક વર્ચ્યુઅલ કવિતા

☐ ચંદ્રકાન્ત શાહ

લ્યો!
વાંચો હવે!
વર્ચ્યુઅલ કવિતા!
છાપાંઓ, મેગેઝિનો, ફરફરિયાં, પત્રિકાઓ
બધાં વર્ચ્યુઅલ થઈ ગયાં,
મનુષ્યો પણ!
રીઅલ રીઅલ બહુ રમ્યા, સરરીઅલ પણ!
જીવને બહુ રમાડ્યો,
ચકડોળે બેફામ ચગાવ્યો
જ્યાં ત્યાં ભડકે બાળ્યો
તડફડાવ્યો, ફળફળાવ્યો, ટળટળાવ્યો
હોવાપણાંની પણ હયાતી છે કે નહીં?
એવા પ્રશ્નાર્થે ટીંગાવ્યો-
મોક્ષ પામવા સુધીના બધા વિકલ્પો
એક પછી એક લાઈનબંધ હાજરાહજૂર હતા-
છતાં-
આ ચૈતન્યસ્વરૂપ - પરમતત્ત્વને-
બ્રહ્મજ્ઞાનનાં સાધનોથી સંપન્ન
જીવડાને સાક્ષાત્કાર કરાવવા કરતાં
જીવજીવની રમત વ્હાલી થઈ ગઈ-
અને અચાનક
રીઅલ રીઅલ રમતાં રમતાં વર્ચ્યુઅલ થઈ ગયા
અને પછીથી-
એક ઝાટકે - રીઅલ થઈ ગયા-
શહેરી કોલાહલે જેને આવકાર્યાં નહિ-
એ વીજળીના તારો પર ઝૂલતાં પંખીડાઓ-
અને હવે-
કેમિકલ છાંટી કીડિયારાંઓ પૂરતાં
એવી કીડીને પછી કણ
વાઈલ્ડ સફારીના વાઈલ્ડપણાથી રંજાડ્યા
એ હાથીને પણ મણ
એ બે વચ્ચેનાં સૌ ભૂચરોને પણ!
સાથે સાથે
માછલીયુંથી - બ્લ્યુ વ્હેલ સુધીનાં જળચરોને
પણ ગણ!
જંગલકાપી ફાર્મહાઉસ બનાવ્યાં-
સ્કાયસ્ક્રેપરની પાછળ મેઘધનુષો ઢાંક્યાં-
કૂવા, ઝરણાં, તળાવ, નદીનાં પાણીની બોટલ
બિસ્લેરીઓ ભરીભરીને વેંચ્યાં-
જમીન પરથી લીધું દીધું, લીધું દીધું,
પતી ગયું ત્યાં-
ક્ષિતિજની પણ દુકાન ખોલી
સૂર્યોદય, સૂર્યાસ્ત પછી તો પડીકાંભેર વેંચ્યા
આકાશો, અવકાશો પર પણ શાખા ખોલી-
સ્કવેરફૂટના ભાવે લીધાં દીધાં ગ્રહો-ઉપગ્રહો-
નક્ષત્રોના પણ ભાવતાલ કરવાનાં માર્કેટયાર્ડ
ઉઘાડ્યાં
ક્લાઈમેઈટ ચેઈન્જની ઐસી તૈસી
પીગળતા ગ્લેશિયર્સના ટુકડા
બરફ તરીકે એક પેગ વિસ્કીમાં નાખ્યા
વર્ચ્યુઅલ થાવ કે થાવ ઇન્વિઝિબલ
પ્રકૃતિનાં જેનોસાઈડનું કલંક ક્યારેય નહીં
ભૂંસાય
હવે-
વર્ચ્યુઅલ છો-
તો
વર્ચ્યુઅલ રૂવો-
અને વાંચો ફરી-
આ વર્ચ્યુઅલ કવિતા-

## ઓળખ

☐ જવાહર બક્ષી

સીધી ભાષામાં કહું
તો
મારી ઓળખ માટે
હું
અરીસો જોતો નથી
જાણું છું
અરીસો
હંમેશાં સાચું બોલતો નથી
વાંક અરીસાનો નથી
છે તો જોવાપણાનો
જોતજોતામાં
ઊભું થઈ જાય છે
અરીસાનું શહેર
ક્યારેક લોકો પ્રવેશે છે
તો ક્યારેક
અરીસો લોકોમાં
અવનવાં રૂપ ધારણ કરે છે
ક્યારેક માન્યતા
ક્યારેક પૂર્વગ્રહ, ગમા - અણગમા
ક્યારેક મન તો ક્યારેક બુદ્ધિ
મનાવે છે લોકોને
જે દેખાય છે
અંધારામાં
તે સાચું છે
હું
બેઠો છું
અરીસો ફોડીને
પારદર્શક નગરમાં
અહીં
નથી ઓળખ

નથી
હું
છે
માત્ર
હોવાપણું
યથાતથ



## લોકડાઉન અને થોમસ બર્નહાર્ડ

☐ અજય સરવૈયા

તમે સલાહ આપો તો ખોટા
ને ન આપો તો વધારે ખોટા
તમે ટીકા કરો તો ખોટા
ને ન કરો તો વધારે ખોટા
તમે ઠપકો આપો તો ખોટા
ને ન આપો તો વધારે ખોટા
એટલે કે તમે બોલો તો ખોટા
ને ન બોલો તો...
કહેવાની જરૂર નથી કે
તમે કવિતા લખો તો...
આનાથી વધારે વિકલ્પો હવે નથી રહ્યા
દંભ જ્યારે દરેક વિચાર, વચન કે
કાર્યનો દોરીસંચાર કરતો હોય ત્યારે
કેટલા લાઈક્સ, કેટલા ફોલોઅર્સ,
કેટલા ફેન, કેટલા ફોટા, કેટલી ફેમ,
કેટલું કર્યું, કેટલું ભેગું કર્યું-
એવા હિસાબથી વધારે કંઈ બચતું નથી
વિકલ્પોનો વિકલ્પ પણ બચતો નથી
એવામાં કેવી કવિતા કરી શકાય?



# અંદરનો અવાજ

☐ ધીરુબહેન પટેલ

"**જો**ઈએ છે એટલે જોઈએ છે."

"તને એકવાર કહ્યું ને? હજુ તું બહુ નાનો છે. તારાથી બાઈક ના ચલાવાય.''

"મારા ક્લાસના સાત છોકરાઓ પાસે પોતાની બાઈક છે અને રાતે દસ વાગ્યા પછી એ લોકો રેસિંગ કરે છે."

"તારે નથી કરવાનું.''

"કેમ?"

"કારણ કે તું અમારો એકનો એક દીકરો છે. તારે લાંબું જીવવાનું છે. અમારા અધૂરા અરમાન પૂરા કરવાના છે."

"તમે સ્વાર્થી છો, જુઠ્ઠા છો અને નબળા છો. તમે કમાઈ શક્યા નથી,

તમે મારે માટે બાઈક લઈ શકો એવું તમારું ગજું જ નથી. એ કબૂલ કરવાને બદલે તમે મારા પર પ્રેમ હોવાનો ઢોંગ કરો છો. લ્યાનત છે તમને!''

"અરે, ના ના, એવું ના બોલ, દીકરા ના બોલ!"

સનતભાઈએ કંઈક મોટા અવાજે ચીસ પાડી, તે સાંભળીને એમની પડખે સૂતેલો અશોક જાગી ગયો અને બેબાકળો થઈને એમને પંપાળવા લાગ્યો. એ પૂછતો હતો, ''પપ્પા! પપ્પા! શું થયું? કેમ બૂમો પાડો છો? તબિયત નથી સારી?"

"અરે, ના ના, એવું ના બોલ, દીકરા ના બોલ!"

સનતભાઈ ગભરાયેલી નજરથી અશોક સામે જોવા લાગ્યા. જરા વાર પછી બોલ્યા, "હું તારો ગુનેગાર છું દીકરા, મને માફ કર. તારી સાદી માગણી પણ હું પૂરી નથી કરી શકતો, તો મોંઘામાંની બાઈક તો ક્યાંથી અપાવું?"

"અરે, પણ બાઈક કોને જોઈએ છે? મારે કેટલું બધું ભણવાનું છે... બાઈક ફેરવવાનો ટાઈમ જ કોને છે?"

"તો... તું... મને નહોતો કહેતો કે..."

"શું?"

"અશોક તું મને વઢતો નહોતો? ધમકાવતો નહોતો?'' ''અરે, પપ્પા! એવું કદી બનતું હશે? સપનાંમાંયે ન બને. તમે ખરા છો! મારે માટે આવો વિચાર જ તમને કેવી રીતે આવે?"

"ખરેખર? તો પછી-જરા પાણી પાને અશોક! હું તો પરસેવે રેબઝેબ થઈ ગયો છું."

"થાઓ જ ને! આવાં ગાંડાંઘેલાં સપનાં જુઓ એટલે પછી આવું જ થાય ને?"

અત્યંત વહાલથી સનતભાઈનું મોં પાસે પડેલા નેપ્કિનથી લૂછતાં અશોક બોલ્યો અને પાણી લેવા ઊઠ્યો.

"હાશ! સારું થયું ને; સવિતા તારા મામાને ત્યાં ગઈ છે."

"એની ગેરહાજરીનો લાભ લઈને આવાં ખોટાં સપનાં જોવાનાં બંધ કર, મિસ્ટર સનતપ્રસાદ!"

"અલ્યા! બાપને આવું કહેવાય?"

"બાપા આવાં સપનાં જુએ તો એમને કહેવું જ પડે ને? ચાલો, લો આ પાણી અને પછી જરા ખસતા સૂઈ જજો. મારું વાંચવાનું પૂરું થશે એટલે હું અહીં તમારી પાસે જ સૂઈ જવાનો છું સમજ્યા - કે ફરી સમજાવું?"

"ના ભાઈ ના! સાંકડું પડશે પાછો તું ઊંઘમાં હાથપગ ગમે તેમના ફેલાવે તો મારી ઊંઘ બગડે.''

"છો ને બગડતી! ઊંઘ નહીં આવે તો આવાં સપનાં નહીં આવે. એ કંઈ ઓછો ફાયદો છે?"

"સાવ નઠારો છે તું અશોક!"

"આજે ખબર પડી?"

❑❑❑



# જમીનમાં દટાયેલી મૂર્તિઓ

☐ પ્રવીણસિંહ ચાવડા

**સં**શોધનનો વિષય મૃગાવતીબહેન પટવારી નહોતાં, એ તો વચ્ચે, આડવાત તરીકે આવ્યાં. વિષય હતો ગુજરાતમાં સોલંકી વંશનું શાસન, કોઈ પણ પ્રદેશના ઇતિહાસમાં એક આખો યુગ તે ખૂબ વિશાળ અને સંકુલ ક્ષેત્ર ગણાય:

સંશોધન માટે કયું વિશેષ પાસું પસંદ કરવું તેની ચર્ચા સુદર્શનભાઈ અને પરિમલ વચ્ચે પ્રારંભિક બેઠકોમાં થઈ રહી હતી. ગાઈડ તરીકે સુદર્શનભાઈનો અભિગમ ઉદાર હતો; ઉદાર, અને તેથી શિષ્ય માટે પડકારરૂપ. મથામણ કરો. ખૂબ વાંચો. શોધો, તપાસ કરો. સ્પષ્ટ સમજી લો કે કામ તમારું છે અને તમારે કરવાનું છે, મારે નહીં.

રવિવારે બપોર પછીનો સમય સુદર્શનભાઈને અનુકૂળ હોય. સાથે ચા પીવાય, ગંભીર-અગંભીર વાતો થાય. પાટણ, મોઢેરાં અને વડનગર તો જગવિખ્યાત છે, પણ આખા પાટણવાડામાં ગામેગામ મંદિરો તથા અન્ય સ્થાપત્યો હજુ પણ અસ્તિત્વમાં છે, જેમાંનાં કેટલાંકની તો ક્યાંય નોંધ પણ લેવાઈ નથી. કોઈ જીર્ણ અવસ્થામાં ઊભું છે, કોઈના થોડા અવશેષ ગામને પાદર, તળાવકિનારે, ખેતરશેઢે, અરે ઢોરની ગમાણોમાં અડધા દટાયેલા પડ્યા છે. ધડ અહીં, મસ્તક બીજે ક્યાંક-

ધૂમકેતુની પેલી વાર્તા યાદ છેને?

એટલું જ મહત્ત્વનું અને પ્રમાણમાં ઓછું ખેડાયેલું ક્ષેત્ર તે સ્થળનામો. શિલાલેખો, તામ્રપત્રો તથા સમકાલીન સાહિત્યમાં માત્ર નગરો નહીં, નાનાંનાનાં ગામોનો પણ ઉલ્લેખ મળે છે. વિસનગર પાસેનું કડા ગામ. આ દેશમાં ઇતિહાસ ક્યાં ક્યાં પડ્યો છે તે જુઓ! ખેતર ખેડતાં એક પટેલનું હળ એક જગ્યાએ ખોટકાયું. જોરાવર બળદની જોડી, આંતરડાં બહાર નીકળી જાય એટલું જોર કરે, પણ તસુ જેટલું આગળ ખસે નહીં. જાણે અંદરથી કોઈએ કસીને પકડી રાખ્યું હોય!

ભાઈ પરિમલ, આ રહસ્ય સમજાય છે? ઇતિહાસ વિનવણી કરી રહ્યો છે કે મને બહાર કાઢો!

ખોદ્યું તો નીકળ્યું તાંબાનું જાડું પતરું; કટાઈ ગયેલું, પણ ખખડધજ. એની કડીમાં હળની કોશ ફસાઈ ગઈ હતી. દાનપત્ર હતું. રાજાએ કોઈ બ્રાહ્મણને જમીન દાનમાં આપી, યાવત્ચંદ્રદિવાકરૌ, તેનો લેખ.

મુદ્દો આ છેઃ લખાણની ભાષા સંસ્કૃત, લિપિ દેવનાગરી, એમાં ગામનો ઉલ્લેખ 'કડા ગ્રામ' તરીકે આઠસો-હજાર વર્ષ પહેલાં પણ એ જ બે અક્ષરનું ખડતલ નામ : આગળપાછળ સંસ્કૃતનાં ફૂમતાં નહીં.

* * *

રાજાઓ, દાનપત્રો, મંદિરો, ખંડિત મૂર્તિઓ - કોઈને પણ રસ પડે એવી વાતો. નવરાશ મળ્યે, ક્યારેક તો હાથમાંનું કામ પડતું મૂકીને ગીતાબહેન પણ આવતાં અને સામે બેસતાં. આમ પણ, એ ઘેર વ્યવસાય અને ગૃહજીવન એવા બે સ્પષ્ટ, અભેદ્ય ખંડ નહોતા. વળી, પીએચ.ડી.નો વિદ્યાર્થી તો કુટુંબના સભ્ય જેવો ગણાય. ચાની સાથે નાસ્તો

અચૂક હોય. કોઈવાર સમયનું ભાન ન રહે, સાડાઆઠ-નવ થઈ જાય, તો હા-ના ચાલે નહીં. જે વાતો કરવી હોય તે કરો, પણ ત્યાં નહીં, અહીં ડાઈનિંગ ટેબલ પર બેસીને.

આ મુક્ત હવામાં ચર્ચા ક્યારેક અટપટું સ્વરૂપ પકડતી અને એક સાથે બે અથવા વધારે પ્રવાહો જુદી જુદી દિશાઓમાં વહેતા. સુદર્શનભાઈનો, સો વિદ્યાર્થીઓના વર્ગમાં છેલ્લી બેન્ચ પર બેઠેલાને પણ સંભળાય એવો સ્વર ગાજી રહ્યો હોય, ત્યાં:

– તે હેં પરિમલભાઈ, બા-બાપુજી તમારા ભેગાં રહે કે વતનમાં?

– આપણે કડાની વાત થઈ. હવે, વિસનગરથી વડનગર જતાં વચ્ચે એક ગામ આવે, ગુંજા. રેલવે સ્ટેશન છે-

– બેનને ક્યાં પરણાવ્યાં છે?

– તે પણ 'ગુંજા ગ્રામ' જ હતું, હજાર વર્ષ પહેલાં, ગુંજનપુર કે ગુંજનગર નહીં, હા હા હા!

– બેનને વસ્તારમાં શું છે?

– નાગર કવિ નાનાક ગુંજાનો તે તો તમે જાણતા જ હશો-

– તો તો ભાણેજિયાં વેકેશનમાં મામાને ઘેર આવતાં હશે.

– તમારો પાટણવાડો તો રત્નોની ખાણ હતો, ખાણ!

– તમે માનશો, હું તો મારે મોસાળ વાલમમાં જ મોટી થઈ.

આ જુગલબંધીમાં એક દિવસ ગીતાબહેને મનોમન તાર મેળવી, કંઈક નવા રસ સાથે પતિની સામે જોયું, 'તો તો પરિમલભાઈ પેલી સ્ટોરી જાણતા હશે.'

'કઈ સ્ટોરી?'

'પેલાં બેનની.'

'કયાં બેન?'

'નિખિલભાઈનાં ફોઈ વળી, બીજું કોણ? આપણા નિખિલભાઈ, બરોડા બેંકવાળા.'

'હા, હા.'

'એમનાં ફોઈ, તમને યાદ હોય તો, કોઈવાર શનિ-રવિની રજામાં આવતાં, ગર્લ્સ સ્કૂલમાં ટીચર હતાં, નામ હતું ખાસ્સું લાંબું ઠસ્સાદાર-'

'મૃગાવતીબહેન પટવારી.'

'લ્યો, પટ દઈને બોલી ગયા!'

'અરે પણ-'

'પરિમલભાઈ, જોઈ પ્રોફેસરસાહેબની મેમરી? આટલાં વર્ષેય યાદ રાખ્યું છે આવું ભારે નામ, આખું અટક સાથે, રોકડું!'

'ભઈ, યાદ રાખ્યું નથી પણ રહી ગયું, તે ગુનો છે? અને તમારા જેવું દેશી નામ હોય, જમની મંછા કાશીબેન પૂરીબેન, તો કદાચ ભેળસેળ થાય, પણ આ તો મૃગાવતી!'

દંપતી વચ્ચેનો આ રસિક સંવાદ હતો કૂતુહલપ્રેરક, પરંતુ શ્રોતા એમાં અટવાઈ ગયો. સાહેબના કોઈ સગા કે ઓળખીતા હશે નિખિલભાઈ. એમનાં

ફોઈ નામે મૃગાવતીબહેન, વ્યવસાયે શિક્ષિકા. હે, એ મૃગાવતીબહેનની સ્ટોરી જે હોય તે અને જેવી હોય તેવી, પણ પોતાને તેની સાથે શો સંબંધ?

સંબંધ ગીતાબહેને એક જ કડી વડે જોડી આપ્યો, 'તમારા ગામમાં ગર્લ્સસ્કૂલ ખરી કે નહીં?'

'છે ને, એક હાઈસ્કૂલ કો-એજ્યુકેશનની અને એક ગર્લ્સસ્કૂલ.'

'તો તો તમે ઓળખો જ ને.'

ના, પરિમલ નહોતો ઓળખતો. નામ પણ આજે પહેલીવાર સાંભળ્યું. પોતાની આ ન્યૂનતાના બચાવમાં એણે કહ્યું, એમ.એ. કરવા માટે એને વતન છોડી અમદાવાદ આવવાનું થયું હતું. ભણવાનું પૂરું કર્યું અને નોકરી મળી ત્યારથી તો બા-બાપુજી પણ એની સાથે રહેવા આવી ગયાં હતાં. શેરીમાં ઘર હતું તે બંધ પડી રહ્યું હતું. પરિણામે, વતન સાથેના સંપર્કો ઓછા થઈ ગયા હતા. સ્વાભાવિક રીતે જ -

નથી જાણતો, નથી ઓળખતો એમ કહીને છટકી જવાય નહીં. ન ઓળખતા હો તો હવે ઓળખો. સ્ટોરી ન જાણતા હો તો આ રહી એની મુખ્યમુખ્ય રેખાઓઃ

સુદર્શનભાઈએ યુનિવર્સિટી વિસ્તારમાં પોતાનું મકાન ખરીદ્યું તે પહેલાં એ પાલડીની એક સોસાયટીમાં ભાડે રહેતા. એ વાતને તો બારેક વર્ષ થયાં, પણ એ ઘર અને પડોશની અનેક સ્મૃતિઓ હતી, જેમાંની એક હતી સામે નિખિલભાઈના ઘેર કોઈકોઈવાર જોવા મળતી સ્ત્રીની. મધ્યમ વય, છતાં રૂપ અસાધારણ.

પડોશીઓમાં ગુસપુસ થયા કરતી; તર્કો થતા, પાત્રની વિરુદ્ધમાં તેમ તેના પક્ષમાં. ફોઈ છે, ભત્રીજાને ઘેર આવીને રહે તેની સામે કોઈને વાંધો શીદ હોઈ શકે, ભલા? પણ, જ્યારે આવે ત્યારે એકલાં કેમ હોય છે? ફુવા કેમ એકવાર પણ દર્શન આપતા નથી?

કારણ શોધી કાઢવામાં આવ્યું: એકલાં છે, મેરેજ નથી કર્યાં. ખાસ્સા વિવાદ પછી એ બાબતે પણ ઉદાર વલણ અપનાવવામાં આવ્યું. ઓ.કે., આજના જમાનામાં નોકરી કરતી ઘણી સ્ત્રીઓ એકલા રહેવાનું પસંદ કરે છે. તેનો અંગત મામલો છે-

આ ઉદારતા રહી સપાટી પર; ભીતર સુરંગનું ખોદકામ ચાલુ હતું. મૂળ સુધી પહોંચવું, તાગ મેળવવો – એવી ધગશવાળો એક સત્યાર્થી એક દિવસ મજબૂત પુરાવો લાવ્યો : સમજ્યા મારા ભાઈ! કુંવારી શાની! એને તો... કોઈ રાજકારણી સાથે... અમુક પ્રકારનું... એડજસ્ટમેન્ટ...

'બાકી, પરિમલભાઈ, મૃગનયની હતાં જોરદાર, મારફાડ!'

વિશેષણોની પસંદગી બાબતે વળી વિવાદ ચાલ્યો. 'ના, ના. તમે સાવ આવી ભાષાનો પ્રયોગ કરો તે યોગ્ય

નથી. રૂપ હતું, પણ ભડકામણું નહીં. શીતળ, સૌમ્ય-'

'ઓ... હો... હો...!'

'સાદાં, ખાદીનાં વસ્ત્રો. કોઈ ટાપટીપ નહીં. ભત્રીજાના ઘરની બહાર પગ મૂકવો નહીં, વધુમાં વધુ ઓટલો. સાંજે થોડીવાર પુસ્તક લઈને બેસે. આંખ ઊંચી કરીને જુએ નહીં. હા, આવતું-જતું કોઈ ઊભું રહે તો સહજતાથી હસીને વાત કરી લે. નમ્ર, વિવેકી, મૃદુભાષી. ટૂંકમાં, પરિમલ, તમે આદર્શ શિક્ષિકાની કલ્પના કરો-'

'બહુ થયું, રે'વા દો! પરિમલભાઈ, તમે જ ન્યાય આપોઃ રૂપ કોને કહેવાય-માણસનું ખાલી ખોખું કે પછી એનાં... કર્મોનેય ધ્યાનમાં લેવાનાં?'

પ્રક્રિયા અદ્ભુત હતી.

પરિમલ એકની સામે જુએ, પછી, બીજા સામે. સ્ટોરી એક, કહેનારાં બે, એક બોલે તેને બીજું છેકી નાખે. કેન્વાસ એક અને ચિતારા બે. વિરુદ્ધ દિશાઓમાંથી આવીને પોતપોતાની પીંછી ચલાવી રહ્યા છે. શૈલી મૌલિક, જીવનદર્શન સામસામા છેડાનું.

છતાં, આખરે કલા તો કલા છે અને જીવન તો જીવન છે. રંગોની એ દેખીતી અરાજકતામાંથી જે ચિત્ર આકાર લઈ રહ્યું હતું તે, રહસ્યના તત્ત્વને લઈને, હતું અદ્ભુત.

'ઓ.કે., પરિમલભાઈ, એકલી સ્ત્રી છે, કોઈની સાથે ફ્રેન્ડશીપ જેવું હોય, આપણે એવા નેરોમાઈન્ડેડ નથી, પણ મારું કહેવું એમ છે કે એનાથી વીસ-પચીસ વર્ષ મોટો ડોસો, બધી જાતના ખોટા ધંધા, નેતા શાનો, ગુંડો કહેવાય, ગુંડો.'

પરિમલને ખૂણામાં એક નાનો પ્રશ્ન થતો હતો. વાત કોઈ કાલ્પનિક નગરની નહીં, એના પોતાના વતનની હતી. જન્મીને ત્યાં મોટો થયો, બી.એ. સુધી ભણ્યો. ચાલીસ-પચાસ હજારની વસ્તીમાં કન્યાશાળાની એક શિક્ષિકાને ન ઓળખે તે શક્ય હતું - પોતાની ધૂનમાં જીવતો, મા એકલસૂરો કહેતાં, મિત્રો ગાંડો માનતા - પરંતુ પ્રણયકથાનું બીજું પાત્ર, એટલે કે પુરુષઃ તે કોણ હોઈ શકે? તે વખતના નેતાઓનાં એક એક નામ યાદ કરી જોયાં પરંતુ એમાંથી કોઈ આ કથામાં ગોઠવાતા નહોતા.

કે પછી-?

તપાસનો વિષય ગણાય!

તે સાંજે વિદાય લીધી ત્યારે બે સ્વરોએ જુદા-જુદા લયમાં એને ભલામણ કરી!

'તપાસ કરજો પાછા! ભૂલી ના જતા. આ કહ્યું તમને!'

'ભાઈ પરિમલ, તમને યોગ્ય લાગે તો જ કોઈને પૂછજો, બાકી, આવી નાજુક બાબતોમાં, શું સમજ્યા?'

છેલ્લે, ગેટ પાસે ગીતાબહેનના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યો તેણે સ્થળ અને કાળની બધી મર્યાદાઓને ફેંકી

દીધી. અનુપસ્થિત પાત્રને સીધું જ સંભળાવવામાં આવ્યું, 'મર મારી બઈ! ઈશ્વરે ઢગલો રૂપ આપ્યું. તેની કદર બીજા કોઈને હોય કે ન હોય, પંડને તો હોવી જોઈએને? સાવ ઉકરડે નાખી દેવાનું?'

સુદર્શનભાઈ હસ્યા, 'પરિમલ, બ્યૂટી એન્ડ ધ બીસ્ટ!'

સુંદરીને પશુ પ્રત્યે આકર્ષણ. યુગોથી વણઊકલ્યો કોયડો.

* * *

આમ એને ગૃહકાર્ય મળ્યું.

અપૂજ મંદિરો, કટાઈ ગયેલા સિક્કા, લગભગ અવાચ્ય લિપિમાં લખાયેલાં દાનપત્રો-

આ બધું નાખો, એક બાજુ, મારા પ્રિય શિષ્ય, અને વર્તમાનમાં આવો. કર્ણોપકર્ણ સાંભળવા મળેલી એક પ્રણયકથામાં તથ્ય છે કે નહીં અને હોય તો કેવું અને કેટલું તેની સત્વરે તપાસ કરી આધારભૂત અહેવાલ રજૂ કરો!

અભ્યાસના વિષય સાથે કોઈ જાતના સંબંધ વગરનું ગૃહકાર્ય, પણ વેઠ જેવું નહીં, રસપ્રદ.

જમીનમાં દટાયેલી મૂર્તિ. એમાં થોડું ચૈતન્ય આવ્યું છે. પાંપણો ઊંચી કરીને એ સંશોધકની સામે જોઈ રહી છે- ખરેખર તમે મને બહાર કાઢશો? આટલી મોટી કૃપા?

આંખોમાં વિસ્મય છે, ઉદ્ધારક પ્રત્યે કૃતજ્ઞતા છે, સ્નેહની ભીનાશ છે.

અને પેલું સનાતન રહસ્ય.

ભત્રીજાના ઘરના ઓટલે બેઠાં છે. આંખે ચશ્માં, હાથમાં પુસ્તક. ચહેરા પર ગહન ગાંભીર્ય. એ ગાંભીર્યમાં નવ રંગો પૂરતું મંદ સ્મિત ધીમેધીમે પ્રસરી રહ્યું છે.

રૂંછાંવાળો પંજો કેશમાં ફરી રહ્યો છે. ખંજર જેવા નહોર પીઠ પર લોહીની રેખાઓ દોરી રહ્યા છે. આરસમાંથી કંડારી હોય એવી લાંબીપાતળી ગ્રીવા ફરતે રાક્ષસી દાંત ભીંસાઈ રહ્યા છે-

સુખની પરાકાષ્ટા!

સુંદરી મૂર્છિત થઈ જાય છે.

* * *

સંશોધનકાર સમક્ષ પ્રશ્ન આ હતોઃ તપાસ કઈ દિશામાં કરવી? પૂછવું કોને?

આમ તો, એક ટેલિફોનથી પતી જાય એવું કામ હતું. સ્કૂલ-કોલેજ સમયના એના ઘણા મિત્રો એની જેમ વ્યવસાય કે નોકરી નિમિત્તે મહાનગરમાં આવીને વસ્યા હતા. ઉત્સાહથી થનગનતા, ઊર્જાથી છલકાતા નાગરિકો. એમાંથી કોઈને પણ પૂછી શકાય. એ ન જાણતા હોય એવું કશું હોઈ શકે જ નહીં.

લાંબી પ્રશ્નોત્તરીની જરૂર નહીં. રૂબરૂ મળીને અથવા ફોન પર માત્ર નામ ઉચ્ચારવામાં આવે, એક સ્ત્રીનું નામ, આખું નામ પણ નહીં.

'મૃ-'

'નથી જાણતો, 'લ્યા? તું, યાર,

બોચિયો તે બોચિયો જ રહ્યો!'

ઢાંકણીમાં પાણી લઈને ડૂબી મરવાની સલાહ આપવામાં આવે. પછી, કોરી લૂખી માહિતી નહીં, એંઠવાડની આખી ડોલ ઊંધી વાળવામાં આવે.

ના, એ દિશામાં જવું નહોતું.

ખોદકામ કરવું હતું, પણ કોદાળી-ત્રિકમ વડે નહીં.

અહીં એને હેમુ યાદ આવી, હેમાંગિની.

હેમુ તો ગર્લ્સસ્કૂલમાં જ ભણી હતી. ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુની રોમેન્ટિક સ્ટોરી એ જાણતી જ હોય. રિસેસમાં છોકરીઓ આંબલીના કાતરાની સાથે આવી ચટણીના જ સટાકા લે.

એક જ શેરીમાં ઘર, છતાં પરિચય લગભગ નહોતો એમ કહી શકાય. પહેલું તો એ કે હેમુ એનાથી પાંચેક વર્ષ નાની. શેરી સાંકડી, પણ ખૂબ મોટી, અંદર કેટલીયે નાનીમોટી પોળો, ખાંચાઓ અને ખડકીઓની ભૂલભુલામણી. પરિમલનું મકાન શેરીના નાકે, પ્રમાણમાં ઠીકઠીક મોટું. હેમુને તો એ માધવલાલ ઘડિયાળીની છોકરી તરીકે જ જાણતો. એનું ઘર ઊંડે ક્યાંક હશે. તે ક્યારેય જોયું નહોતું.

આમ પણ, છોકરીમાં ધ્યાન ખેંચાય એવું ખાસ કશું હતું નહીં. ઊંચાઈ સારી, પાંચ ફૂટ સાત ઈંચ જેવી હશે, પણ દેખાવમાં એકંદરે સાધારણ. પહેલા-બીજા માળની બારીએથી પરિમલ ક્યારેક એને જોતો. છાતી સાથે ચોપડીઓ દાબી, નીચું ઘાલીને ચાલતી હોય તે જોઈને યુવાનને, કોઈ સ્પષ્ટ કારણ વગર, દયા આવતી. શરમાળ એવી, જાણે મોઢામાં જીભ નથી. પરિમલને એક પ્રસંગ યાદ રહી ગયો હતો. સાંજે, અંધારું ઊતરતું હતું ત્યારે, એ કોલેજથી આવતો હતો, હાથમાં ટેનિસનું રેકેટ. શેરીમાં પેસતાં સામી મળી. પરિમલ ઊભો રહી ગયો અને સહજ ભાવે કેમ છે કર્યું, તું નવમીમાં છે કે દસમીમાં, તો પથ્થરની મૂર્તિ બની ગઈ. ઊંચું જુએ જ નહીં. મૂર્તિના હાથપગમાં આછી ધ્રુજારી અને પાંપણો તો–

રડી કે રડશે!

વર્ષો પછી અમદાવાદમાં કોઈને ત્યાં લગ્નપ્રસંગે જોઈ ત્યારે પરિમલને પ્રથમ તો હસવું આવ્યું: હેમુ, તું તો મોટી થઈ ગઈ! ઘણી જુદી લાગતી હતી. મૂળ હતી દૂબળી અને હવે વધારે સુકાઈ ગઈ હતી. ગાલનાં હાડકાં ઉપસી આવ્યાં હતાં તેથી ચહેરો થોડો ઘાટીલો લાગતો હતો. શરમાળપણું ગયું નહોતું, પણ ઓછું થયું હતું. બોલવા-ચાલવામાં સહજતા હતી. ગભરામણમાં જીભ થોથવાતી નહોતી!

શેરીનું સગપણ: માન્યું હતું પાતળું, પણ નીકળ્યું ઘણું મજબૂત. અને, સહજતા એવી કે પોતે રહ્યો બાજુએ અને સીધો સંબંધ બંધાયો બે સ્ત્રી વચ્ચે.

ખરીદી માટે માણેકચોક કે માધુપુરા જવાનું હોય તો - હેમુનું કામ! એને પોસ્ટ એન્ડ ટેલિફોન ડિપાર્ટમેન્ટમાં નોકરી હતી તેથી શનિ-રવિની રજામાં, જરૂર પડે તો, સરોજભાભીની સેવામાં હાજર થઈ જાય.

બજારયાત્રાના અહેવાલ પરિમલને સાંજે મળેઃ આમ લાગે સીધી પણ મૂઈ બહુ જબરી છે! ખરીદીમાં એને બધી ખબર પડે. ભાવતાલ કરતાંયે આવડે. તમે એનો કોન્ફિડન્સ જુઓ તો! ભલભલા વેપારીને તતડાવી નાખે. તમારે જે ભાવ બોલવો હોય તે બોલો, આપવાના તો મારે છેને!

અન્ય કેટલાક મહિનાના છૂટક અંશો સરોજની વાતોમાં આવતા. પહેલાં લાલ દરવાજા હેડ ઓફિસમાં હતી, હમણાં છ મહિના પહેલાં આઝાદ સોસાયટીવાળી ઓફિસે મૂકી છે. ભાડાનો નાનો ફ્લેટ ક્યાંક વાસણા બેરેજ પાસે છે. વિધુર પિતાને લકવો પડ્યો તે લાવીને રાખ્યા, ચાકરી કરી. નાનાભાઈને એન્જિનિયરિંગનું ભણાવ્યો. ભાઈશ્રીને નોકરી મળી એટલે પરણાવ્યા તે વહુલાડીને લઈને જુદા રહેવા ગયા. ટોટલ પરિણામ એટલું કે આ બધું કરવામાં બહેન પોતે રહી ગયાં છે. ડાહ્યું માણસ કોને કહેવાય! આટલું થયું પણ એને કોઈ ફરિયાદ નથી–

'રહી ગઈ એવું તું શા માટે નક્કી કરી દે છે? હજુ માંડ ત્રીસ-બત્રીસની હશે. તું નવરી છે. મુરતિયો શોધી કાઢ.'

'મુરતિયો તો – આની દાનત હોવી જોઈએને? આપણાથી બહુ ખણખોદ કરાય નહીં, પણ સાચવીને વાત કાઢીએ તો હસીને ઉડાવી દે. શું ઉતાવળ છે, ભાભી? શું મોટું સુખ નાસી જાય છે?'

કામ વગર પણ ક્યારેક સરોજને મળવા આવતી.

'હેમુ આવી હતી.'

'એમ?'

'નોકરીએથી છૂટીને ઘેર જતાં, એમ કે, ભાભીને મળતી જાઉં.'

'સરોજ, આ રીતે આવવા કોણ નવરું છે?'

'એસ્તો! બિચારી ખૂબ સીધી છે.'

સીધી, સરળ, ડાહી. પરિમલને જે પ્રકારનું કામ હતું તેને માટે સર્વથા યોગ્ય. એની પાસેથી કથા શુદ્ધ સ્વરૂપે મળે.

વિચાર આવ્યો, તે સાથે જ એણે ફોન કર્યો, 'તારું એક કામ પડ્યું છે.'

સ્વરમાં આશ્ચર્ય હતું, 'તમને મારું શું કામ પડે?'

'થોડી... વાત કરવી છે.'

'હા, બોલોને.'

'એમ ફોન પર નહીં. સાંજે જમ્યા પછી આવું? નવ-સવાનવે, તને અનુકૂળ હોય તો–'

'મારે ઘેર આવવા માટે તમારે પૂછવાનું ન હોય.'

* * *

ઉંબર પર ઊભાં ઊભાં પરિમલે કહ્યું, 'બોલ, આવ્યોને?'

'આવ્યા, મહેણું ભાંગવા.'

બજારમાં ગયાં હોય અને ઘેર આવતાં મોડું થઈ જાય તો સરોજનો ખાસ આગ્રહ હોય. બેસ, જમીને જજે. પણ એની પદ્ધતિ એવી કે આવ્યાં, થેલીઓ હેઠી મૂકી, પાણી પીધું અને રવાના. ના, મારે મોડું થશે. સવારનાં દાળભાત ફ્રીજમાં પડેલાં છે–

દરેક વખતે આ રીતે છટકી જવાનું શક્ય ન બને. ભાભીની લાગણીનો પણ વિચાર કરવો જોઈએ. તેથી કોઈવાર રોકાઈ જતી. આ વ્યવહાર એકપક્ષી હતો. પોતાને ઘેર ભોજન માટે બોલાવવાં હોય, પણ દાબીને આગ્રહ કરતાં આવડે નહીં, ખોટું લગાડવું, અર્ધકૃત્રિમ રીસ બતાવવી– તો જુઓ, હવે હું કોઈ દિવસ તમારા ઘરનું પાણી પણ પીવાની નથી! – તે એનું કામ નહીં. પરંતુ, કોઈ કોઈ વાર, નીકળતી વખતે, પરિમલની સામે જોઈ હળવેથી ક્ષોભ સાથે આટલું કહેતી – મારે ઘેર ન આવો એક વાર?

'અને, આવ્યા છો તમારા કામે. અમસ્તા મળવા આવો, કોઈ નિમિત્ત વગર, તો આવ્યા કહેવાઓ.'

'એટલે કે, આજે હું અહીં આવ્યો જ નથી?'

'ના.'

'અત્યારે હું તારા ઘરમાં છું જ નહીં?'

હેમુએ ઉત્તર આપ્યો નહીં. પાણીનો ગ્લાસ લાવી. તે પછી થોડીવાર બેડરૂમ, બાલ્કની, રસોડું એમ એની હરફર ચાલ્યે ગઈ. ખાલી દીવાલો, એક ટીપાઈ અને પ્લાસ્ટિકની ત્રણ ખુરશી, કબાટમાં થોડાં પુસ્તકો.

'હેમુ, તારું ઘર મને ગમ્યું.'

હેમુએ આ સાંભળ્યું નહીં હોય. રસોડાના બારણામાંથી ડોકિયું કરતાં પૂછ્યું, 'ચા હમણાં લેશો કે થોડીવાર પછી?'

'ઉતાવળ છે? ચા પાઈને ઝટપટ રવાના કરવો છે?'

બાથરૂમમાં જઈ હાથ-મોં ધોઈને આવી અને સામે બેઠી.

'બોલો, શું કે'તા 'તા?'

'બિઝનેસ મિટિંગ છે? સીધી કામની જ વાત?'

'સોરી, એવું નહીં, પણ–'

'આટલી ટેન્શનમાં કેમ આવી ગઈ? રિલેક્સ! આમાં કંઈ પર્સનલ નથી.'

'પર્સનલ તો શું હોય!'

પરિમલ અહીં થોડીવાર અટક્યો.

પછી મૂળ વાત પર આવ્યો, 'હું એમ પૂછતો'તો કે તું આપણી ગર્લ્સ સ્કૂલમાં ભણેલીને?'

હેમુ વિચાર કરતી, પ્રશ્ન સમજી શકતી ન હોય એમ મથામણ કરતી બેસી રહી.

'હું ને?'

'હા, તું.'

'શ્રીમતી મુક્તાબાઈ હરિહરદાસ કન્યા વિદ્યાલય. એકડીથી બારમી સુધી.'

'તમારા વખતમાં કોઈ ટીચર હતાં, મૃગાબહેન કરીને?'

'મૃગાવતીબહેન પટવારી. નવમી-દસમીમાં મારાં ક્લાસટીચર.'

'બહુ સરસ! હવે, મારું કહેવું એમ છે કે... એ... આઈ મીન... સિંગલ હતાં?'

'મેરેજ નહોતાં કર્યાં. સાચું.'

'અચ્છા. એમને... આમ... કોઈની સાથે–'

હેમુને રમૂજ થઈ, 'અચકાઓ છો શા માટે? બોલો, કોઈની સાથે શું?'

'કંઈક... અફેર જેવું?'

'એ તો જગજાહેર વાત હતી, પરિમલભાઈ, તમે નહોતા જાણતા?'

'ના.'

'તો રહીરહીને આટલાં વર્ષે શી જરૂર પડી?'

'હું પીએચ.ડી. કરું છું.'

'અમારાં મૃગાવતીબહેન પર પીએચ. ડી.? ગ્રેટ!'

'તું, યાર, પૂરું સાંભળતી નથી–'

'બોલો છો એટલું સાંભળું છું, એનાથી વધારે સાંભળવું જોઈએ?'

'પીએચ.ડી. તો સોલંકી વંશના ઇતિહાસ પર કરું છું, પણ એમાં, એવું છે કે-'

'એક પ્રકરણ મૃગાવતીબહેન વિશે હશે. હવે સમજી.'

'બહુ જબરી!'

'તમને હું જબરી લાગી?'

ચહેરો ફિક્કો. આંખોના ખૂણે ઝાકળ.

પરિમલ માથું ધુણાવતો બેસી રહ્યો, 'મારાથી થોડો લોચો મરાઈ ગયો, બેકગ્રાઉન્ડ આપ્યા વગર સીધી જ શરૂઆત કરી દીધી! ચાલો, સોલંકી વંશના ઇતિહાસમાં મૃગાવતીબહેને કેવી રીતે સ્થાન મેળવ્યું તે માંડીને, એકડેએકથી કહું.'

ખોંખારો ખાતાં ચેતવણી આપી, 'ધ્યાનથી સાંભળજે, વચ્ચે ટકટક કરતી નહીં!'

આજ્ઞાંકિત હેમુ નીચું જોઈને સાંભળી રહી, હોંકારો પૂર્યો નહીં. પૂરક પ્રશ્નો પૂછ્યા નહીં.

સંભાષણ પૂરું થયું તે પછી, બાળગીતની પંક્તિઓ રટતી હોય એમ, તર્જની વડે હવામાં લીટીઓ દોરતાં, લયબદ્ધ રીતે બોલી, 'મૃગાવતીબહેન મારાં ટીચર, એમના ભત્રીજા નિખિલભાઈ, નિખિલભાઈ તમારા સાહેબના એક સમયના પડોશી. ફોઈબા ભત્રીજાને ઘેર કોઈવાર આવે. સાહેબ એમને જુએ–'

'તેં તો સ્ટોરીને મ્યુઝિકલ બનાવી દીધી!'

'સાહેબના મનમાં કંઈક ગૂંચો રહી ગઈ હશે. આટલાં વર્ષે તમને પકડ્યા. તમને થયું, અરે, આ તો આપણી હેમુનું

કામ! આજની તમારી પધરામણીનું આ રહસ્ય. બધી કડીઓ મળી ગઈ. હવે જે પૂછવું હોય તે પૂછો. હું જાણતી હોઈશ એટલું કહીશ.'

તૈયાર પ્રશ્નોની કાપલીઓ આડીઅવળી મુકાઈ ગઈ હોય, જડતી ન હોય એવી સ્થિતિ પ્રશ્નકારની થઈ. રક્ષણાત્મક પ્રસ્તાવનાની જરૂર પડી, 'આપણી પ્રજાની માનસિકતા, તું તો જાણે છે, હેમુ, રૂપ એ જાણે સ્ત્રીનો ગુનો. મનમાં આવે એવી વાતો લોકો જોડી દેતા હોય છે-'

'આ જોડી કાઢેલી વાત નથી, બહેનને સંબંધ હતો એ હકીકત છે.'

'બીજો પ્રશ્ન હતો ગૌણ, પરંતુ વતનના નાતે બંને માટે વધારે પ્રસ્તુત હતો, 'કહે છે કે બીજું પાત્ર, પુરુષ... તે કોઈ રાજકારણી હતો. એના ધંધા... અમુક પ્રકારના. ગુંડા જેવો માણસ. હેમુ, આપણે ત્યાં, મને યાદ છે ત્યાં સુધી જે ત્રણ-ચાર નેતાઓ ગણાય, એ તો બધા પ્રતિષ્ઠિત, એકંદરે સેવાભાવી-'

'ના, ના. એમને અન્યાય ન કરો. તમે દીક્ષિતજીનું નામ સાંભળ્યું છે?'

'એ કોણ?'

'તો તો તમે આખી સ્ટોરી મારી પાસે કહેવડાવશો.'

એના સ્વરમાં થાક હતો, કથાકારનો ઉત્સાહ નહોતો.

થોડાં, ટૂંકાં વાક્યોમાં પાત્ર-પરિચય આપ્યોઃ

દીક્ષિતજી મૂળ લખનઉ કે વારાણસી બાજુના એમ કહેવાતું. પચાસ-બાવનની વયે ગુજરાતના એ શહેરમાં આગમન થયું. સ્થળાંતર કેવા સંજોગોમાં કર્યું હશે અથવા કરવું પડ્યું હશે તે મુદ્દો રહસ્યથી આવૃત્ત જ રહ્યો. જે હોય તે, પણ પાસે પૈસો મબલક હતો. એક પછી એક બિઝનેસ શરૂ કર્યા - હોલસેલ કાપડની દુકાન, પેટ્રોલ પંપ, રીઅલ એસ્ટેટ, ઓટોમોબાઈલની એજન્સી. અડધું શહેર કબજે કરી લીધું. સેવકોની ફોજ. ધાક પણ એવી, સાથે સાથે જાહેર જીવનમાં માન પણ ખરું. પ્રવૃત્તિઓનો વિસ્તાર થયે જ ગયો. તારંગા અને દાંતાના અંતરિયાળ વિસ્તારમાં સ્કૂલો અને આશ્રમશાળાઓ શરૂ કરી.

સમાપન કરતાં હેમુએ કહ્યું, 'શિક્ષણ અને સમાજ-સેવાની પ્રવૃત્તિઓનો ચાર્જ બહેન સંભાળતાં.

* * *

બોલતાં બોલતાં એ ઊભી થઈ.

'ક્યાં ચાલી?'

'માગી તે માહિતી આપી. કામ પત્યું. તો, મને થયું, ચા મૂકું.'

વાત તો સાચી. જે કામ લઈને આવ્યો હતો તે પૂરું થયું હતું. તો, પોતાને કેમ અધૂરું અધૂરું લાગતું હતું?

એ ચહેરો, એ આંખોઃ એમાં સમાપ્તિ નહીં, ખરાખરીનો પ્રારંભ હતો.

'જઈને આપજો. તમારા સાહેબ ખુશ થઈ જશે. ફર્સ્ટ ક્લાસ માર્ક્સ મળશે.

મારી ગેરન્ટી.'

'ખોટું લાગ્યું, હેમુ?'

'ખોટું મારે શાનું લગાડવાનું હોય? ત્રીજી કોઈ વ્યક્તિની વાત થતી હોય, એમાં તમારે કે મારે શું લાગેવળગે? બારોબાર, આમથી આવ્યું અને આમ નીકળી ગયું.'

મસ્તક એક બાજુ નમાવી નિહાળ્યે ગઈ, 'મને વિચાર આવે છે, અહીં બેઠા છો, મારી સામે, તમે કેટલા સીધા અને ભોળા માણસ છો!'

'ગુસ્સો આવ્યો છે મારી ઉપર? ગમ્મતે ચડી છે?'

'સાચું કહું છું, ગમ્મત નથી કરતી. હું સ્કૂલમાં હતી અને તમે કોલેજમાં. વીસ-એકવીસ વર્ષના હતા છતાં આખા શહેરમાં ઘેરઘેર ગવાતી, એક ચરિત્રહીન સ્ત્રીની કથા તમારા સુધી પહોંચી શકી નહોતી. માણસને ફરતે નિર્દોષતાનું કવચ હોય તો જ આ શક્ય બને. હું જોતી ને તમને. દિવસમાં કેટલીયેવાર. બસ, પોતે અને પોતાનું કામ. ઘરની મેડી, પુસ્તકો, કોલેજની લાઈબ્રેરી, ટેનિસ કોર્ટ. આંખ ઊંચી કરીને કોઈની સામે જોવું પણ નહીં. આવા સાધુપુરુષ પર ગુસ્સો કરાય? ના, ના.

જંગલ મધ્યે પર્વત. એની ટોચે ગુફાઓ. ભટકતાં ભટકતાં એના કોઈ ગુપ્ત ખંડમાં પગ મુકાઈ ગયો હોય એવું લાગતું હતું.

'અહીં બેસ મારી પાસે. શાંત થા. મારે-'

સાંભળ્યું ન હોય એમ પીઠ ફેરવીને એ ચાલી.

'આમ કેમ કરે છે?'

હેમુ રસોડાના બારણા પાસે પહોંચી હતી તે થોભી, હળવેથી પાછી વળી, આંખો લૂછી નાખી અને ખુરશીની પીઠ પર બે હાથ ટેકવીને ઊભી રહી.

'તને શું થયું, હેમુ?'

પરિમલ એ ચહેરા સામે જોઈ રહ્યો. પ્રકાશ અને છાયાની, રુદન અને હાસ્યની આવી અદ્‌ભુત રમત શક્ય હોય? વેદના અને આક્રોશમાં માણસ આટલું બધું રૂપાળું બની જાય?

'પહેલી લાઈન. વચ્ચેની બેન્ચ, ટીચરનાં ટેબલ-ખુરશીની બરોબર સામે.'

પરિમલે રમૂજનો છોભીલો પ્રયાસ કર્યો, 'વચ્ચેની એ સીટ ડાહીડમરી છોકરીઓ માટે રિઝર્વ્ડ હોય છે.'

'ડાહી નહીં, ગાંડી, ડાહ્યાં તો તરી ગયાં.'

પોતે જેને ઓળખતો હતો, શેરીની એક છોકરી, તે આ નહીં. બારણું ઉઘાડ્યું અને પાણીનો ગ્લાસ આપ્યો, થોડીવાર પહેલાં, તે આ નહીં.

અટકાવીને પૂછવાનું મન થયું - તું કોણ છે?

'મોટો, રૂપિયા જેવડો ચાંલ્લો. આંગળીઓનાં ટેરવે ચોકની સફેદી.

ક્યારેક ગાલ પર પણ લિસોટો થઈ જાય.'

ટૂંકાં વાક્યો. વચ્ચે વિરામ.

'કરશનદાસ માણેક, બોટાદકર, કલાપી, નાનાલાલ, સુંદરમ્, ઉશનસ. બે લીટી યાદ આવી તે બોલું?'

મંજૂરીની રાહ જોઈ નહીં.

'સ્નેહીનાં સોણલાં આવે

અને ઉરનાં એકાંત મારાં ભડકે બળે...'

શિક્ષિકાનાં આંસુ આટલાં વર્ષ પછી વિદ્યાર્થિનીની આંખોમાંથી વહી રહ્યાં હતાં.

ખુરશી ખસેડીને એ બેઠી.

'અમે છોકરીઓ તમે માનતા હશો એવી ભોટ નહોતી. બધું સમજતી. અંદરઅંદર ક્યારેક જોક પણ કરતી- બુઢ્ઢા મીલ ગયા! પણ એક વાત કહું કે રિસ્પેક્ટમાં કોઈ ફેર પડ્યો નહોતો. રૂપ તો સમજ્યા, ઘણાંમાં હોય છે, પણ એ જે હતું, ક્લાસમાં ભણાવતાં હોય કે લોબીમાં ચાલતાં હોય, બજારની સાંકડી ગલીઓમાં ભીડ વચ્ચે દેખાય, એવી ડિગ્નટી, એવી ગરવાઈ-'

'હું સમજી શકું છું-'

'ન સમજી શકો. છોડો. કોઈ માણસને જોયા-જાણ્યા વગર એના વિશે અભિપ્રાય બાંધવો અને લેબલ ચોંટાડી દેવાં-ગુંડો, મવાલી, કોના માઈન્ડની ફેક્ટરીમાંથી આવો માલ નીકળતો હશે? સાંભળો. માનવું હોય તો માનજો અને ન માનવું હોય તો ન માનતા પણ સાંભળો. દીક્ષિતજી બહુ ડિસન્ટ માણસ હતા. અને, આખો મરદ. પૌરુષ કોને કહેવાય તે એમને જોઈને સમજાય. પૈસો કમાયા હતા, એમાંથી અડધા ઉપર શહેર અને આજુબાજુના વિસ્તારની સંસ્થાઓને ડોનેશનમાં જતો. અમારી સ્કૂલના ટ્રસ્ટીમંડળમાં હતા અને આચાર્ય સાહેબના એક શબ્દ પર કન્યાછાત્રાલયનું ત્રણ માળનું ભવ્ય મકાન બંધાવી આપ્યું હતું. રહી બે માણસો વચ્ચેના સંબંધની વાત. એમાં કશું છૂપું નહોતું. એવું નહીં કે ગુપ્ત રીતે, ચોરીછૂપીથી મળવું, બહેન છડેચોક એમને બંગલે જતાં. મિસિસ દીક્ષિત સાથે પણ ખૂબ સારું બનતું. પ્રવાસમાં, જાત્રામાં ત્રણે મોટેભાગે સાથે જ હોય. આ સંબંધનો જે અર્થ કરવો હોય તે કરી શકાય.'

* * *

એકાંતમાં પોતાની સામે બેસીને રડતી સ્ત્રી. એની આ દશા પોતે કરી હતી, રડવાનું કારણ પોતે આપ્યું હતું. અને છતાં, અપરાધીભાવ થતો નહોતો. ઊલટાનું, સારું લાગતું હતું. છાતી ઊભરાઈ રહી હતી. વિશાળતાનો, ખુલ્લાપણાનો અનુભવ થતો હતો. ભુલાયેલું કંઈક - ના, ભુલાયેલું નહીં, ક્યારેય વિચાર્યું નહોતું, અનુભવ્યું નહોતું, જેના અસ્તિત્વની કલ્પના નહોતી, તે યાદ આવતું હતું.

થોડીવારે પાંપણો ઊંચી થઈ.

'કોઈ સ્ત્રી, એકલી પડી રહે છે. એણે કોઈનું કંઈ બગાડ્યું નથી. તો એના વિશે આટલી પંચાત, આટલી ખણાખોદ શા માટે? એનું એકાંત કેવું છે, એ ક્યારે રાંધે છે, ક્યારે ખાય છે, ખાય છે કે પછી રાંધેલું ઢાંકી દઈ પથારીમાં જઈને પડે છે, એને ઊંઘ આવે છે? ઊંઘમાં સપનાં આવે છે, આવે છે તો કેવાં, શાનાં? એવી એક સ્ત્રી-'

'પુરુષ પણ હોઈ શકે.'

'એ તમે જાણો, પુરુષનું એકાંત, એની વેદના-'

'સપનાં-'

'-એવું કંઈ ખરેખર અસ્તિત્વ ધરાવતું હોય, તમારી પાસે એ અંગે થોડીઘણી કાચીપાકી માહિતી હોય, અને મને કહેવાની ઇચ્છા થાય - આજે નહીં, ના, ભવિષ્યમાં ક્યારેક - તો આવજો.'

પરિમલ બોલ્યા વગર બેસી રહ્યો.

'એક વાત પૂછું?'

'ના પાડું તો તું થોડી જ રોકાવાની છે?'

એ હસી.

'હાશ! મને તો એમ કે તને હસતાં આવડતું જ નહીં હોય.'

'ઇતિહાસમાં હું ઢ, સોલંકી વંશમાં માત્ર જસમા ઓડણને જ ઓળખું, સંશોધનનો સ મને ન આવડે, એટલે મારે જાણવું છે કે તમે લોકો-'

'અમે કયા લોકો?'

'યોદ્ધાઓ, વીર બંકાઓ. હથિયાર સજીને નીકળી પડો સંશોધન માટે, ત્યારે કોઈ ચોક્કસ લિમિટ બાંધેલી હોય?'

'કેવી લિમિટ?'

'એટલે કે અમુક, આટલો જ ભાગ-' હેમુએ જમણા હાથની ટચલી આંગળી બતાવી, '-મૂર્તિની એક આંગળી. બસ, એનો જ અભ્યાસ કરવો. આજુબાજુ ડાફરિયાં મારવાં નહીં. તેવે વખતે, માનો કે, મારા જેવી કોઈ ગામડિયણ રસ્તેથી નીકળી, માથે માટલું અને કાખમાં ઘડો, એની નજર પડે અને ચિત્કાર કરી ઊઠે કે સાહેબ, તમે આંગળીએ ચોંટ્યા છો હથોડી અને છીણી લઈને, તે જરીક, આમ જુઓઃ બાઈની સાથળમાંથી લોહી વહે છે-

'સાથળ? લોહી?'

'ઊઠો, ઊભા થાઓ અને આજુબાજુ નજર કરો. આ બીજી મૂર્તિઓ, ચારે દિશામાં, ગણી ગણાય નહીં એટલી, કોઈની આંખોમાંથી, કોઈની છાતી વચ્ચેથી-'

'આંખોમાંથી લોહી?'

'કેટલીક વધારાની માહિતી આપું, તમે નહીં માગેલી, તમારે માટે બિનજરૂરી, તો વાંધો ખરો? મૃગાવતી બહેનની સ્ટોરીનો એન્ડ જાણવામાં રસ નથી?'

'હેમુ, આજે તું એવી ગેબી દિશામાં ઊડી છે અને એવી મરમી ભાષા બોલે છે-'

'મરમ જેવું કંઈ નથી, સાદી, ચવાયેલી વાર્તા છે. તેનો શેષ ભાગ ઝડપથી પતાવું. તમે શહેર છોડ્યું પણ મારું તો પિયર એટલે ઘણીવાર જવાનું થાય. લેટેસ્ટ ઇન્ફર્મેશન મારી પાસે છે તે, તમારે ખપમાં આવે કે ન આવે, લેતા જાઓ. ભત્રીજાના ઘેર ઓટલે બેસીને પુસ્તકો વાંચતાં - તમારા સાહેબને કહેજો કે એ ચિત્ર રદ કરી નાખે.'

'રદ?'

'ભત્રીજો શરમ રાખે, પણ નવા જમાનાની વહુને કેટલા ટકા? એક દિવસ ચોખ્ખું સંભળાવી દીધું કે ના ભઈસા'બ, મારા ઘરમાં આવા ધંધા નહીં ચાલે. છોકરાં પર સંસ્કાર કેવા પડે? આમ, એ બારણું બંધ.'

ધડાકા સાથે બારણું સ્ત્રીના લમણે અથડાય છે, ચશ્માં તૂટી જાય છે, હાથમાંથી પુસ્તક પડી જાય છે-

'બીજું એક બારણું. અતિભવ્ય, અતિપવિત્ર, પણ... ટૂંકમાં કહું કે કલાપીનાં કાવ્યો ભણાવવાનાં ન રહ્યાં. તે પંખીની ઉપર પથરો.'

'સ્કૂલની નોકરી-?'

'દીક્ષિતજી અચાનક હાર્ટસ્ટોકમાં ગયા. સમાચાર મળતાં અડધું શહેર એમના બંગલે. બહેન પણ દોડતાં પહોંચ્યાં, પણ ત્યાં મરનારનો શોકમગ્ન પુત્ર બારણા વચ્ચે જ દંડો લઈને ઊભો હતો. ધક્કો મારીને કાઢ્યાં - એ જે બોલ્યો જે ભાષાનો પ્રયોગ થયો, બહેનને સંબોધનો થયાં, તે મારાથી અહીં તમારી સામે ટાંકી શકાય નહીં. આ ભજવાયું પાંચસો-હજાર માણસની હાજરીમાં. આ દૃષ્ટાંતમાંથી સ્કૂલના ટ્રસ્ટીઓએ પણ પ્રેરણા મેળવી. પહાડ જેવા એક માણસની હાજરીને કારણે દબાઈ રહ્યો હતો તે મુદ્દો હવે બેઠો થયો - આપણી બાળાઓના સંસ્કારનું શું?

'એટલે કે-'

'ડિસમિસ કર્યાં કે રાજીનામું લખાવી લીધું, ટેક્નિકલ પ્રોસિજર જે હોય તે, પણ સાદી ભાષામાં કહીએ તો કાઢ્યાં.'

'આ ક્યારની વાત થઈ?'

'પાંચ-સાત વર્ષ થયાં. વાત જૂની થઈ, ભુલાઈ ગઈ. કોઈ યાદ પણ કરતું નથી. આ તો, આજે એક ઇતિહાસપ્રેમી-'

'ક્યાં હશે? શું કરતાં હશે?'

'છોડો ને! જ્યાં હશે ત્યાં, હશે કે નહીં હોય, આપણે શું!'

* * *

હેમુ ઢગલો થઈને પડી હતી તે થોડીવાર પછી બેઠી થઈ, કેશ અને વસ્ત્રો સરખાં કર્યાં અને મૂર્છામાંથી જાગી હોય એમ આજુબાજુ જોવા લાગી.

ચહેરા પર લાચારીનો ભાવ આવી ગયો, 'બહુ બકવાસ કર્યો, નહીં?'

'એવું નથી-'

'ભાન ન રહ્યું કે સામે કોણ બેઠું છે. મારે આંગણે આજે કોણ આવ્યું છે. એ કોણ છે અને હું કોણ છું. મોંમાં આવ્યું

તે બકી નાખ્યું. તમને ખોટું લાગ્યું હશે-'

પરિમલ હસતો હતો.

'હસવું આવે છે?'

'તો બીજું શું કરું?'

હેમુનો અવાજ ભારે બની ગયો હતો, હોઠ અને ગાલ સુકાઈ ગયા હતા, છતાં આંખોમાં રીસ સાથે રમૂજની ચમક દેખાતી હતી.

'ભલે ખોટું લાગ્યું હોય, પણ ખાસ સંજોગોને ધ્યાનમાં લઈ, માફી ન માગું તો ચાલે?'

'ખાસ સંજોગો કયા?'

'ખાસ... સંજોગો... ઘણા છે, પણ એમાંથી એક કહુંઃ તમારાથી નાની છું ને?'

'નાની જ માનતો હતો, આવ્યો ત્યારે, પણ હવે તો-' આંખો વિસ્ફારિત કરી એણે ચારે બાજુ જોયું, '-આ ઘર નાનું પડે છે. જાણે હમણાં દીવાલો તોડીને તું બહાર નીકળી જઈશ.'

'કોઈ બિચારીની આવી મજાક કરાય?'

'તારી મજાક? મારી હેસિયત નથી!'

હેમુએ હાથ જોડ્યા, 'થોડી દયા રાખો. તણખલું છું. મારી દશા નથી જોતા?'

હોઠના ખૂણે રમૂજ હતી તે ક્ષણમાં તૂટી ગઈ અને આંખો પાછી ઊભરાવા લાગી.

'તમારે માટે તો પેલું કામ જ બરાબર છે. મૂર્તિઓનો અભ્યાસ કરો, લેખો લખો. જીવતા માણસોમાં પડાય જ નહીં. ખોટા રવાડે ચડી ગયા.'

પીએચ.ડી.નો વિદ્યાર્થી મૂઢ બની ગયો.

એનાથી આટલું જ બોલાયું, 'તું રડીશ નહીં, હેમુ.'

'જેવી આજ્ઞા! આંખો... એ... આ... લૂછી નાખી. બસ?'

ટેરવાનું, હથેળીનું, દુપટ્ટાનું કંઈ ચાલ્યું નહીં.

તૂટક સ્વરે બોલી, 'મને રડવું નથી આવતું. શાંતિથી જીવું છું. નોકરી કરું છું, રોટલા ખાઉં છું. મારે કોઈ દુઃખ નથી-'

રહસ્યના ઉકેલ માટે એણે મદદ માગી, 'આજે મને થયું છે શું?'

❑❑❑

તારા ખચિત આકાશ મનુષ્યનો સાચો મિત્ર છે. તમારો સૌ પ્રથમ પરિચય થયો ત્યારે પણ એ હાજર હતું. શાતા આપતું. તમારી વિહ્વળતા, શંકાઓ, પીડાઓ તો પસાર થઈ જતી માત્ર ક્ષુદ્રતાઓ છે એનું સ્મરણ કરાવતું. આખરે આ એક માત્ર બ્રહ્માંડ અચલાયમાન રહેશે. આપણાં અભિપ્રાયો, સંઘર્ષો, વેદનાઓનું કોઈ મહત્ત્વ નથી અને એવાં વિલક્ષણ પણ નથી.

**- ફ્રિટજોફ નાનસેન**



# પેસમેકર

☐ મધુ રાય

**હ**રિભાઈની ઉંમર તો વનમાં આશ્રમમાં સાદડી પાથરીને બાવા થાવાની હતી, પણ હમણાં હમણાંથી હરિદાદાને લેડિઝ લોકો બાબતે આડી લાઇનના વિચાર વધુ આવતા જણાયા. એમને વહેમ થતો હતો કે એ જ્યારથી પેસમેકર મુકાવેલું ત્યારથી આવું થાય છે. મીન્સ કે પહેલાં તો હાર્ટ ચાલતું હતું, ઠચૂકઠચૂક મારા ભાઈ, ઉંમરના હિસાબે. કોકવાર બીપી ધીંગાણાં કરે ને હરિભાઈ બીપીની ગોળીયું લ્યે. કોકવાર દિવસના દિવસ મૂંગામંતર

થઈને બારીની બહાર જોયા કરે, ગૂમસૂમ. પણ બીજો કોઈ ઉત્પાત નોતો એટલે બહુ ધ્યાનમાં નહીં લીધેલું.

પણ પછી મોટી ડોટરને મલવા એક વાર કેનેડા ગયેલા ને બસ આમ ઘરમાં બેઠા બેઠા વાતું કરતાં કરતાં ઢળી પડ્યા, ને બેભાન થઈ ગયા, બધા હાંફળાફાંફળા થઈ ગયા. કે સું કરવું, સું કરવું, પણ પાંચેક મિનિટમાં હરિદાદા પાછા બેઠા થઈ ગયા.

ડોટર તરત હાર્ટના ડાક્ટરને બતાવવા લઈ ગઈ. હરિભાઈના સનનિનલોનો એક ફ્રેન્ડ કેનેડિયનમાં હાર્ટનો ડાક્ટર હતો. તેણે જાતજાતના ટેસ્ટ કરીને પેસમેકર મૂકવા ભલામણ કરી. અને ડોટરે હરિભાઈને પેસમેકર મુકાવી આપેલું.

પેસમેકર મૂકવાવારો ડાક્ટર પાછો યહૂદી બાય કાસ્ટ હતો, એણે જોકિંગલી જોકિંગલી કહેલું કે દાદા, તમારું હાર્ટ હવે ગુડ એઝ ન્યૂ! હવે તમે હાર્ટ બાવીસ વરસના જુવાન જેવા જોરાવર થઈ ગયા, ઓકે? હવે બીજાં વીસ પચ્ચીસ વરસ પ્રેમથી જલસા કરો આ દુનિયામાં! કહીને હાળાએ આંખ મારેલી.

હરિદાદાને પહેલાં તો સમજાયું નહીં કે આંખ કેમ મારે છે, કેમકે એવા બધા જોક્સો હરિદાદા બહુ કરતા નહીં કે સાંભળેય નહીં. પણ ધીમેધીમે સમજાણું કે હાળો સોહરાબ મોદી સું કિયે છે. જુવાનબુવાન તો ભગવાન જાણે પણ હરિદાદા થોડાક ફોમ્મમાં તો આવી ગ્યાતા. વારેવારે પેસમેકર ઉપર આંગળીયું ફેરવતા ને ભગવાનને યાદ કરતા.

ડાબા ખભાની સહેજ નીચેની સાઇડમાં જાણે ભીંત ઉપર નાનકડું છાણું થાપ્યું હોય એવો ઉપસેલો ભાગ હતો પેસમેકરનો! હરિભાઈ દિવસમાં શી ખબર કેટલી વાર તેને પંપાળે, મનમાં વહેમ થાય કે તેને દબાવવાથી હાર્ટમાં બ્લડની પિચકારી પડતી હશે ને ગરમ ગરમ બ્લડના ઘસારાથી હરિદાદાને ''આડી લાઇનના'' વિચાર આવતા હશે. પેસમેકર ભેગું લીલી લાઇટવાળું ટ્રાન્સમીટર બી આલેલું યહૂદી ડાક્ટરે. આ ટ્રાન્સમીટર તમારી પથારી પાસે ઇલેક્ટ્રિકમાં પ્લગ કરીને મૂકી રાખવાનું. બહારગામ જવાનું થાય તો તમે જ્યાં જાઓ ત્યાં લઈ જવાનું. તમારા બોડીમાંથી આ ટ્રાન્સમીટર મારફત તમારું પેસમેકર સેકંડે સેકંડે અમને મેસેજ મોકલશે, આયાં અમારી હોફિસમાં. ને કાંઈ બી ગરબડ થાય તો આયાં એલારામ વાગે, ઢનઢનઢનનન!

ભારે હસમુખો આ કેનેડિયાનો સોરાબ મોદી. ઈ ડાક્ટર પાછો ફિલો-યે-સોફર હતો. હરિદાદા ઘણીવાર તેની પાસે વાતું કરવા જતા. હરિદાદાને ભગવાન સાથે ઘર જેવો સબંધ છે ઈ જાણીને સોહરાબ મોદી ધરમની,

ભગવાનની, ને એવી બધી હાઈફાઈ વાતું કરતો. કહેતો કે ભાષા સું છે, ડુયુનોવ? ખાલી માણસજાત બોલે છે, બીજું કોઈ પ્રાણી બોલતું નથી, વ્હાય? ઇટ ઇઝ એ મ્યુટેશન! ભાષા કાંઈ કોમ્યુનિકેટ કરતી નથી, ભાષા તો કોમ્યુનિકેશનનો દસમો ભાગ છે. ખાલી ''ખાવા ચાલો'' કહેવું હોય તો ઇશારેથીયે કહેવાય. કોમ્યુનિકેશન એટલે નાઇન્ટી પર્સન્ટ તો નોન-વર્બલ હોય છે. પસુપંખી કાંઈ વાતું કરે છે કે સંસાર અસાર છે? ને તોયે સંસાર ચાલે છે કે નહીં? ઈ બધું ટાઇમ ટુ ટાઇમ થવાકાળ થયા કરે એવું ઉપરવાળાએ કેરફુલી એરેન્જ કરેલું છે. તમે કોઈ વાતે ફિકર ના કરતા. ઉપરવાળો બધું કરાવે છે.

હરિદાદાને ઈ બધી પઈડકી સમજાતી નહીં ને એનો એમને કોઈ ધોખો નહોતો. પણ યહૂદી ડાક્ટરે હરિદાદાના હાર્ટ માટે કહેલું કે તમે બાવીસ વરસના જુવાન થઈ ગયા, તેનાથી ઓલી લેડિઝું બાબતે આડી લાઇનના વિચાર આવતા હસે, એવું એમને રઈ રઈને થયા કરતું હતું.

આડી લાઇનના એટલે કોઈ ખાસ બાઈમાણસ મગજમાં ન આવે પણ હરિદાદાને અમથું અમથું બસ ફાઇન ફાઇન ફીલ થયા કરે. અને એમ થાય ત્યારે તે પેસમેકરને ફીલ કર્યા કરે. હરિદાદાને ''ઘેરથી'' તો પેલાંની જેમ જ અગિયારસ ને એકટાણાં ને સાબુદાણાની ખીચડી બનાવતાં બનાવતાં રેડિયામાં ભજન સાંભળ્યા કરે. ધારમિક સિરિયલું જુએ. પહેલાં હરિદાદા સિરિયલુંમાં ખાસ બેસે નહીં પણ પેસમેકર પછી સિરિયલુંની લેડિઝું એમને બહુ ફાઇન ફીલ કરાવે. હરિદાદા પાછા પોતે પરસનલી સીધી લાઇનના માણસ એટલે સહેજ સહેજ ડર બી લાગે. વૈષ્ણવજનમાં પરસ્ત્રી જેને માત રે વારેવારે સાંભરવા મલે ને જીવ કોચવાય કે સાલું આપણે કાંઈ એટલા બધા વૈષ્ણવ-બૈષ્ણવ જન નથી. જોવો ને, પહેલાં ફાધર હતા ત્યારે જનોઈ પણ રાખેલી પણ ફાધર ઓફ થયા પછી તે ગઈ. પહેલાં નહાયા વિના જમવા ન બેસે, ને દાઢીહજામત પછી નહાયા સિવાય લૂગડાંને ન અડે, ને સનિવારે ડાઢીબાઢી ન કરે--પણ હવે તો કોકકોક સનિવારે ફુલ હજામતેય કરાવી આવે ને કેનેડિયા જાય ત્યારે તો રોજેરોજ સેવિંગ કરાવે એની ડોટર, ને નાવાબાવાનું થાય ન થાય, નો પ્રોબલેમ. ને પહેલાં સુધ ખંભારિયાની બોલી બોલતા વટથી ને હવે ને ગવરમેટ સર્વિસને લીધે ગોંધીનગરમાં સેટલ થયા પછી અઢારે વરણની બોલી બોલતા થયેલા. કોકવાર અંદાવાદી, કોકવાર હુરતી, કોકવાર ચરોતરી ને એવી બધી મિક્સ-ટોક થઈ જાતી. મીન્સ કે પ્યોર વૈષ્ણવજનમાંથી માઇનોર

માઇનોર નાતબહાર તો થઈ ગયેલા પણ પેસમેકર પછી તો સિરિયલુંની નટીયુંને માત સમાન ગણવાનું બિલકુલ થતું નહીં. બહુ ફાઇન ફીલ થાય તો મિસિસને અડપલાં કરી લ્યે ને મિસિસ ખોટેખોટે રાડું પાડે કે ''રોગા કંટાળા ન દ્યોને!'' મારા બેટા સોરાબ મોદીનાં કારસ્તાન. પણ ગુડ કારસ્તાન. ફાઇન કારસ્તાન.

ને પછી થાવાકાળ એવું થયું કે એક સિરિયલમાં એક બાઈમાણસ જરાક વધુ પડતી ઘાટીલી લાગતીતી. ને ભગવાન જાણે કેમ પણ, સોરાબ મોદીના સમ, એવી અદાઉં કરે, એવી અદાઉં કરે કે હરિભાઈને એમ લાગે કે ઈ ડાયરેક્કલી તેની સામું જોઈને કાંઈક પ્રાઈવેટ વાત કરે છે. હરિભાઈ મનમાં ને મનમાં જાણે ગુલાંટિયાં ખાવા મંડેલા, સિરિયલ જોતાં જોતાં, ને એમ ને એમ આંખ મળી ગઈ. તો ગધની સપનામાંયે ઓલી નટી દેખાણી, કહે કે પ્યાર કિયા નહીં જાતા, હો જાતા હૈ! અને હરિયાને થયું કે સીધ્ધો આ લેડીઝના ઘરે જઈને એને ભેટી પડું ને કહું કે હમ તો તેરે દિલ કે બંગલે મેં આના મંગતા!

* * *

અરે! જોયું તો સવાર પડી ગઈતી ને મિસિસ હરિદાદાને ઉઠાડતાંતા, ઊઠો એય! આટલા વરસમાં કોઈદિ નહીં ને આજે જાણે મિસિસ હરિલાલાની સામે આંખ મારતાં હતાં!

'કાં રાડું પાડ પાડ કરછ, સવારના પહોરમાં?' હરિદાદાએ પૂછ્યું. ને મન્કીછાપ દંતમંજન લઈને નિત્યકર્મ કરવા ઊભા થયા. નહાતાં નહાતાં આપોઆપ જાણે મગજમાં ઝબકારો થયો કે સાળું હવે ચાર છોકરાંવના દાદા થયા ઈ ઉંમરે આવા સોઢા સણગારવા ઈ પાપ ગણાતું હસે કે કેમ, ભગવાનના ઘરમાં? અને બસ દાદાજીએ સુવાસ કરી લીધો અધ્ધર, વારી પલાંઠી ને આખું કરી બંધ, ને લીધું દુવારકાના ધીસનું નામ, પ્રભુ અંતરજામિ!

કાં દીકરા, મૂંઝાણો છો? ભગવાને પૂછ્યું.

તમે તો અંતરજામિ છો ભગવાન, કહેતાં દાદાજીએ આંખ ઉઘાડી તો ઓત્તારીની! ભગવાન તો આજે નારીસ્વરૂપે પ્રગટ થિયાંતાં!

'તને એમ છે કે તને જે ફીલ થાય છે ઈ આડીલાઇનના વિચાર કહેવાય, એમ ને? ને તને થાય છે કે આ ઉંમરે ગોઠણના દુખાવાની ને ગીતાજીની ને એવી બધી વાતું કરવી જોયેં, યસ?'

'યસ.'

'અરે દીકરા, મનુસ્યોએ બોલી બોલીને બાજી બગાડી છે. બોલવું ઈ એક વાયડાય છે, સમજ્યો? પસુપંખી કાંઈ વાતું કરે છે કે સંસાર અસાર છે? ને તોયે સંસાર ચાલે છે કે નહીં? ઈ બધું ટાઇમ ટુ ટાઇમ થવાકાળ થયા

કરે એવું મેં બહુ કેરફુલી એરેન્જ કરેલું છે. તું ફોકટની ફિકર ન કર. તને જે જે ફીલ થાય છે ઈ કુદરતી તો છે જ, ને ગુડ-ફોર-યુ બી છે, યુ ફોલો? લખી રાખ એક ડાયરીમાં કે અઠ્ઠાણુ પરસન્ટ મનુસ્યોને આવા વિચાર આવે છે, દર બીજી સેકન્ડે, યુ ફોલો?'

'પણ ઈ નેચરલ કહેવાય?'

'ઈ બટ નેચરલ છે! ને એમાં કાંઈ ખોટું નથી. જીવતા હોવાનો એક ભાગ છે, જેમ ભૂખ લાગે, તરસ લાગે, હસવું આવે, દુખ થાય ને એમ આવી ઇચ્છાઉં થાય. ઈ હેલધી છે.'

'ઓહો! પણ ભગવાન મને તો દર એવરી બે સેકંડે નહીં પણ દર સેકંડે આવા ફાઇન ફાઇન વિચાર આવે છે, ઈયે હેલધી કહેવાય?'

'યસ, ઈ ડબલ હેલધી જીવન કહેવાય.' ભગવાન બોલ્યા, ને ઓત્તારીની, ભગવાનેયે જાણે હરિયાને આંખ મારી.

'પણ તો પાપ કેમ કહ્યું છે સાસ્ત્રોમાં?'

'વિચાર આવે, ફાઇન ફાઇન ફીલ થાય, ને તનમાં આવીને તમે ડાન્સ કરવા મંડો, ગાવા મંડો, ગઝલું લખો ઈ બધું ઓક્કે કહેવાય, બેટા, એમાં કાંઈ દોસ નથી. ઇન્ફેક્ક, બધા ગાવાવારા, ને લખવાવારા, ને ચીતરવાવારા ઈ બધા વિચારને એક બ્યુટિફુલ ફોમ્મમાં કનવર્ટ કરે છે.' ભગવાને હરિયાની ચિબુક હાથમાં લઈને કહ્યું, 'પાપ એને કહેવાય, ગાંડા, કે એવા વિચારનો તમે કાંઈક ખરાબ અમલ કરો! તને ઓલી નટી ગમી ગઈ તો ફાઇન! નો પ્રોબલેમ. પણ તું કાલે ઊઠીને એના ઘરે જઈને એની છેડતી કરે ઈ પાપ કહેવાય! ઇચ્છા પાપ નથી, તેનો પાપી અમલ કરવો ઈ પાપ છે, ગાંડા!' ને હરિયાની નજરની સામે સીન વેવી-વેવી થયો ને અંતરજામિ અંતરધાન થઈ ગયા.

* * *

વિજિયાદસમી હતી ને ફર્સ્ટ ક્લાસ જલેબી ને ફાફડા સિરામણમાં હાજર હતાં. હરિભાઈ ડાઢીબાઢી કરીને સુંગધી સાબુથી નહાયા હતા, માથે અપટુડેટ ધુપેલ નાખીને બાબરી ઓળી હતી.

મિસિસે દાંત કાઢતાં કાઢતાં કહ્યું, 'રાત આખી કોને ખબર કોની ભેરા ગપાટા મારતા હતા તમારા સપનામાં!' ને હરિયો મિસિસની પાસે ગયો.

'આઘા જાઓ, પાછા રોગા કંટાળા દેવા આયવા છો ને?'

હરિયાએ આંખ મારીને કહ્યું, 'સિંગલ નહીં ડબલ કંટાળા દેવા આયવો છું, ડીયર!'

❑❑❑

''બગાસું બરાડતું મૌન છે.'' - **જી. કે. ચેસ્ટરટન**



# માનો છેલ્લો દિવસ

☐ હિમાંશી શેલત

**એ**ક નવો શોખ કેળવ્યો હતો માએ. કેવી રીતે અને ક્યારે એની ખબર નથી. કદાચ એ કોઈ અંગ્રેજી નવલકથા વાંચતી હતી, અને એમાં પંચોતેર વટાવી ચૂકેલી વૃદ્ધા એનાં સંતાનોને પોતાની અંતિમ યાત્રા બાબતે સતત સૂચનાઓ આપ્યા કરે છે એવું કંઈક આવતું હતું ખરું.

પૃથ્વી પરના છેલ્લા દિવસની ભવ્યતા અંગે એના ચોક્કસ ખ્યાલો હતા, અને એ પ્રસંગને છેવટનો ઓપ આપવાનું એને બહુ ગમતું. આત્મા તરત ને તરત કંઈ દેહ છોડીને ભાગે નહીં. બાર-ચૌદ દિવસ તો ઘરમાં, અને ઘરની આજુબાજુ, કુટુંબીજનોની વચ્ચે ફરતો રહે. એમાં જ તો બધાં તેર-ચૌદ દિવસ સાથે રહે અને ભેગાં જમે! દેહ ભોંયે પડ્યો હોય તોયે આત્મા બધું જોતો રહે. જેમ કે આ પહેલું દૃશ્ય, માની નજરે.

- આ જયના હજી સુધરી નહીં. જે દીવો અખંડ રાખ્યો છે એ પૂજામાં રોજેરોજ નથી વાપરતા, એ તો જાણે બરાબર, પણ આવો કાળો મેશ? નર્યો લોખંડનો લાગે! ચાંદીની દીવી વાર-તહેવારે સાફ તો કરવી જોઈએ ને? આજના લોકને આળસ બહુ! અગરબત્તી સુખડની છે એ સારું. નક્કી મારી પૂર્વી લાવી હશે. માને શું ગમે અને શું નહીં, એની ભારે ચીવટ રાખે મારી દીકરી! અને આ કયો અભાગિયો આવા સરસ ગુલાબને તોડીને એની પાંદડીઓ વેરે

છે મારી ઉપર! આપણા કુટુંબમાં આવો સુંદરતાનો દુશ્મન કોણ પાક્યો? અણઘડ ને જડસુ...

ચાલો, કપડાં તો જાણે નવાં પહેરાવ્યાં એટલે પોટલું રાખીને સૂચના આપેલી તે ખપ લાગી. પણ પેલી સફેદ શાલ કેમ ના ઓઢાડી? એનું તો ખાસ કહેલું જયના, મંયક અને પૂર્વીની હાજરીમાં. હવે નહીં ઓઢાડે તો? મરી ગયા પછી યાદ તો દેવડાવાય નહીં, શું કરીશ હવે?

: ધીસ ઈઝ ટુ મચ મા! તમારું મગજ બીમાર અને બેહાલ થતું જાય છે. માન્યું કે બધાએ એક દિવસ મરવાનું છે પણ તમારી જેમ કોઈ ડેથ સીનની વિગતો તૈયાર કરીને જાહેર નથી કરતું! હદ થાય છે હવે તો.

પૂર્વી ભડકો થઈ જતી. પછી માનો ચહેરો જોઈને પીગળી જતી. પાપાના ગયા પછી માને જીવવામાંથી રસ ઊડી ગયો છે. બહુ લાંબા સહજીવનનું આ દુઃખ, બેમાંથી એક જાય એટલે બાકી રહેલું તરફડ્યા કરે, બધી સગવડો હોય તોયે. અને વધારામાં હવે તો માને શરીર પણ સાથ નથી આપતું. અકળામણમાં જ એણે આ નવો રસવિષય શોધ્યો છે, અંતિમયાત્રાનો.

: આપણે સિમ્પેથેટિકલી વિચારવું જોઈએ, માને સમજવાની ઓનેસ્ટ કોશિશ કરવી જોઈએ. જીવન બાજુ પર ધકેલાઈ જાય ત્યારે નેચરલી ડેથના વિચાર આવે, વળી ઉંમર પણ થઈ છે ને!

છતાં મા અંતિમ દિવસ બાબતે આગળ વધતી જતી હતી.

: વરસાદના દિવસો હશે તો બેસણું ક્યાં રાખશો?

રાતે ટીવી જોતાં આવેલા આ સવાલે સહુની કમાન છટકી.

: કરીશું અમારી અક્કલ મુજબ. તેં અમને એટલાં લાયક તો બનાવ્યાં છે, કે બેસણું અનુકૂળતા વિચારીને રાખીએ. તારે ક્યાં જોવા જાણવાનું છે, તે આ પળોજણ!

માએ ધીરજ અને શાંતિ છોડ્યાં નહીં, મૂળ મુદ્દાને વળગી રહી, પૂરી તાકાતથી.

: ફોટો જે હાથમાં આવે તે ગોઠવી ન દેતાં. આ ગયે મહિને રણછોડકાકા ગયા તે એમના ફેમિલીએ પ્રાર્થના સભામાં કેટલો ડરામણો ફોટો મૂકેલો! બાપડા હેન્ડસમ નહીં, પણ આવા સાવ ભૂત જેવાયે નહીં. આ તો નર્યા રાક્ષસ લાગે, શી ખબર કોણે વેર વાળવા આવો ભયાનક ફોટો પાડ્યો હશે! અને ફેમિલી કેવું તે આવો ફોટો સાચવી રાખ્યો, ને પાછો દુનિયાને દેખાડવા બેસણામાંયે ગોઠવ્યો! અને ગીતાપાઠ જ રાખજો, અથવા કબીરનાં ભજન, ઊડ જાના, હંસ અકેલા! વાતાવરણમાં એક પ્રકારની શાંતિ અને વૈરાગ્યનો ભાવ...

: મા, સ્ટોપ ધીસ નોનસેન્સ. સાલો, જુલમ છે ને! એક તો આ દિવસોમાં બહાર આંટા મરાતા નથી,

સહુ ડરાવે છે રોગને નામે, એમાં મા એની અંતિમયાત્રામાં પડી છે... ઇનફ ઇઝ ઇનફ.

મયંક આકળવિકળ. લોકડાઉન અને વર્ક ફ્રોમ હોમ. બધું નવું નવું અને અજાણ્યું. નો હેન્ડશેઈક, માત્ર નમસ્તે. ત્રણ ઓરડા અને બે બાલ્કનીવાળું ઘર, જે આમ તો લક્ઝરી ગણાય, તે હવે જેલ જેવું લાગતું હતું. સહુ અથડાયાં કરે અને તણખા ઝર્યા કરે. પૂર્વી માને પૂછે, કે શી તકલીફ છે, કેમ આમ પીન ચોંટી ગઈ છે તે એકની એક વાત કર્યા કરે છે!

મા કશુંક દૂરનું જોયા કરે. જવાનું આવે ત્યારે આવું થતું હશે? આપણે કોઈ કામ બચ્યું ન હોય ત્યારે આમ થાક લાગતો હશે કદાચ. કામ વગરનો થાક, બધું પતી જવાનું છે એ હકીકતનો થાક, થાક વિશે વિચારવાનોય થાક, ટાઈમ ટુ ક્વિટ.

* * *

ઝડપાઈ ગઈ દુનિયા આખેઆખી, આમ તો અણધારી જ કહેવાય. સહુ પગે પૈંડાં લગાવીને અને પડખામાં પાંખો ચોંટાડીને બ્રહ્માંડ ભમતાં હતાં તે આવ્યાં હેઠે ધડાક, અને ગોંધાયાં દીવાલો વચ્ચે. ન દવાદારૂ, ન ચેપથી બચવાનો કશો અક્સીર ઇલાજ, પ્રતિકારશક્તિ વધારવાની પરપોટા જેવી વાતો ઊડે હવામાં, વચ્ચે વચ્ચે રોગ સામે લડવાની ને જીતવાની ગુલબાંગો.

: આ તો ભ'ઈ કુદરતની થપ્પડ છે. બૌ નાટારંગ કરતાં હતાં તે મરો હવે!

: હાથ ધોવામાં એમ ધડપડ ન ચાલે, પૂરી વીસ સેકંડ ધોવાના. શરદકાકાએ તો વોશબેસિન સામે ઘડિયાળ ટાંગી છે!

: શરદ તો છે જ ગાંડો, બે ટીપાં સેનિટાઈઝર લગાવો, કે પત્યું!

: તમે દેવાંગને કહી દો કે આવીને બધાને ઝોડની પેઠે વળગી ન પડે. સરકાર બાપડી સોશ્યલ ડિસ્ટિન્સિંગની ધજા ફરકાવે ને તમે આમ ભેટંભેટી કરતાં રહો, આપણી પ્રજાય ભ'ઈસાબ ભારે વિચિત્ર!

: દંડાને જ લાયક, સીધું સમજે નહીં ક્યારેય.

મા ચર્ચા સાંભળ્યા કરે છે. ટીવીના પડદા પર મજૂરોની લાંબી કતારો જોતી જોતી નિસાસા નાખે છે. ક્યારે પહોંચશે આ બધાં? રસ્તે પાણી ને ખાવાનું મળશે ખરું?

: કંઈ બીજું જો ને મા, તને આ જોવાનું જ સૂઝે છે? કોઈ ધાર્મિક ચેનલ જોયા કર, ભજનકીર્તન આરતીવાળી!

ઘરનાં સહુ જાણે છે, કે માને એમાં રસ નથી પડતો. એ જરા અલગ છે, જરા નહીં, ઘણી અલગ.

: કેમ, મારાથી ન્યૂઝ ચેનલ ના જોવાય? મારે ભગવાંને જ જોયાં કરવાનાં એમ શી રીતે નક્કી કરી લીધું?

મયંક ચૂપ.

પછી રોગ સામી છાતીએ એમના વિસ્તારમાં આવી લાગ્યો.

वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदाः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



## અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

***"Sri Govinda Deekshita Ghatika Sthanam"***

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866

E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુક્લ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન સાદું (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

: સોસાયટીમાં નક્કી થયું છે કે હાલ બહારથી કોઈ ઘરકામ માટે નહીં આવે. જાતે જ કરી લેવાનું.

: ક્યાં સુધી?

: રોગચાળો પતે ત્યાં સુધી, ક્યારે તેની ખબર નથી. આઈસોલેશન. નવો નક્કોર અને કડકડતો શબ્દ. એનો અર્થ પણ જાલીમ. આડી લીટી જેવી આંખો માત્ર જોઈ શકાય એવા મુખવટા અને એની પાછળથી જે અવાજ નીકળે તે કબૂતરના ઘૂ ઘૂ જેવો. નેગેટિવ - પોઝિટિવના અર્થ સાવેસાવ બદલાઈ ગયા. છાપાં બંધ થઈ ગયાં, બીકના માર્યા. ઘેર કોઈ આવે નહીં, અને ઘરમાંથી કોઈ જાય નહીં. શંકા, ભય, રઘવાટ, ગૂંચ, સઘળું એક સાથે. માથે લટકતી સો સો તેજ તલવાર.

: કોનો ફોન હતો?

: સોસાયટીના સેક્રેટરીનો. ત્રણ કેસ નીકળ્યા છે. સેમ્પલ ટેસ્ટિંગ થવાનું છે કાલે. ખાસ તો સિનિયર સિટિઝન માટે. એમને જોખમ વધારે એમ કહે છે 'હુ' વાળા...

: યુ મીન ડબલ્યુ એચ ઓ?

: તો બીજા કયા 'હુ?' મા, ગેટ રેડી. ટેસ્ટ કરાવી લેવાનો એટલે શાંતિ.

મા ભોળું ભોળું હસે છે. હું તો ઘરમાં કાયમની. ચેપ શેનો લાગવાનો? એમ અમથો અમથો રોગ કંઈ ચોંટી પડે?

* * *

હોનારત અને તેયે જેવી તેવી નહીં. મા પોઝિટિવ. થોડી ખાંસી હતી પણ એ તો હોય આ ઋતુમાં અને આ ઉંમરે. નિયમિત સૂંઠ-હળદરનું પાણી પીએ. શ્વાસ લેવામાં સહેજસાજ તકલીફ ખરી, હાંફ ચડી જાય, તે પાછલી અવસ્થામાં કોને નથી ચડતો? અને તાવ જેવું નામનું લાગે એ તો શરદીને લીધે, પહેલાં નહોતો એમ આવતો? નક્કી રિપોર્ટમાં ગરબડ. ફરી કરાવો ટેસ્ટ. ડબલ ચેક કરવું સારું. આજકાલ થાય છે એવા ગોટાળા.

ફરી પોઝિટિવ. હોમ ક્વોરન્ટાઈન અને ડોક્ટરના કહ્યા મુજબ દવાઓ. આવી જશે આઠ-દસ દિવસમાં. મા અંતિમ દિવસને ભૂલીને સંસારને યાદ કરવામાં પડી, પાસે કોઈ બેસે તો પેલી વાતો થાય ને! ચિંતા વધતી ગઈ. હવે ઘર ન ચાલે, વેન્ટિલેટર – ઓક્સિજનની જરૂર પડે. હોસ્પિટલમાં દાખલ થવું પડે. મા પહોંચી ત્યાં, અને ઘરને બારણે સાવધાનનો કાગળ ચોંટ્યો. યમદૂતે ઘર ભાળી લીધું હોય અને દુનિયાને જણાવી દેવાનું હોય એ રીતે. ઉધરસ આક્રમક બની, શ્વાસ કહ્યામાં રહ્યા નહીં અને તાવ ખસે નહીં. મા વેન્ટિલેટર પર અને સ્વજનો સરહદ બહાર આઈસોલેશન પૂરેપૂરું. માની મોટામાં મોટી બીક.

આઈસીયુમાં ધોળા અને આસમાની ઓળાઓ ફરતા રહે. મૂંગામંતર આકારો, ચાવી દીધી હોય એમ હાથપગ હલાવે, નળીઓ ભેરવે, ખસેડે, સોંપેલાં કામ

કરે. સ્વજનોને પણ પ્રવેશનિષેધ. નર્સ કાને ફોન વળગાડે. બોલવાનું ગમે નહીં. હા-હમ્‌મ્‌ જેવા ઉત્તર હોય. જવાનું મન થાય અહીંથી, દૂર, બહુ દૂર.

કોઈની નજર પડી નહીં એટલે જ મા કરમાતી ગઈ. પાસે મયંક કે પૂર્વી કે જયના અથવા ઘરકામ કરનારી સુખીબાઈ કે રસોઈ માટે આવતી ઉષા હોત તોયે પોતાપણું લાગે. પ્રેતલોકના ઓળાઓ સાથે વાતચીત ક્યાંથી હોય!

નો ઇમ્પ્રૂવમેન્ટ.

નાઉ ક્રિટિકલ.

હેવ ડન એવરીથિન્ગ પોસિબલ. વી આર સોરી.

પ્રે ટુ ગોડ. આપણે હેલ્પલેસ.

માજી હવે કોઈ પણ ક્ષણે... વી હોપ યુ અન્ડસ્ટેન્ડ...

* * *

: જુઓ, માજી, ત્યાં પેલ્લી તરફ તમારું ફેમિલી ઊભું છે. હવે કેટલી ક્ષણો બચી હશે? કાચની પેલી તરફ કુટુંબીજનો હશે ખરાં પણ ઓળખાતાં નહોતાં. મહોરાં પાછળ કયા ચહેરા, એ તો ઉપરવાળો જાણે. ઓલવાતી ચેતનાના છેલ્લા છેલ્લા ઝબકારમાં લગભગ છેવટ લગી પાછળ પડેલી સૂચનાઓનો પીછો છૂટી ગયો હતો. કોઈને કશું કહેવાનું નહોતું, એ સઘળું અર્થ ગુમાવી બેઠેલું ક્યારનુંયે. બંધ થવા મથતી આંખોને પરાણે ઉઘાડી રાખી મા વેગળે ઊભેલા આકારો જોઈ રહી. એ સહુ વચ્ચે ગુલાબગુચ્છો લહેરાવતી એક રૂપકડી કન્યા દેખાઈ. ભ્રમણા હશે? એને આ રીતે વિદાય આપવા કોણ આવ્યું હશે? આટલી ઉંમરની દીકરી કુટુંબમાં કઈ? કે પછી કો'ક અડોશપડોશનું? ચમત્કાર? તર્ક બહારનો, ને તેથી અલૌકિક? અનેક સવાલો વચ્ચે પણ ગુલાબગુચ્છો લહેરાતો રહ્યો. ઠેઠ અહીંથીયે ફૂલો સુંદર દેખાયાં, બેહદ સુંદર.

હરખનાં મોજાં વાંભવાંભ ઊછળ્યાં, તટે અફળાયાં અને વિખેરાયાં. પરમ શાંતિનું અંતિમ મોજું પથરાયું, વિસ્તર્યું.

માની આંખે સુખનું બિંદુ બાઝ્યું અને હળવેથી ગાલ પર સરી પડ્યું. પોતીકાંઓને અલગ તારવવા મથતી બળબળતી નજરમાં ટાઢક વળી ગઈ. આંખો પછી આપમેળે જ બંધ થતી ગઈ, પેલાં ગુલાબ ફૂલોને સાચવીને અંદર લઈ લેવાનાં હોય એમ.

* * *

: તમે તો પાપા, કમાલ છો! મારી સામે જ ન જોયું! આ લોકડાઉનમાં ગુલાબ મેળવવા ક્યાં ક્યાં દોડી એની તમને શી ખબર હોય, હાથ ખેંચી ખેંચીને ગુચ્છો હલાવું પણ તમે તો તાળીઓ પાડતા હોસ્પિટલ સ્ટાફની લાઈન વચ્ચે એયને ડોકી હલાવતાં ચાલ્યા કરો તે મારી તરફ જુઓ જ શેના! મહેનત નકામી ગઈ મારી તો સાવ... તમને વેલકમ કરવા'તા મારે ફૂલોથી!

❑❑❑



# સ્ત્રી

**☐ વીનેશ અંતાણી**

**ટ્રે**ન ઘણા સમયથી એક જ જગ્યાએ ઊભી હતી. ડબામાં એના સિવાય કોઈ ન હતું. કદાચ આખી ટ્રેનમાં એ એકલી હતી. એવું બને નહીં. બીજા ડબાઓમાં લોકો ટ્રેનમાં ચઢ્યા હોય અને એમનું સ્ટેશન આવતાં ઊતરી ગયા હોય. એ પણ સાચું લાગ્યું નહીં. ટ્રેન કોઈ જગ્યાએ ઊભી રહી ન હતી. ઝડપથી પસાર થયેલાં સ્ટેશનોનાં પ્લેટફૉર્મ પર કોઈ દેખાયું ન હતું. એ આખો રસ્તો બારીના સળિયા પર માથું ટેકવી બહાર જોતી રહી હતી. દશ્યો પસાર થયાં હતાં.

ખેતરો, વૃક્ષો, છોડવા, કાચાં ઘર. ટ્રેન પુલ પર આવતી ત્યારે પૈડાંનો અવાજ બદલાઈ જતો. એને લાગતું કે એણે ધાર્યું ન હોય એવું કશુંક બદલાઈ રહ્યું છે. પુલ પસાર થઈ જાય પછી ફરી બધું એ જ. પુલ નીચે પાણીનું પાતળું વહેણ, ખાબોચિયાં, થાંભલા, ઊંચાનીચા થતા તાર. એના પર બેઠેલાં પંખીઓ ટ્રેનના ધડધડાટથી ડરીને એકસાથે ઊડી જતાં. એ મોઢું બહાર કાઢી પંખીઓ ક્યાં જાય છે તે જોવાનો પ્રયત્ન કરતી, પરંતુ બારીના સળિયા આડે આવતા.

આંખ બંધ કરીને બેસી રહી. વહેલી સવારના ખાલી રસ્તા પર દોડતી દેખાઈ. કોઈ પાછળ પડ્યું હોય અને એને પકડી પાડે તે પહેલાં એ આગળપાછળ, આજુબાજુ, જોયા વિના અંધાધૂંધ ભાગતી હતી. ક્યાં જવાનું છે તે પણ જાણતી ન હતી. બહુ દોડ્યા પછી શહેરની બહાર આવી ગઈ હતી. વિશાળ રેલવે સ્ટેશન દેખાયું. એના ગેટમાં ઘૂસી ગઈ. સ્ટેશનના કમ્પાઉન્ડમાં એક પણ વાહન ન હતું. મુસાફરો કે કૂલી દેખાયા નહીં. બધી ટિકિટ-બારીઓ બંધ હતી. પ્લેટફોર્મ પર દાખલ થવાના દરવાજા બંધ હતા. એ બેબાકળી થઈ ગઈ હતી. ક્યાં જવું તે સૂઝ્યું ન હતું. દોડતી ફરી કમ્પાઉન્ડમાં આવી હતી. સ્ટેશનમાં ઘૂસવાની જગ્યા શોધવા લાગી. લાંબી દીવાલમાં એક જગ્યાએ થોડી ઈંટો નીકળી ગઈ હતી. એના બાકોરામાંથી જેમતેમ અંદર ઘૂસી. સામે અસંખ્ય પાટાઓની વિશાળ જાળ ફેલાયેલી હતી. કોઈ પ્લેટફોર્મ પર એક પણ ટ્રેન ન હતી કે કોઈ આવતી ન હતી. દૂર યાર્ડમાં એક ટ્રેન પડી હતી. એ પાટા ઓળંગતી યાર્ડમાં પહોંચી. કશોય વિચાર કર્યા વિના ત્યાં પડેલી ટ્રેનના એક ડબામાં ચઢી ગઈ. પાટિયાની સીટ પર ફસડાઈ પડી. એના શ્વાસ સમથળ થાય તે પહેલાં ટ્રેન ચાલવા લાગી, જાણે એની જ વાટ જોવાતી હોય.

હવે બહુ દૂર આવી ગયા પછી ટ્રેન કોઈક જગ્યાએ ક્યારની ઊભી છે. બહાર બધું સ્થિર હતું. ઉજ્જડ અને ખાલી જમીન. ક્યાંય ઝાડ ન હતું, નાનકડો છોડવો કે ઘાસ પણ નહીં. જમીનનો રંગ સફેદ હતો. એના પર પડતો તીખો તડકો પરાવર્તિત થઈ આંખો આંજી નાખતો હતો. અસહ્ય ગરમી થતી હતી. આખો ડબો ધખતો હતો. હવાની લહેરખી પણ આવતી ન હતી. ટ્રેન સાથે જોડેલા એન્જિનમાંથી સૂ સૂ અવાજ ઊઠતો હતો. તે સિવાય કોઈ અવાજ ન હતો. બધું નિ:સ્તબ્ધ હતું.

અચાનક અંદરથી ધક્કો વાગ્યો. એ ઊભી થઈ. બારણા પાસે ગઈ. મોઢું બહાર કાઢી બંને બાજુ જોયું. બીજા બારણામાંથી પણ બહાર જોઈ આવી. નીચે કોઈ ન હતું. ટ્રેન ચાલવાનું કોઈ લક્ષણ જણાતું ન હતું. કદાચ આ ટ્રેનનું છેલ્લું સ્ટોપ હોય, પણ દૂર સુધી કોઈ સ્ટેશનની નિશાની દેખાતી નથી. ટ્રેન

અધવચ્ચે જ ઊભી રહી ગઈ હતી. કેટલા સમયથી? કલાક, ચાર-પાંચ-દસ કલાક કે પછી દિવસો અને મહિના કે વર્ષો? ખબર પડતી નથી. બેસી બેસીને શરીર જકડાઈ ગયું હતું. પગ છૂટો કરવા નીચે ઊતરી. લટકીને ઊતરવું પડ્યું. જમીન પર પગ મૂકતાં જ લાગ્યું કે કશુંક ખસી રહ્યું છે. જોયું તો ટ્રેન ચાલવા લાગી હતી. તરત જ ગતિ પકડી લીધી હતી. એ એમાં ચઢવા બૂમો પાડતી દોડી, પરંતુ ટ્રેન પલકવારમાં દૂર નીકળી ગઈ અને જોતજોતામાં અદશ્ય થઈ ગઈ.

ગભરાઈ ઊઠી. ક્યાં ઊતરી ગઈ હતી? એને કઈ જગ્યાએ છોડીને ટ્રેન ચાલી ગઈ છે? એ કોઈ ચોક્કસ જગ્યાએ પહોંચવા ટ્રેનમાં બેઠી ન હતી, છતાં આવા સ્થળમાં? આ વખતે પણ એ નીચે ઊતરે એની જ રાહ જોવાતી હોય તેમ ટ્રેને ત્વરિત ગતિ પકડી લીધી હતી. છાતી બેસી ગઈ. હવે? એ આગળ વિચારી શકે તે પહેલાં બીજો આંચકો વાગ્યો. ટ્રેનના પાટા ગુમ થઈ ગયા હતા. ટ્રેન એની સાથે પાટા પણ ઉખેડતી ગઈ કે શું? એન્જિનના ધુમાડાની ગંધ હવામાંથી ઊડી ગઈ હતી. હવે ટ્રેનની કોઈ સાબિતી રહી ન હતી.

એ અફાટ પટ પર એકલીઅટૂલી ઊભી હતી. દૂરદૂર સુધી કશું નથી. ક્ષિતિજ દેખાતી નથી. માનવવસાહતનાં ચિહ્ન નજરે ચઢતાં નથી. શું કરવું? હવે આ માર્ગે બીજી ટ્રેન આવવાની શક્યતા ન હતી. આવા વેરાન સ્થળમાં બીજું કોઈ વાહન પણ આવશે નહીં. આખા શરીરે પરસેવાના રેલા ઊતરતા હતા. આંખ પર ઊતરતા રેલાથી એ થોડી વાર તો કશું જોઈ શકી નહીં. સાડીના છેડાથી મોઢું, ગરદન, છાતી લૂછ્યાં.

હવે શું કરવું? ચારે તરફ નજર નાખતી વિચારવા લાગી. અહીં ઊભી રહેવાનો અર્થ ન હતો. ક્યાંક પણ જવું જોઈએ, પણ ક્યાં? દિશાઓ અસ્પષ્ટ થઈ ગઈ હતી. ચારે બાજુ એકસરખું હતું. આંખો આંજી નાખતો સફેદ ચળકાટ અને આકાશની બરાબર મધ્યમાં સૂરજ. ધગધગતો સૂનકાર. શું એણે ભૂલ કરી હતી? પસ્તાવો થાય છે? ના, એવો કોઈ ભાવ જાગ્યો નહીં. એ ખૂબ દૂર નીકળી જવા માટે જ ભાગી છૂટી હતી.

ભાગી છૂટી હતી? ક્યાંથી? શેનાથી? કોનાથી? યાદ કરવા લાગી. કશુંક હતું. બહુ જ ઝાંખું. એની અંદર અને એની બહાર... પણ શું હતું? બહુ પ્રયત્ન કર્યા પછી કોઈ ઘરનો ઢાંચો ઊપસ્યો. એના પર ધ્યાન કેન્દ્રિત કર્યું. કેટલાક અવાજ પણ સંભળાયા. પહેલાં તો એ અવાજોને પકડી શકી નહીં, પછી એમાંથી ઘરેલુ અવાજ નજીક આવતા ગયા. કૂકરની સીટી, ટીવી, ડોરબેલ, બાલદીમાં ભરાતું પાણી અને... અને કર્કશ ઘાંટા. ઘાંટાના પડઘા પડ્યા. એ બંને કાને હાથ દાબી ક્યાંક ભરાઈ જવા પાછળ ખસતી રહી,

પણ અહીં સંતાઈ શકે એવી જગ્યા જ ન હતી. બધું ખુલ્લું હતું, ખુલ્લું અને અફાટ.

નેજવું કરી ચારે બાજુ નજર ફેરવી. અવાજો નજીક આવી ગયા હતા. તપ્ત ધરતી પરથી ઊઠતી વરાળમાંથી આકાર દેખાવા લાગ્યા. એક સ્ત્રી નજીક આવીને એની સાવ સામે ઊભી રહી. એને જોતાં જ એ થડકી ગઈ. એ સ્ત્રી તો એ પોતે જ હતી. એક રૂમમાંથી બીજા રૂમમાં ઉતાવળે ભાગતી, ભરાયેલા શ્વાસે બધે પહોંચી વળવા મથતી, રસોઈ બનાવતી, વાસણ માંજતી, પથારી કરતી, એના ઉપર પડેલા શરીરનું વજન સહન કરતી, તરફડતી, છૂટવા મથતી, તીક્ષ્ણ ઘાંટાઓથી બચવા કાન દાબી ખૂણામાં ભરાઈ જતી.

ધગધગતા સફેદ મેદાન વચ્ચે એક કાળો ડાઘ આકાશમાંથી નીચે ઊતર્યો. ધીરેધીરે નજીક આવી રહેલો એ ડાઘ વિસ્તરતો જતો હતો. આંખો બંધ થઈ ગઈ. કાળો ડાઘ... કોઈકની પીઠ પર, ડાબા ખભાની બરાબર નીચે એક લાખું... શરીરમાં કમકમાટી ફરી વળી. એ લાખું અહીં પણ? એની સાથે જ આવ્યું કે શું? વિષાણુ જેવું. એ પાગલની જેમ હાથ વીંઝવા લાગી. થોડી વાર પછી આંખ ઉઘાડી ત્યારે એ જ સફેદ ધરતી, એના પર ઝીંકાતો તીવ્ર તડકો.

આ અજાણી જગ્યામાં વરવું લાગે તેવું આછું સ્મિત એના મોઢા પર આવ્યું. વિચિત્ર ભાવ જન્મ્યો. રાજીપાનો. મુક્તિનો. બધું સ્પષ્ટ થઈ ગયું. એ પોતાને ત્યાં જ છોડીને ભાગી છૂટી હતી અને હવે માઈલો દૂર આ એકાન્ત સ્થળમાં આવી ગઈ છે. એ જેને છોડી આવી છે તે સ્ત્રી અત્યારે શું કરતી હશે? રોજ જેવું જ. દોડતી રહેશે વહેલી સવારથી મોડી રાત સુધી. કપાતી રહેશે, વીંખાતી રહેશે, ચીરેચીરા થતી રહેશે દર ક્ષણે. બિચારી.

અને પોતે? બધું છોડીને આવી તો છે, પણ ક્યાં પહોંચી છે? ટ્રેન એને રેઢી મૂકીને ગાયબ થઈ ગઈ છે. ટ્રેનમાં જ આવી હતી? ખબર નહીં. કદાચ ઘરની બહાર પગ મૂક્યો તે સાથે બીજો પગ અહીં જ મુકાયો હોય. તો શું એક જ ડગલાનું અંતર હતું? છતાં એ વર્ષોથી સહન કરતી રહી? પણ પહોંચી છે ક્યાં? ઉજ્જડ તો અહીં પણ છે. તેમ છતાં આ જગ્યા અલગ કેમ લાગે છે? આ રીતે ઊભી રહીને જવાબો શોધવાનો અર્થ ન હતો. ખસવું પડશે. ક્યાંકથી પણ શરૂઆત કરવી પડશે. એક જ જગ્યાએ ઊભી રહેશે તો તાપમાં ભડથું થઈ જશે. સળગી જવું હોત તો આટલે દૂર અજાણ્યા સ્થળમાં આવવાની જરૂર ન હતી. ત્યાં પણ સળગી શકી હોત.

ચાલવાનું શરૂ કર્યું. દિશા પકડ્યા વિના. ક્યાંય પહોંચવા માટે નહીં તો ખસવા માટે. એક વાર બધું છોડી દીધા પછી ક્યાંય પણ હોવું એના માટે મહત્ત્વનું રહ્યું ન હતું. સીધીસપાટ જમીન હતી.

દરિયાનું પાણી સુકાય પછી પાછળ રહી જતા અગરની કડક સપાટી. ચાલતી રહી. અસહ્ય તરસથી ગળું છોલાતું હતું. પાણી મળવાની સંભાવના ન હતી. કેટલું ચાલી તે પકડી શકી નહીં. પાછળ જોયું. ક્યાંયથી ખસી હોય એવું પણ લાગતું નથી. ચાલતી હતી, છતાં ગતિ કરતી ન હતી. એ જ સૂમસામ, બેજાન, વેરાન, સૂકી નિર્જનતા.

સૂરજ માથા પરથી નીચે ઢળ્યો હતો. એનો સંકોચાયેલો પડછાયો શરીરમાંથી બહાર નીકળી લાંબો થયો હતો. સારું લાગ્યું. કંઈક બન્યું. કોઈ એની સાથે ચાલી રહ્યું છે. એ એકલી નથી. ધીરેધીરે આસપાસનું બધું બદલાવા લાગ્યું. સફેદ મેદાન પાછળ રહી ગયું હતું. દૂર છૂટાછવાયાં ઝાડ દેખાતાં હતાં. સૂરજ પૂરો ઢળ્યો ન હતો. ઘણું અજવાળું બાકી હતું. આશા બંધાઈ. કદાચ અંધારું થાય તે પહેલાં કોઈ જગ્યાએ પહોંચી જશે. ત્યાં પાણી હશે. ખાવાનું મળશે. કદાચ રાતવાસાની વ્યવસ્થા પણ થાય.

રહીસહી તાકાત એકઠી કરી એણે ઝડપ વધારી. દૂરથી મૃગજળ જેવાં ભાસેલાં ઝાડવાં સાચાં બનતાં ગયાં. એ ઘટાદાર વૃક્ષો નીચેથી પસાર થઈ. સાંજે માળામાં પાછાં ફરેલાં પંખીઓના કલરવથી વાતાવારણ ગૂંજતું હતું. ઠંડા પવનનો સ્પર્શ થયો. ખેતરો આવ્યાં. વહેતા પાણીનો ખળખળ અવાજ કાને પડ્યો. એ ઉત્સાહભેર આગળ વધી. નાનકડી ટેકરી જેવું ચઢાણ આવ્યું. ઉપર ચઢતાં જ સામેનું દૃશ્ય ઊઘડી ગયું. લીલીછમ વાડી. વાડીમાં ઝૂંપડી જેવું ઘર.

એ દૃશ્ય ભ્રમ બની જાય તે પહેલાં એ લગભગ દોડતી ઢોળાવ ઊતરી ગઈ. વાડી પાસે પહોંચી. એક પુરુષ ક્યારામાં પાણી વાળતો હતો. એનું ધ્યાન ખેંચવા બૂમ પાડી, પરંતુ તરસથી તરડાયેલા ગળામાંથી અવાજ નીકળ્યો નહીં. એ થોડી વાર ઊભી રહી, પછી ધીરેધીરે ડગ ભરતી વાડના છીંડામાંથી થઈ પુરુષની પાછળ ગઈ. એનો પડછાયો પુરુષ સુધી પહોંચ્યો હશે. વાંકો વળેલો પુરુષ ઊંચો થયો. એની સામે વળ્યો.

એના પગ નીચેથી જમીન ખસી ગઈ. અત્યાર સુધી સાચવી રાખેલી હિંમતનો ભૂકો થઈ ગયો. એ પુરુષ... હાથમાં પકડેલા પાવડા સાથે વાડીની માટીમાં ઊભેલો પુરુષ... એ છોડીને ભાગી હતી એ જ પુરુષ હતો. બધું ચક્કર ચક્કર ભમવા લાગ્યું. એ બેહોશ થઈને નીચે પડે તે પહેલાં પુરુષે એને પકડી લીધી. એના મોઢા પર હાથ ફેરવતો બોલ્યો:

'આવી ગઈ? ક્યારનો વાટ જોઉં છું... જો તો, કેટલું કામ બાકી છે ને તું – '

*

ત્રણ દિવસ ખૂબ તાવ આવ્યો. અર્ધબેહોશીમાંથી થોડી વાર જાગે. ડોળા ફેરવે. સમજાય નહીં કે ક્યાં છે. રાત છે કે દિવસ કે સમયની બહાર નીકળી

ગઈ છે? અંદર-બહાર થયા કરે. એ જ જગ્યાએ પહોંચવાની નિષ્ફળતાનો ઓથાર મનમાં છવાઈ ગયો હતો. નાસવા માટે ઊભી થવા જાય, પણ વજનદાર શિલા નીચેથી ચસકી શકે નહીં. તંદ્રામાં સરી પડે. ઊંઘમાં જાતજાતનું દેખાય. ક્યારેક ભડભડતી આગમાં ફસાઈ હોય, ક્યારેક નદીના પૂરમાં ડૂબતી હોય. તાવની બેહોશીમાંથી ઉપરની સપાટી પર આવે ત્યારે તમરાંનો એકધારો ત્રમત્રમ અવાજ સંભળાતો. ફાનસના ઝાંખા અજવાળામાં કશુંક દેખાય ન દેખાય તે પહેલાં એ બેહોશીમાં સરી પડતી. ગાઢ સન્નાટો ફરી વળતો.

કોઈક ખૂબ દૂરથી એને બોલાવે છે. એ પડખું ફેરવી સંતાઈ જવાની કોશિશ કરે છે. કોઈ એને ઢંઢોળે છે. એ ટૂંટિયું વાળીને શરીર સંકોચી લે છે. કોઈક એની પીઠ પર હાથ મૂકી બેઠી કરે છે. વિરોધ કરવાની શક્તિ રહી નથી. પરાણે આંખ ઉઘાડે છે. કોઈકે એની સામે તાંસળું ધર્યું છે. એના મોઢા પર નજર પડતાં જ હોઠ સજ્જડ બંધ કરી દે છે. તાંસળાને ધક્કો મારે છે. મોઢું ફેરવી નાખે છે. પછી વાટ જુએ છે: હમણાં જ ભયાનક કડાકો સંભળાશે.

પુચકાર સંભળાય: 'આટલું તો પી લે. કાંય ખાઈશ-પીશ નંઈ તો બેઠી કેમ થાઈશ?'

આ કોણ એના માથે હાથ ફેરવે છે, સંભાળીને સુવડાવે છે, ગોદડું ઓઢાડે છે? સમજાતું નહીં કે શું બની રહ્યું છે. બહુ નવું લાગતું. એ અજાણ્યા સુખ અને ચીરપરિચિત પીડામાં ડૂબતી ડૂબતી ઘણે દૂર નીકળી જતી. અચાનક ચીસો પાડતી બેઠી થઈ જતી.

'શું થ્યું? આવી ચીસો કાં પાડશ?'

ઓશીકા પાસે બેસી કોઈ એનું માથું દાબે છે. એ અર્ધબેહોશીમાં એનો હાથ પકડી લે છે.

તાવના ઘેનમાં કેટલાંય આવરણ ખસતાં ગયાં હતાં, કશુંક ધૂળ નીચે દબાતું ગયું હતું અને ધરતીમાં ઊંડે ધરબાયેલું ફૂટી રહ્યું હતું. હૂંફાળી અને સુખદ વરાપ જેવું. ઊંઘમાં જ એના હોઠ પર સ્મિત આવી જતું. બીજી ક્ષણે આતંકિત થઈ ઊઠતી. જોઈ જશે તો એકઝાટકે એનું સ્મિત ઉતરડી નાખશે.

ચોથા દિવસે સવારે જાગી ત્યારે જાણે ગોરંભાયેલું આકાશ સાફ થઈ ગયું હતું. તાવની કોઈ નિશાની રહી ન હતી. એ નાનકડા ઓરડામાં ખાટલા પર સૂતી હતી. બારીમાંથી આવતો તડકાનો ટુકડો લીંપણ પર પથરાયો હતો. બેઠી થઈ. ક્યાં છે? જગ્યા અજાણી છે, છતાં પરિચિત કેમ લાગે છે? અગાઉ ક્યારેય જોઈ ન હતી, છતાં જોવા માગતી હોય તેવી જગ્યા... લાગ્યું, એનું જે છે તે બધું અહીં જ છે. એ સિવાય બીજે ક્યાંય નથી.

ઓરડામાં કોઈ ન હતું. ખાટલા પરથી પગ નીચે મૂક્યા. ઇસ પર

હાથ દાબી ઊભી થઈ. અશક્તિ હતી. ભીંતને ટેકે ચાલતી ઓસરીમાં આવી. પાણિયારામાંથી કળશિયો ભરી મોઢું સાફ કર્યું. અસ્તવ્યસ્ત વાળ સરખા કર્યા. શરીર હળવું થઈ ગયું હતું. એ એના બધા થાક અને બધી ભીતિઓ લાંબી ઊંઘની પેલી બાજુ મૂકી આ બાજુ આવી ગઈ હતી. આટલી નિરાંતે ક્યારેય ઊંઘી નથી.

ઓસરીમાંથી આંગણામાં આવી. આંગણામાંથી વાડીની ખુલ્લી જગ્યામાં પગ મૂક્યો. લીલોછમ મોલ સવારની હવામાં લહેરાતો હતો. પ્રફુલ્લિત થઈ ઊઠી. આટલું બધું લીલું, આટલું સુગંધી કશું હોઈ શકે? એ ઊંડા શ્વાસ ખેંચતી ધીમે ડગલે વાડીમાં આગળ વધી. એ દેખાયો. ઊભા પગે બેસી ઘાસ વાઢતો હતો. એણે પુરુષની પીઠ પર ઝડપથી નજર ફેરવી લીધી. પસીનાથી ચળકતી પીઠ સાફ અને લીસી હતી.

પુરુષે પાછળ જોયું. એને જોતાં જ દોડતો આવ્યો.

'બા'ર કાં નીકળી?'

મોઢા પર પસીનાનાં બુંદ ચળકતાં હતાં. શરીરમાંથી ભીની માટીની સુગંધ આવતી હતી. સામે ઊભેલો પુરુષ ટ્રેન જેમ અદૃશ્ય થઈ જાય તે પહેલાં એણે એના બંને હાથ પકડી લીધા. એ તાજગીભર્યું હસ્યો. એને બાથમાં જકડી. એ હળવીફૂલ થઈ ગઈ. ક્યાંક ભરાઈ જવા માટે પહેલી વાર વિશાળ છાતી મળી.

'બા'ર ના'વું તો શું કરું? તું આખો દી એકલો વાડીમાં કામ કર ને હું ખાટલે પડી રહું?'

'થોડા દી પછે તુંય કામ કરજેને મારા ભેળી... હમણાં અંદર હાલ, થોડું ખાઈ લે.'

'તેં ખાધું?'

'શિરામણ કરીને વાડીમાં ગ્યો. તું સૂતી'તી તે ઉઠાડી નઈં.'

પુરુષે એને રાંધણિયામાં પાટલા પર બેસાડી. દૂધ ગરમ કરવા મૂક્યું. સાંપડિયામાંથી રોટલો કાઢ્યો. એ એને મુગ્ધ નજરે જોતી હતી.

'થ્યું શું કે પાછી આવતાં જ ખાટલે ધસાણી?' પુરુષે પૂછ્યું.

'ખબર નઈં.'

'ડાગ્ધરે કીધું કે તને કપાણ લાગ્યું છે. એવા તે કેવા તડકામાં રખડી'તી!'

એની સામે જોયું. ક્યાંય ગુસ્સો, નારાજગી, તિરસ્કાર, કર્કશ ઘાંટો... ના, એ એને પ્રેમથી જોતો હતો.

'જોયા શું કરશ? પે'લી વાર જોઈ મને?'

'એવું જ છે, કેટલા દી થઈ ગ્યા, ખબર છે?'

તાંસળામાં દૂધ-રોટલો ચોળી એને ખવરાવવા લાગ્યો. એ એની સામેથી નજર ખેસવી શકતી ન હતી, જોયા જ કરતી હતી.

'લે! મને કે'શ, પણ તુંય જાણે મને

પે’લી વાર જોતી હો ઈમ... ’

આંખ ઢળી. સૂરજ આડે ઢંકાયેલું કાળું વાદળ ખસી ગયું. પહેલી વાર... પહેલી વાર... આવું જોવા માટે તો એ જિંદગીભર તલસી હતી. આંખમાં પાણી ડબડબ્યું. સાડલાથી આંખ લૂછી, નાક સંકોરી લીધું.

‘હવે વધારે નઈં ખવાય.’

‘કાંય વાંધો નઈં. ઊભી થા, અંદર હાલ... હજી ચાર-પાંચ દી તારે ઊઠવાનું નથી.’

જવાબ દેવા ગઈ, પણ ગળું ભરાઈ આવ્યું. ખરખરાટી જેવો અસ્પષ્ટ અવાજ નીકળ્યો.

‘તને થ્યું શું છે ઈ તો કે’...’ પુરુષે પૂછ્યું. ‘તાવમાંય કેવા લવારા કરતી’તી!’

શું બોલી હશે એ તાવની અભાન અવસ્થામાં?

પુરુષે એને સંભાળીને ઊભી કરી. બાથમાં તો હતી જ, આખેઆખો વીંટળાઈ વળ્યો. સૂંઘવા લાગ્યો. એ શરમાઈ ગઈ.

‘મને ખાટલેથી ઊભી થાવાની ના પાડશ ને તું પોતે – ’

પુરુષે હળવેથી એની હડપચી ઊંચી કરી. એની આંખમાં આંખ નાખી જોતો રહ્યો. શું દેખાતું હશે એને? કોશમાંથી કૂવાના થાળે રેડાતું તાજું પાણી કે સડતું ખાબોચિયું?

એ તાવથી કરકરા થયેલા એના હોઠ પર આંગળી ફેરવતો હતો. નીચે વળ્યો. અંદરનું બધું જ ચૂસી લેવા માગતો હોય એમ એના હોઠ પર હોઠ મૂક્યા.

મીઠી ઝણઝણાટી પ્રસરી ગઈ.

ત્યાં જ ક્યાંક ઊંડેથી એલાર્મ સંભળાયું.

*

થડકા સાથે બેઠી થઈ ગઈ. વચ્ચેથી કપાયેલી કાચી ઊંઘમાં એણે આસપાસ જોયું. ક્યાં આવી ગઈ છે? બારી પર લટકતા પરદા, કબાટ, ખૂણામાં સીવણકામનો સંચો. એલાર્મ એકધારું વાગતું હતું. ટિપાઈ પર પડેલા ઘડિયાળ પર હાથ દાબ્યો. એલાર્મ બંધ થયું, પરંતુ એના કઠોર પડઘા કાને અથડાતા રહ્યા.

હમણાં તો બીજે ક્યાંક હતી, હવે અહીં? કશુંક ખૂબ મધુરું બનતું અધૂરું રહી ગયું હતું. એક તીવ્ર તરસ જાણે ફરી એના ગળામાં ફસાઈ ગઈ હતી.

એણે મોઢું ફેરવી બાજુમાં જોયું. કોઈક પડખું વાળીને સૂતું હતું. એના ખુલ્લા વાંસામાં, ડાબા ખભાની બરાબર નીચે, દેખાતું કાળું લાખું એની આંખમાં ભોંકાયું.

❑❑❑

"તમારાં ગંભીર આયોજનોમાં લગીરેક મૂર્ખાઈનો અવકાશ રાખજો. યોગ્ય સમયની મૂર્ખાઈ પણ અત્યંત સુંદર હોય છે."

**- હોરેસ**



# જીવ

☐ રવીન્દ્ર પારેખ

**'યુ** હેવ ડન એ નાઈસ જોબ, ડોલી!' ડો.ઝાએ કહ્યું.

ડોલી જરા શરમાઈને પોતાના પર ગર્વ કરતી ઊભી રહી. એને આનંદ એ વાતે હતો કે ડો.ઝાએ આટલાં વર્ષમાં પહેલી વખત ડોલીને મન મૂકીને વખાણી હતી. એને એ પણ ખબર હતી કે ઝાનાં આ વખાણ લાંબું ટકવાનાં નથી. જરા વાંકું પડશે કે લેબ ગજવતી ત્રાડ પડશે ને દિવસો સુધી એસિડની જેમ ધુમાતી રહેશે.

ડો.ઝા તેમની ચેરમાંથી ઊભા થયા ને ડોલી પાસે આવ્યા. ડોલીને થોડી ચિંતા પણ થઈ કે ચેરમાંથી એ ફરી કેમ ઊભા થયા? wo-1માં કોઈ ખામી રહી ગઈ હતી શું? આમ તો બધું બરાબર હતું, પણ ઝાનું ઠેકાણું નહીં, કઈ વાત પર ફટકે તેનું નક્કી નહીં! જોકે ડોલી પણ ઓછી દાહક ન હતી. લડવા પર આવે તો ઝા જોડે પણ ભિડાઈ જતી.

ડો.ઝા ડોલી પાસેથી ખસીને wo-1 પાસે આવ્યા. એની પર નખશિખ નજર નાખી. એ ઊભા હતા ત્યાંથી

પણ કોઈ કહી ન શકે કે wo-1 એક રોબોટ છે. તેમની વિએનજી કંપનીએ પહેલી વખત ફિમેલ રોબોટ બનાવ્યો હતો. ઝા કોઈ સુંદર સ્ત્રીને જોતા હોય તેમ wo-1ને ફરતે ફરીને જોઈ રહ્યા હતા. ડોલીએ wo-1ને પર્પલ કલરની બનારસી સાડી પહેરાવી હતી. વચ્ચે લાઈટ ગ્રે સ્પાર્કલ્સ હતાં. wo-1નો કલર ઘઉંવર્ણો હતો. ડો.ઝાએ wo-1નો હાથ, હાથમાં લીધો. કોઈ પુરુષના સ્પર્શથી સ્ત્રી શરમાય તેમ wo-1 સંકોચાઈ. ગાલ પર રતાશ ઊભરાઈ. હોઠ ફફડ્યા. ડો.ઝા એ જોઈને મલકાયા ને ડોલી પાસે આવીને બબડ્યા, 'હું મેરિડ ન હોત તો આ wo-1 સાથે...'

ડોલી માટે આ જ મોટો એવોર્ડ હતો.

પણ, આટલું કરતાં ડોલીની ચામડી તતડી ગઈ હતી. હ્યુમેનોઈડ રોબોટ બનાવતાં તે હોલવાઈ ગઈ હતી. ઘણીવાર તો ડો.ઝાએ તેને ટોકવી પડી હતી, 'ડોલી, બસ કર હવે. રાતના અઢી થવા આવ્યા', પણ ડોલી જીદે ચડી હતી.

આમ તો એ કંપનીમાં આવી ત્યારે વાવણીમાં કામ લાગે કે સ્ટ્રોબેરી કે સફરજન ચૂંટે તેવા રોબોટ્સ બનાવતી હતી. આ રોબોટ્સ ચાર મજૂરોનું કામ કરી આપતા હતા એટલે ખેતરમાં વાવણી વખતે મોટા ખેડૂતો તેનો ઉપયોગ કરતા, પણ તે બહુ ચાલ્યા નહીં. ડો.ઝાએ ઓલ ઓફ અ સડન તેનું પ્રોડક્શન જ બંધ કરાવી દીધું. ડોલીએ ત્યારે પહેલી વખત ઝા સામે મોરચો માંડ્યો હતો, 'આ રોબોટ્સે મજૂરી બચાવી હતી.'

'અગ્રીડ!' ડો.ઝાને કોઈ સામે પડે તે ગમતું ન હતું, 'પણ, આ નમૂનાઓ, એકની એક જગ્યાએ બિયારણ બે વાર નાખતા હતા એટલે બગાડ થતો હતો ને બાકીનું ખેતર બિયારણ વગરનું જ '-

'મશીન છે, ભૂલ તો કરે', ડોલી દાઢમાં બોલી.

'આવી ભૂલ માણસ ન કરે. હું એવાં મશીન ઇચ્છું છું જે માણસની જેમ-'

'ડો.ઝા, માણસ મશીન બનાવે, પણ, મશીન માણસ-'

'વોટ ધ હેલ આર યુ ટોકિંગ?' ડો.ઝા ખુરશીમાંથી ઊભા થઈ ગયા હતા. ડોલી પણ ધૂંધવાતી કેબિનની બહાર નીકળી ગઈ હતી.

જોકે ઝાની કેટલીક વાત સાચી હતી. એ ખરું કે ખેતીના રોબોટ્સ સીઝન પછી નવરા પડી જતા હતા. ડોલી જ્યારે સારા મૂડમાં હતી ત્યારે ઝાએ કહ્યું પણ હતું, 'તું એ સમજ કે આ રોબોટ્સ કરતાં મજૂરો સસ્તા પડે છે.'

'એ કઈ રીતે?' ડોલી નજીક સરકતાં બોલી.

'સીઝન વગર પણ મજૂરો બીજાં કામ કરી શકતા હતા. તારે એવા રોબોટ્સ વિકસાવવા જોઈએ જે ચોવીસ કલાક કામ આપે. જ્યાં માણસો ન

પહોંચી શકે ત્યાં રોબોટ્સ પહોંચે તો જ તેનો અર્થ રહે.'

ડોલી થોડી અવઢવમાં હતી, પણ ડો.ઝાના નિર્ણયને તેણે માન્ય કર્યો. આફ્ટર ઓલ ફાઈનલ ઓથોરિટી તો એ જ હતા, પણ તેમની સત્તા ડોલી પર પણ...

ડોલીને ક્યારેક એ ગમતું તો ક્યારેક એ ત્રાસી પણ જતી હતી. ઝા ક્યારેક બહુ રુડલી બિહેવ કરતા હતા.

'આ શું કરો છો?' ડોલીએ એક વાર તો ધક્કો મારી દીધેલો.

ઝા બેડ પરથી ફર્શ પર આવી ગયા હતા. ડોલીએ આ ધાર્યું ન હતું. તેણે જ તેમને હાથ આપીને ઊભા કરતાં કહેલું, 'સોરી, સર!'

ઝા તેને જોઈ રહેલા, 'લૂક, ડોલી, હું આવો જ છું. અગ્રેસિવ!'

'પણ મને આવું નથી ગમતું.'

'મને તો બધું મારી અન્ડરમાં હોય તે જ ગમે છે.'

'પણ મને કોઈને તાબે થવાનું-'

'વેલ, તને શું ગમે છે, ટેલ મી!'

'મને એ ગમે કે કોઈ મને સહેલાવે. મારી બંધ પાંપણોને કોઈ પાંખડીની જેમ હળવેથી ચૂમે,' ડોલી તંદ્રામાં હોય તેમ બોલતી હતી, 'પાંપણ પર આંસુ ચમકે તો આંગળી પર કોઈ મોતીની જેમ ઝીલે.'

પણ, ઝા આ મામલે બિલકુલ જડભરત હતા. તે તો તૂટી જ પડતા હતા. ડોલી તેમને પરાણે જીરવતી હતી. આ જ સ્થિતિ લેબમાં કે ઓફિસમાં પણ હતી.

ઝાને બીજો સ્ટાફ ખાનગીમાં 'હિટલર' તરીકે પણ સંબોધતો હતો. ડોલી એ જાણતી હતી, પણ તે આ વાત ઝા સુધી જવા ન દેતી. મોટે ભાગે તો તે કામમાં જ એટલી મશગૂલ રહેતી કે બીજી વાતોમાં તેનું ધ્યાન જ ન જતું.

ઝાનો ગુણ એ પણ હતો કે તે બરાડતા ખરા, પણ બગાડતા નહીં. કોઈનો પણ એપ્રેઝલ રિપોર્ટ એમણે બગાડ્યો ન હતો. ડોલીમાં એમણે પોટેન્શિયલ જોયું હતું એટલે એમણે એને ઘણી એન્કરેજ કરી હતી. ડોલી કંપનીમાં જોડાઈ ત્યારે તો રમકડાં જેવાં રોબોટ્સ બનાવતી, પણ તેની સ્કિલ જોઈને એમણે એક દિવસ કહેલું, 'ડોલી, યુ કેન ક્રિએટ લાઈફ ઇન રોબોટ્સ.'

'થેંક યુ, સર!' ડોલી થોડી સંકોચાયેલી. ઝા એને સોંસરી જોઈ રહ્યા હતા. એ બહુ વખત ત્યાં ઊભી ના રહી શકી. તેને આનંદ હતો કે સાહેબે તેને વખાણી હતી, તો ડર પણ હતો, ક્યાંક આ માણસ એને ફાડી ખાશે. એ ઘણીવાર કહેતા પણ ખરા, 'આઈ હેઇટ હ્યુમન, બટ આઈ લવ હ્યુમેનોઈડ.'

ડોલીને એ વિચિત્ર લાગતું. કોઈ માણસ મશીનને આટલું ચાહી શકે? એ પૂછતી પણ ખરી, 'સર, હ્યુમેનોઈડ ઈઝ નથિંગ બટ અ સર્કિટ!'

'અગ્રીડ! પણ મશીનનું સુખ એ છે કે એને ગમે ત્યારે બંધ કરી શકાય.'

ડો.ઝા લુચ્ચું હસતા. પછી કશીક ગણતરી કરતા હોય તેમ બોલતા, 'યુ સી! તું જે આ ટોય શેપ્ડ રોબોટ્સ બનાવે છેને, આઈ ડોન્ટ લાઈક ઈટ!'

'બટ ઈટ વર્ક્સ, સર!'

ડો.ઝા કંઈક કહેવા જતા હતા, પણ અટક્યા.

એ વાત એમણે થોડા દિવસ પછી પૂરી કરી.

એ દિવસે ડોલી બહુ જ ઉત્સાહથી નવો રોબોટ લાવી હતી. બિલકુલ સ્પાઈડર જ! એના હાથ એવા હતા કે એક સાથે તે ઘણું ફિટ કરી શકે. ડો.ઝાએ એ રમકડું ધારીને જોયું. ડોલીએ એનું ડેમોન્સ્ટ્રેશન પણ આપ્યું, પણ ઝાએ એક ઝાટકે સ્પાઈડર રિજેક્ટ કર્યું, 'આઈ ડોન્ટ અલાઉ યુ ટુ પુટ ધીસ પ્રોડક્ટ ઇન ધ માર્કેટ.'

'વાય?' ડોલી રડમસ થઈ ઊઠી!

'આઈ ડોન્ટ નીડ ટુ ડિસ્કસ-'

'યુ આર બાયસ્ડ!'

ડો.ઝા કેબિનની બહાર નીકળી ગયા.

રાત્રે જ્યારે બેડરૂમમાં પ્રવેશ્યા ત્યારે પણ ડોલી રડતી જ હતી. કોફીનો મગ ડોલી તરફ ધરતાં ઝાએ કહ્યું, 'હજી એક જ વાત પકડીને બેઠી છે? ફર્ગેટ, ઈટ!'

'મને એ કહો કે સ્પાઈડરમાં ખામી

શું હતી?' તણખાતી આંખે ડોલીએ ઝા તરફ જોયું.

'મને એ કહે કે તેં સ્પાઈડરનો શેપ પસંદ કેમ કર્યો?'

'સ્પાઈડર જેવા હાથ હોય તો તે વિમાનમાં ઝડપથી રિવેટ ફિટ કરી શકે.'

'ફ્રેન્કલી સ્પીકિંગ, આઈ ડોન્ટ લાઈક ધ શેપ.'

ડોલી ફણફણતી બેડ પરથી ઊભી થવા ગઈ ત્યાં જ બળપૂર્વક ઝાએ તેને બેસાડી દીધી, 'લિસન મી ફર્સ્ટ! હજી એવી સ્થિતિ આવી નથી કે આખીને આખી ફેક્ટરીઓ રોબોટ્સથી ચાલે. જસ્ટ થિંક, બીજા કામ કરનારા માણસો વચ્ચે આ સ્પાઈડર્સ રિવેટ ફિટ કરતા હોય તો એ જોવાનું માણસોને કેટલું ગમે? તું જ આ સ્પાઈડર્સ વચ્ચે કેટલો વખત રહી શકે?'

'એ શેપ બદલી પણ શકાય.' ડોલીએ ફુંગરાતાં કહ્યું.

'એક્ઝેક્ટલી! એક વસ્તુ સમજ કે કંપનીઓમાં કે ફેક્ટરીઓમાં માણસ જેવા રોબોટ્સ જોવાનું જ બધાં પસંદ કરશે. કારણ એમની પાસેથી કામ માણસે લેવાનું છે.'

'રિડિક્યુલસ!'

ઝાએ હસતાં હસતાં કહ્યું, 'મે બી યુઅર રાઈટ!'

ડોલી પણ બબડી, 'માણસને રિપ્લેસ પણ માણસ જેવા રોબોટ્સ જ...?'

'યા.' બોલતાં ઝાએ ડોલીનો હાથ પકડ્યો, 'તારો હાથ પકડું ને કોઈ રોબોટનો હાથ પકડું તો ફરક ન પડવો જોઈએ.'

ડોલીને લાગ્યું કે ઝા તેને અડકી તો રહ્યા છે, પણ એમનો સ્પર્શ એના સુધી પહોંચતો નથી. એક પળ તો એમ પણ થયું કે તેના સુધી ન પહોંચેલો સ્પર્શ કદાચ પેલા ફિમેલ રોબોટમાં...

ડોલી કશુંક બોલવા ગઈ, પણ તે બોલી ના શકી. ઝા હાવી થવા માંડ્યા હતા. ડોલીને એ ગમતું તો ન હતું, પણ તે નિર્જીવ થતી ગઈ. તેમ ન થાય તો ઝાને જીરવવાનું અઘરું હતું. એક તબક્કે તેને આ બધું ગમતું હતું, પણ હવે તો થતું હતું કે ઝા પોતે છૂટે તો તે પણ તેનાથી...

ઝા ઘણીવાર કહેતા, 'સ્ત્રીએ સરન્ડર થઈ જવું એ પણ પુરુષની પકડમાંથી છૂટવાનો એક ઉપાય છે.'

ડોલી આ સ્વીકારી શકતી ન હતી, તો ઝાને એ રોકી પણ શકતી...

કોઈ વાર રોકવા જતી તો ઝા ગરજતા, 'એક સમય આવશે જ્યારે ફિમેલ રોબોટ્સ બજારમાં આવશે ને ત્યારે સ્ત્રીનો કોઈ ભાવ નહીં...'

'એ તો અત્યારે પણ કોણ પૂછે છે?' ડોલી બબડેલી.

ઝાનો ચીકણો અવાજ કાનમાં ઘોળાતો રહેતો, ' ફિમેલ રોબોટનું સુખ એ હશે કે એ વિરોધ નહીં કરે. ગમે એટલો ત્રાસ થાય તો પણ તે રડશે કે

રોકશે નહીં...'

ઝા જેમ એગ્રેસિવ થતા, તેમ તેમના લવારાઓ વધી પડતા. ડોલી એ ના છૂટકે વેઠી લેતી...

જોકે તેણે wo-1 બનાવવામાં જીવ રેડી દીધો હતો. તેની સ્કિન તેણે એટલી બધી માનવીય બનાવી હતી કે અંધારામાં કોઈ સ્ત્રીને કે wo-1 ને સ્પર્શે તો ભેદ ના કરી શકે. તે જાણતી હતી કે તેને માટે તેણે ત્વચાનો દરેક પોઈન્ટ સજીવ કરવાનો હતો. તેણે માઈક્રોપ્રોસેસર અને સેન્સરની મદદથી એ સ્થિતિ ઊભી કરી હતી કે wo-1 સ્પર્શ, આવેગ અને નૈકટ્યનો અનુભવ કરી શકે.

wo-1ના નિર્માણમાં ડોલીને અનેક મુશ્કેલીઓનો સામનો કરવાનો આવ્યો. તેણે wo-1ને સાઉન્ડ સિસ્ટમ આપી તો તે બોલતી તો થઈ, પણ તેની ચામડીએ ડોલીની ચામડી ઉધેડી નાખી હતી. એકવાર તો તે એટલી ખિજવાઈ કે wo-1ની સર્કિટ જ તેણે તોડી નાખી. wo-1નું માથું ફર્શ પર ગબડી ગયું ને તે બોલતી રહી હતી, 'પુટ મી ઓન માય બોડી...,ડોલી...આઈ'લ વર્ક! ટ્રસ્ટ મી, પ્લીઝ!'

ડોલીને એકાએક ખ્યાલ આવ્યો કે તેણે ન્યૂરો એન્જિનિયરિંગનું નોલેજ કામે લગાડવું જોઈએ. તે ઘણે વખતે ત્વચામાં સેન્સિસ ફિટ કરી શકી એટલે wo-1ને ડેટા મળતા થયા. અગાઉ મુશ્કેલી એ થતી હતી કે wo-1 ઓવરલોડ થઈ જતી હતી. ડોલીએ તેરેક હજાર સેન્સર્સ હાથમાં, હથેળીમાં, પગમાં, પગનાં તળિયામાં ફિટ કર્યાં. એને કારણે wo-1ને સંવેદનાનો અનુભવ થયો. પહેલાં તે ચાલવા જતી તો ઓડ-ઈવન જમીન પર પગ મુકાતાં બેલન્સ રહેતું નહીં ને તે પડી જતી. ડોલીએ સેન્સર્સ ફિટ કર્યાં પછી ડો.ઝાએ પહેલી વખત wo-1ની હથેળી પકડી ને તેમને જે અનુભવ થયો તે અવર્ણનીય હતો. ઝાથી એટલું જ બોલાયું, 'હું મેરિડ ન હોત તો આ wo-1 સાથે...'

-ને ડોલી એટલી ખુશ થયેલી કે તેણે ડો.ઝાનો હાથ પકડી લીધેલો. ઝાએ હાથ છોડાવતાં કહેલું, ' ડોલી ડિયર, યુ હેવ અચીવ્ડ અ લોટ, બટ સ્ટીલ ઈટ ઈસ ઇન્કમ્પ્લિટ!'

'હું જાણું છું, સર! બટ આફ્ટર ઓલ ઈટ ઈસ અ મશીન!'

'કન્વર્ટ યોર મશીન ઈન ટુ અ હ્યુમન બીઈંગ.'

'નોટ પોસિબલ, સર!' જેવું ડોલી કહેવા ગઈ, પણ એક વિચારે તે અટકી. ઝા તરફ ધીમેથી ફરી ને ખિન્નતાથી હસી, 'સર! માણસ ને મશીન બનાવી રહ્યા છો ને મશીનને માણસ...'

તે રડવા ગઈ પણ તેણે જોયું કે પહેલું આંસુ wo-1 ને...

તે ઓફિસની બહાર નીકળી આવી.

❑❑❑



# સરોગેટ મધર

☐ વર્ષા અડાલજા

**વ**નિતા યશને તેડીને બહાર આવી. ઘરના નાના આંગણામાં ખાટલો ઢાળી એ બેસી પડી. છેલ્લા ત્રણ દિવસના અનરાધાર વરસાદની હેલીથી ઘરની દીવાલોમાં ભેજ ઊતર્યો હતો અને પાછળના વરંડાની પાળી તૂટીને છેક ઉંબરા સુધી પાણી ધસી આવ્યું હતું. એણે અને સાસુએ આખી રાત ફડકમાં વિતાવી હતી.

મોડી રાત્રે વરસાદે માંડ ખમૈયા કર્યા

અને ઉંબરેથી પાણી પાછું વળી ગયું હતું. વહેલી સવારેથી ઉઘાડ થયો હતો અને વરસાદે બાનમાં લીધેલું ગામ છોડ્યું હતું. કોમળ નવજાત શિશુ જેવી સુંદર સવાર હતી. યશ હજી મીઠી નિંદરમાં હતો, એને બાજુમાં સુવડાવી દીધો. ચા પીવાની તલપ લાગી હતી પણ કાન્તિ હજી આવ્યો નહોતો. રોજ તો વહેલી સવારે પતિ ફેક્ટરીમાં નાઈટશિફ્ટ કરીને આવે, બે ય સાથે ચા પીએ, યશને થોડીવાર રમાડે, મા પાસે ઘડીક બેસે પછી અહીં, આ ખાટલે જ લંબાવે. એ સાસુને ઉઠાડે... યશ... રસોઈ... કપડાં વાસણ... તે છેક બપોરે હાશકારો થાય.

પણ આ વરસાદ! ત્રણ દિવસથી કાન્તિ ઘરે નથી આવ્યો. એમાં મોબાઈલનુંય રાતથી ફટક્યું! એટલે પતિ સાથે વાત પણ થઈ નથી, એની ચિંતા હતી. આ હેલે ચડેલા વરસાદમાં ફેક્ટરીમાં તો કંઈ નહીં થયું હોય ને! એ સલામત તો હશે ને! વનિતાએ આકાશ ભણી મીટ માંડી. આ મેઘરાજા પણ! પહેલાં તો એમને મનાવવા પડતાં, અછોવાનાં થતાં, માથે હેલ લઈ સામૈયું કરવા જતાં. સમયે વળું બદલ્યું. હવે તો વરસાદ વણનોતર્યા મહેમાનની જેમ વરસી પડે છે અને ઘર, ગામ અને જીવનનેય ધમરોળી નાખે છે. આમ ને આમ ઘર ક્યાં સુધી ઝીંક ઝીલશે!

ત્યાં વનિતાએ કાન્તિને આવતો દીઠો. હરખાઈને તરત સામે ગઈ.

''ક્યારની રાહ જોઉં છું. ઠીક છો ને તમે! કાલ તો કંઈ અધધ તૂટી પડ્યો'તો. બાપડાં બા'ય તમારા નામનો જાપ જપે અને મારો મોબાઈલ...''

''બસ બસ વિનુ. જો, છું ને તાજોમાજો! ફેક્ટરીય સલામત. બધા વર્કર્સને સાહેબે જમાડ્યા, બપોરે લાંબી ખેંચી ને કામેય કર્યું.''

કાન્તિ પત્નીનો હાથ પકડી ખાટલા પર બેઠો. યશને માથે વહાલથી હાથ ફેરવ્યો.

''મને તમારા લોકની ચિંતા. ઘરમાં બધું સમુંસૂતરું છે ને! બા...''

''બધી વાત પછી. પેલા ચા મૂકી દઉં. થાક્યા હશો.''

''ના. બેસને વિનુ! સવારે ચા-નાસ્તો કરીને જ ફેક્ટરીમાંથી નીકળ્યો છું. વરસાદ તો હણહણતો ઘોડો પલાણીને નીકળ્યો તો. અટકે જ નહીં. મને આખી રાત તમે બધાં યાદ આવતાં'તાં લે. એક વાર તો થ્યું કે હડી કાઢતો ઘરે આવી તમને બધાંને જોઈ જાઉં. પણ નીકળાય એવું ર'યું જ નહીં.''

વનિતા પતિની બાજુમાં બેસી ગઈ. સળવળી ઊઠેલા યશને થાબડતાં ચાદર સરખી ઓઢાડી.

''સાચું કહું તો હું અને બા ડરી ગ્યાં'તાં. વરંડાની પાળ તૂટી ગઈ ને પાણી છેક ઘર સુધી આવી ગ્યું'તું. સારું થ્યું કે મધરાતે વરસાદે પોરો ખાધો. મેં તમને ગયે ચોમાસે જ કીધું'તું આ

વરસાદનો હવે ભરૂસો નહીં.''

''તારી વાત સાચી વિનુ પણ તને ખબર છે બા ગયે વર્ષે પડી ગ્યાં'તાં તે હોસ્પિટલનાં બિલ ભરવામાં જ બજેટ પૂરું થઈ ગ્યું'તું.''

''હું ન જાણું! તમે સાહેબને કહી લોનની વાત કરો તો મેળ પડી જાય.''

''નહીં કરી હોય! પણ સાહેબે બધાને ચોખ્ખું કહી દીધું છે, ધંધામાં મંદી છે, લોન કે પગારવધારો કાંઈ નંઈ મળે. ભગવાનનો પાડ માન કે છટણી નથી કરતા નહીં તો...''

વનિતાએ પતિને મોંએ હાથ મૂકી દીધો.

''સવારમાં શુભ બોલો. મા રન્નાદેનાં રખવાળાં છે. આ વરસ તો ખેંચી કાઢશું. આવતે વર્ષે કાંક કરવું પડશે.''

પતિપત્ની એકમેકની હૂંફમાં બેસી રહ્યાં. ધીમે ધીમે તડકાની ધાર નીકળી રહી હતી. સામેના રસ્તા પરના ઘેઘૂર લીમડાની ઝૂલતી ડાળીઓમાંથી ઝરમરતાં વર્ષાબિંદુઓ સોનેરી ઉજાસમાં ચમકી રહ્યાં હતાં. લ્યો, તમે હવે આરામ કરો કહી ઊઠવા જતી વનિતાનો કાન્તિએ હાથ પકડ્યો.

''બેસને વિનુ!''

''અરે પણ...''

''બસ, થોડી વાર. એક... એક વાત કરવી છે.''

એ બેસી પડી.

''હાં તે બોલોને! કાંઈ ખાસ ખાવું છે? શાક નથી અને...''

કાન્તિએ ડોકું ધુણાવ્યું. વનિતાને ફાળ પડી.

''કાંઈ ગંભીર વાત છે? નોકરીમાં કાંઈ ઊંચનીચ થઈ ગઈ?''

કાન્તિનું ગળું સુકાતું હતું. બહુ વિચાર કર્યો હતો, ગણી ગણીને શબ્દો ગોઠવ્યા હતા. હા ના વચ્ચે મન સતત લોલકની જેમ ઝૂલતું હતું.

''ના વિનુ. એવું કાંઈ નથી... પણ... તને...''

એ અટકી ગયો. જાણે તૂટેલી વાતનો તંતુ હવામાં લટકી પડ્યો હોય એમ એ ટગર ટગર તાકી રહ્યો. વનિતાને પતિ પર વહાલ ઊભરાયું. કેટલો મહેનતુ અને પ્રેમાળ! લગ્નનાં આઠ વર્ષમાં એણે કે સાસુએ કદી કડવાં વેણ નથી કીધાં. દારૂ તો અઘરાજ. લગ્નનાં પાંચ વર્ષ સુધી એની કૂખ ઊઘડી નહીં તો ન મહેણાં કે ટોણાં. ઊલટાનો બાળક માટે સાસુ, વર કરતાં એનો ઝુરાપો ઝાઝો હતો. એણે મા રન્નાદેની માનતા માની હતી અને માતાજીએ સમે હાથે ગલગોટા જેવો દીકરો દીધો હતો.

''મને નંઈ ક્યો કઈ વાતે મૂંઝાવ છો?''

કહેવાઈ ગયું છે તો વાત પૂરી કરવી પડશે. વિનુ સમજુ છે તોય...

''જો મારી વાત શાંતિથી સાંભળજે હોં! ફેક્ટરીમાં મારી સાથે મોહન છે ને! મારો સારો દોસ્તાર છે...''

''વનિતા અધીર થઈ ગઈ.''

''સંધી ખબર છે, તમારે મોહનની વાત કરવી છે કે આપણી? ટેમ નથી સવારમાં કોકની વાત કરવાનો...''

ઊઠવા જતી વનિતાનો હાથ એણે પકડી લીધો.

''પૂરી વાત સાંભળ. આપણી જ વાત છે. મોહનની બૈરી કુસુમ... એ સરોગેટ મધર... થઈ ને એને...''

વનિતા હસી પડી. પતિનો ગાલ ખેંચ્યો.

''મારા વરજી, આ તો મોહનની જ વાત માંડી.''

''કુસુમને સરોગેટ થવાના ચાર લાખ મળ્યા. બધી ભેટો મળી એ તો ઉપરથી.''

એટલું બોલતાં તો કાન્તિ હાંફી ગયો. વનિતા ઝીણી આંખે તાકી રહી.

''હા, તો? લે, એવડું એ સરોગેટને એની વાત કરવામાં આટલું મોણ! કોઈને છોકરું જણીને દઈ દેવાનું એ સરોગેટ. આપણા ગામમાં કોને નથી ખબર! દાક્તરે ગામ બાર બંગલો, અસ્પતાલ કરી છે, ભાળી છે આપણે. છેક ક્યાં ક્યાંથી ધણી-ધણિયાણી આવે છે બાળકો માટે. કુસુમે કર્યું એ કર્યું આપણે શું! ભઈસાબ મારે ચા પીવી છે ને તમે...''

''વિનુ... તું દાક્તર પાસે નામ નોંધાવે તો સરોગેટ મધર થાવા!''

અચાનક ગરમ તેલના છાંટા ઊડ્યા હોય એવી ફરફોલાની પીડાથી વનિતા કણસી ઊઠી.

''એટલે તમે ક્યારુની સરોગેટની કથા માંડી હતી! તમારે મારી કૂખમાંથી પૈસા રળવા છે? મારી ગરભની કોથળી ભાડે દઈ કમાવું છે તમારે? શરમ નથી આવતી ધણી થઈ બૈરી પાસે આવું કામ કરાવતાં?''

ઝપ દઈને ઊંઘતા યશને એણે તેડી લીધો. વનિતાએ માથે પથ્થર ઠોકી દીધો હોય એમ કપાળે ઘા થઈ ગયો. ઊંચું જોવાની હિંમત ન ચાલી.

''તમારી જીભ કેમ ઊપડી? મારી ગરભની કોથળી મારી છે. સુવાંગ મારી માલિકીની. હુંયે મારી પોતાની અને આ દેહ પણ મારો. એનો વેપાર કરવાનો હક્ક તમને દીધો કોણે?''

કાન્તિ કરગરી પડ્યો.

''ના ના વિનુ. એવું નથી.''

''તો કેવું છે? આજ મારી કૂખ વેંચવી છે, કે છે કિડનીના તો ઝાઝા બધા પૈસા મળે છે. એ તો ભગવાને બબ્બે મૂકી છે કાયામાં. કે છે એનો ધંધો કસદાર છે. આ દેહના માંહ્યલાના ઊંચા દામ છે. તમને એમ કે ભણી નથી તે મૂરખ છું! ટી.વી. ઘરમાં દુનિયા દેખાડી દે છે. આ ડબલામાંય કૃષ્ણ ભગવાનના મોં જેવું બ્રહ્માંડ છે હોં!''

કાન્તિ નીચે નજર ખોડી બેસી રહ્યો. સીતાજીને તો ધરતીએ મારગ દઈ દીધો'તો શું રામજીને ધરતીમાં સમાઈ જાવાની ધખના નઈ થઈ હોય!

એ માગે તો ધરતી મારગ દેત!

રોજ એના ટિફિનમાં ભાગ પડાવતો મોહન એક દિવસ ઘરે જમવા લઈ ગયો. એનું ઘર જોઈ એ ચકિત થઈ ગયો હતો. સરસ મજાની ટાઈલ્સ, ઊભું રસોડું, ફ્રિજ જોઈ એ દંગ થઈ ગયો હતો. એક દિવસ રહસ્ય પૂછી જ લીધું, અને મોહને જાદુઈ છડીની વાત કરી, સરોગસી. કુસુમ પોતે તૈયાર થઈ હતી. બેય દાક્તર પાસે ગયાં હતાં. પછી બહુ બધી ટેસ્ટ કરી, એમાં કુસુમ પાસ થઈ. છેલ્લે કાગળિયાં સહી કરવાનાં. કુસુમને તો સરસ ઢીંગલી જેવી દીકરી થઈ. પછી તો ભેટ મળી, અમારા દીકરા જદુની ફીયે સ્કૂલમાં ભરી દીધી હતી. દાક્તરે વરસ ખમી ખાવાનું કહ્યું હતું, પછીને વર્ષે કુસુમ પાછી સરોગેટ મધર થાવાની છે, હા, બધી ટેસ્ટ થાવી જોઈએ.

છેલ્લે અચાનક એણે કહ્યું હતું, તું વનિતાભાભીને કેમ વાત કરતો નથી! એ ફફડી ગયો હતો. પણ મોહને સમજાવ્યો, ભાભી ના પાડે તો નહીં. આમ પણ આમાં બળજબરી તો હોય નહીં. એ ના ના કરતો રહ્યો અને મોહન એને દાક્તરને મળવા લઈ ગયો હતો. ઓહો! બંગલો તો જાણે મહેલ. બાળક પેટમાં હોય તો એવી સારસંભાળ કે જાણે રાણીનું સુખ.

તોય વનિતાને કહેતાં જીવ નહોતો ચાલતો. બા શું કે'શે એનીયે ચિંતા હતી. પણ કાલે મોહને કહ્યું, ભાભી ના પાડશે એમ કેમ ધારી લીધું! ઘણીવાર હલાવ્યા વિના દાઝતું હોય છે.

આજે તો એનાથી બોલાઈ જ ગયું. વનિતા સામે જ ઊભી હતી, તીખી નજરથી એને વહેરતી.

''તો આ મોહનિયાનાં કારસ્તાન છે. ખબર લઈ નાખીશ એની.''

કાન્તિ રડમસ થઈ ગયો.

''ના. એનો કાંઈ વાંક નથી... આ... તો... મને જ થયું કે તને... વાત કરી જોઉં.''

''ને હા પાડી દઉં તો દલ્લો હાથ લાગી જાય કાં! તમને એટલોય વિચાર ન આવ્યો કે માતાજીએ દેવના ચક્કર જેવો દીકરો દીધો એ કૂખ પવિતર કહેવાય. એમાં પરપુરુષનું બાળક!''

''મેં એવું તો વિચારીયું જ નહોતું વિનુ. પણ... એક વાત છે.''

''બોલો બોલો. મનમાં હોય સંધુ કહી દ્યો એટલે વાતનો છેડાછૂટકો થાય.''

કાન્તિ થોથવાયો, શબ્દો કાંકરાની જેમ ગળામાં ખૂંચ્યા પણ હવે છુપાવીને શું!

''વિનુ, ગરભનો પિંડ સરોગેટમાં મૂકે એ વરબૈરીનો જ હોય. જેમ બીજને કોંટા ફૂટે પછી વાવીએ એમ. એમાં પરપુરુષનો ઓછાયોય ન હોય. નહીં તો હું તને કહું?''

વનિતાની ધારદાર નજરથી વહેરાતો હોય એમ નીચું જોઈ ઉતાવળે બોલી ગયો.

''એ સમજવા જ દાક્તરબાઈ પાસે ગ્યો'તો, એણે તો નામ કામેય લખી

લીધાં. મેં તો કીધું વિનુ નક્કી કરે એ જ સાચું.''

એ તરત પડખું ફરી ગયો. વનિતા પતિને તાકતી ઊભી રહી. તડકો ચડતો હતો. મરતાંને મર ન કહેતા પતિએ કેવડી મોટી વાત કહી દીધી હતી! રોષનો તણખો દઝાડતો હતો. એ ઘરમાં ગઈ. સાસુ ખાટલામાં બેઠાં હતાં. એમણે બધું સાંભળ્યું હશે! જોયું તો એમનાં ડિલમાં થોડો તપારો લાગ્યો. સૂંઠ નાખી ચા બનાવીને પાઈ. સુદર્શન ચૂર્ણની ફાકી ખવડાવી. સવારનાં કામ ઝટ ઉકેલવા લાગી. યશને દૂધ બિસ્કિટ ખવડાવી નવડાવ્યો. નજરિયાનું કાળું ટપકું કરતાં ધાવણની જેમ હેત ઉભરાયું.

રસોઈ કરી. જમ્યા. આકાશ ગોરંભાયેલું હતું. ધીમા ડગલા ભરતો દિવસ પસાર થઈ ગયો. દિવસનો અજવાસ દીવાની જેમ રામ થતો ફરી સાંધ્યદીપમાં પ્રગટી ઊઠ્યો. ન એ કાંઈ બોલી, ન કાન્તિએ કંઈ કહ્યું. સાંજનું ટિફિન લઈ એ આંગણામાં ઊભો હતો. યશને તેડી વનિતા બહાર આવી અને પતિના હાથમાં મોબાઈલ મૂક્યો.

''આમાં પૈસા ભરાવતા જજો.''

ડોકું ધુણાવી એ ઊભો રહ્યો. શું કરવું? બોલાયેલાં વેણ તો સમયની જેમ પાછાં ફરતાં નથી. વનિતા સામે નજર કરી લઈ, યશને માથે હાથ મૂક્યો અને કાદવના ખાબોચિયાથી તરીને એણે ચાલવા માંડ્યું. પતિની અદૃશ્ય થતી પીઠને વનિતા તાકી રહી. એ અંદર ગઈ. સાસુ માળા કરતાં હતાં. ઘરમાં અંધકાર ફેલાવા લાગ્યો હતો. દીવાટાણું થઈ ગયું હતું. યશને ખોળામાં લઈ એ માતાજીના ગોખ સામે બેઠી. દીવો અગરબત્તી કર્યાં. ખોળો પાથરી પગે લાગી. મસ્તીમાં આવી યશ જોરજોરથી ઘંટડી વગાડતો હતો. દીવાના શાંત શીળા પ્રકાશમાં મા રન્નાદેના ભાલની ટીલડી ઝળહળતી હતી. નાકની નથ, જરીનો મુગટ, લાલ ચૂંદડીનાં આભલાં ઝબૂકતાં હતાં. વનિતા મન ભરીને જોતી રહી. મા! તમે મારો ખોળો શું ભર્યો કે મારું જીવન ભર્યું ભર્યું થઈ ગયું. મેંય મારી આંખની પાંપણો પાથરી'તી મા! તમારા થાનકે ચાલીને દર્શનની બાધા રાખી હતી. ત્રણ ત્રણ દિવસ ચાલતાં પગે છાલાં પડતાં'તાં. ત્યારે પતિએ કેટલા દાડા કોકમનું ઘી ઘસ્યું ત્યારે રૂઝ આવી'તી. બાએ બઉ કીધું પણ પતિની નાની ના, ક્યે, ''બા એ જવાબદારી મારી.''

યશ ઘંટડી વગાડતો દોડાદોડ કરતો દાદીના ખોળામાં ચડી બેઠો. એ હસી પડ્યાં.

''હેં વિનુ! આ તોફાની બારકસ નોતો તંઈ આપણે શું કરતાં'તાં!''

''સાચી વાત બા.''

''વિનુ કહું છું...''

બોલતાં બોલતાં બા ખાટલેથી ઊતર્યાં. પવન ફૂંકાવો શરૂ થઈ ગયો હતો. વરંડાનું બારણું પછડાતું હતું.

દીવો કંપી ઊઠ્યો. વનિતાએ થાળીની આડશ કરી ફરી દીવાની જ્યોત સ્થિર શાંત તેજે માતાજીના ગોખને અજવાળતી રહી. બાએ બત્તી કરી. ધીમી ધારે વરસાદ શરૂ થઈ ગયો હતો. પછડાતા બારણાને બંધ કરવા બા મથ્યાં.

''રેવા દ્યો બા. પલળશો. પછી જોઉં છું. તમે શું કેતાં'તાં?''

યશ ઘંટડી વગાડતો બહાર દોડ્યો. વનિતા એની પાછળ દોડી આવી. પહેલે પગથિયે ઊભા રહી ગયેલા યશને તેડી લેતાં વનિતાને આકાર કળાયો. અત્યારે તે આ વળી કોણ! એ પગથિયું ઊતરી, બારણામાંથી અહીં સુધી વેરાતા આછા ઉજાસમાં એક સ્ત્રી ભીંજાતી ઊભી હતી. નવાઈ પામી એ પૂછવા જાય ત્યાં એણે પૂછ્યું.

''તમે... તમે જ વનિતાબહેન?''

''અ... હા... પણ તમે... અરે! વરસાદમાં તમે પલળી ગયાં. અંદર આવોને!''

વનિતાની પાછળ એ સ્ત્રી ઘરમાં આવી. આછા ગુલાબી રંગની સાદી સાડી થોડી ભીંજાઈ ગઈ હતી. મધ્યમ કદકાઠીની એ સ્ત્રીની ચહેરાની ઘઉંવર્ણી ત્વચા પર ઝીણાં જલબિંદુ બત્તીનાં પ્રકાશમાં ચમકી ઊઠતાં હતાં. એ કોણ હતી એનો જવાબ એણે હજી આપ્યો નહોતો. માતાજીના ગોખને એણે ભાવપૂર્વક વંદન કર્યાં. વનિતા નવાઈ પામી આ અજાણી સ્ત્રીને જોઈ રહી. દેખીતું હતું એ આ ગામની નહોતી છતાં જાણે એ અહીંની હોય એમ સમરસ થઈ જતી હતી. હજી પણ એ આંખ બંધ કરી માતાજીની સામે ઊભી હતી. વનિતાએ બા સામે મૂંઝાઈને જોયું. બાએ ધીમેથી પૂછ્યું.

''બેન, તમારી ઓળખાણ ન પડી.''

એ ઝબકી ગઈ હોય એમ આંખો ખોલી. બોલતાં સંકોચ થતો હોય એમ એ ઊભી રહી ગઈ. વનિતાએ અધીરાઈથી કહ્યું.

''મૂંઝાઓ મા બેન. તમે... મને મળવા આવ્યાં છો?''

''હા. વનિતાબેન.''

''કાંઈ સમજાણું નંઈ બેન!'' આવી સુખી ઘરની, ભણેલીગણેલી દેખાતી અજાણ સ્ત્રી વરસાદી રાત્રે એનું ઘર શોધતી કાં આવે!

એ હવે સ્વસ્થ થઈ લાગતી હતી.

''સોરી, આમ અચાનક આવી જવા બદલ. મારું નામ અરુંધતી. હું કેનેડાથી આવું છું.''

''પણ મને... મળવા...''

''હા, હું તમને જ મળવા માગતી હતી. ડો. નિશા દેસાઈ પાસેથી તમારું નામ સરનામું મળ્યું. સરોગેટ મધર થવા માટે તમારું નામ મને એમની પાસેથી મળ્યું.''

તરત દીવા જેવું બધું સ્પષ્ટ થઈ ગયું. રોષનો ઘૂંટડો ગળી જતી હોય

એમ પરાણે સ્વસ્થ થવા મથી.

''જુઓ અરુંધતી કીધુંને નામ! હા તો બેન મારા પતિએ નામ લખાવ્યું'તું પણ મારી એવી કોઈ ધખના નથી.''

પાલવથી અરુંધતીએ ચહેરો લૂછ્યો.

''જાણું છું વનિતાબેન, સાંજે જ તમારા પતિએ તમારું નામ રદ કરાવ્યું ત્યારે હું અને મારા હસબન્ડ ડોક્ટર પાસે જ હતાં.''

ઘડીભર વનિતાને સૂઝ્યું નહીં શું કહેવું. પતિએ નામ કઢાવી નાખ્યું! તરત! બા શું વિચારતાં હશે! એણે ઉતાવળે કહ્યું.

''બા, તમને થશે આ દાક્તરની વાત...''

''મને ખબર છે વિનુ, મેં તારી અને કાન્તિની વાત સાંભળી'તી. હું તને એ જ પૂછવા જતી'તી ત્યાં આ બેન આવી ગ્યાં.''

''તો મારું નામ ત્યાં છે જ નહીં, તો તમે મારું મન તો જાણો છો તો...''

''તો પણ હું તમારી પાસે કેમ આવી? બેન, આ માતાજીની સાખે કહું છું, તમને કોઈ લાલચ આપીને કે પૈસાથી ખરીદવા નથી આવી.''

''ના અરુંધતીબેન, તમે પૈસાવાળા હશો, ફોરીનથી આવો છો. અહીંથી સહુ ભાડાની કૂખેથી ખુશીખુશી પૈસા દઈ છોકરું લઈ જાય છે. આ જ ગામમાં રહું, હું ન જાણું?''

બાએ વચ્ચે કહ્યું,

''એ બધી વાત પછી, આંગણે આવે ને બેસવાનુંય નંઈ ક્યે વનિતા?''

વનિતાએ ચટ્ટાઈ પાથરી. પાણી લેવા જતાં પછડાતા બારણા આડે ખુરશી મૂકી દીધી. અરુંધતી ગોખની સામે ચટ્ટાઈ પર બેસી ગઈ. વનિતાએ પાણી આપ્યું. યશ દોડતો આવી ગોખ સામે ઘંટડી વગાડતાં અરુંધતીની સાડીમાં પગ ભરાતાં એના ખોળામાં ઢળી પડ્યો. અરુંધતીએ વહાલથી એને ખોળામાં લીધો, વનિતાના બોલવામાંનો કડવાશનો છાંટોય ન ઊડ્યો હોય એમ એણે નરમાશથી કહ્યું.

''ના, વનિતાબેન. તમે મા થઈને એમ કહેશો! આ દુનિયામાં બધી જ વસ્તુ પૈસાથી ખરીદી નથી શકતી. માતૃત્વનાં મૂલ બહુ મોંઘાં છે બેન.''

વરસાદનું જોર વધ્યું લાગતું હતું. પવનના ધક્કાથી ખુરશી ખસી ગઈ, અને બારણું ખટ્ ખટ્ પછડાતું રહ્યું. અરુંધતી માતાજીના ગોખમાં દીવાની જ્યોત પર મીટ માંડી રહી. એ આ ક્ષણમાં જાણે સ્થિર થઈ ગઈ. જાણે અહીં કોઈ ન હતું.

''મને તો ખબર નહોતી, મને કોઈએ કહ્યું, રન્નાદે જગતજનની છે. જે સ્ત્રી અંતરથી બાળક માગે છે એના પાલવમાં એ મઘમઘતાં ફૂલનો ઢગલો કરી દે છે. મારો ખોળો પણ ભરી દો મા.''

અરુંધતીની આંખ ભીની થઈ ગઈ. યશ દોડી જઈ વનિતાના ખોળામાં ભરાયો.

પાલવમાં મોં છુપાવી હાઉક કરતો હસી પડ્યો. વનિતાએ નરમાશથી કહ્યું.

''સમજું છું બેન તમારી લાગણી. પણ મારે મારી કૂખના સોદા નથી કરવા.''

અરુંધતીએ હાથ જોડ્યા.

''જનેતાની કૂખના સોદાનો તો મને સ્વપ્નેય વિચાર ન આવે. એ તો આ સરોગસીનો એક વ્યવહાર છે. મને બાળકનું દાન આપો વનિતાબેન.''

વનિતા સ્તબ્ધ થઈ ગઈ. દીવાનો ઉજાસ ઓછો થઈ રહ્યો હતો. બારણાની તૂટેલી કડી ખખડતી શાંતિમાં સળ પાડી રહી હતી. અરુંધતીનો સ્વર એકદમ ધીમો પડી ગયો, કદાચ એ પોતાની સાથે વાત કરી રહી હતી.

''થોડાં વરસ પહેલાં મારા ગર્ભાશયમાં ગાંઠો પડી ગઈ હતી. એટલે ગર્ભાશયનું ઓપરેશન કરવું પડ્યું.''

એનો સ્વર રૂંધાયો. ત્રણેય સ્ત્રીઓ માતાજીના ગોખને તાકતી રહી હતી. થોડી ક્ષણો ધીમાં ડગલાં ભરતી ચાલી ગઈ. વીજળીનો કડાકો થયો અને ઓરડામાં એક ઝબકાર થઈ વિલીન થઈ ગયો. યશ ડરીને દાદીના ખોળામાં ભરાઈ ગયો. અરુંધતી વિચલિત સ્વરે બોલી ઊઠી.

''તમારા જીવનમાં પણ યશ નહોતો ત્યારે તમારું જીવન પણ સૂનું સૂનું થઈ ગયું હશે ને! તમે કહો બા, તમે પણ શું શું કર્યું હશે!''

જાતને સમેટતી હોય એમ અરુંધતીએ ગોખને માથું અડાડી વંદન કર્યા. આશકા લીધી. યશને માથે વહાલથી હાથ ફેરવ્યો. એના ચહેરા પર મ્લાન સ્મિત હતું. વનિતા અને બાને હાથ જોડ્યા.

''મેં કોઈ પણ રીતે તમારું દિલ દુખાવ્યું હોય તો મને ક્ષમા કરશો.''

વરસાદ થંભી ગયો લાગતો હતો. વરંડા સુધી પાણી આવી અટકી ગયું હતું. પવન ફૂંકાવો શરૂ થયો હતો. એ ઊભી થઈ ગઈ. બાએ ઉતાવળે કહ્યું.

''પણ વરસાદમાં કેમ કરીને જશો?''

''જઈશ બા. જેમ રસ્તો શોધતી આવી હતી એમ પાછી જઈશ.''

આવજો કહેવા ઊંચો થયેલો હાથ બાએ પકડી લીધો.

''ખાલી હાથે જશો?''

અરુંધતી ચમકી ગઈ. વનિતાએ એને ખભે હાથ મૂક્યો.

''તમે જ કીધું ને કે રન્નાદે જગતજનની છે! એના દરબારેથી કોઈ ખાલી હાથ નથી જાતું! મેંય માને ખોળો પાથર્યો'તો અને મારા ખોળામાં ફૂલોનો ઢગલો થ્યો. મને ફળ્યાં એવાં માતા તમનેય ફળજો. લ્યો, જલદી નીકળો, વરસાદનું તોફાન થાય ઈ પેલા.''

''પણ... પણ... વનિતાબેન...''

''કાલ સવારે મળશું, દાક્તરને ત્યાં. આ એક બારણું!''

અરુંધતીને આવજો કરી વનિતાએ બારણું બંધ કરી દોરી બાંધી દીધી અને દીવામાં ઘી પૂર્યું.





# સ્વપ્નોના કિનારે

☐ અશ્વિની બાપટ

**મ**ને સપનાં જોવાનું ગમે છે. નીંદરમાં આવતાં સપનાંની વાત કરું છું. સ્વપ્નોને યાદ કરી મમળાવવાનું પણ મને બહુ ગમે છે. વાર્તાઓ વાંચવી ગમે તેવું જ કંઈક આ છે. નાનપણમાં તો હું બપોરની ઊંઘમાં ખાસ સપનાં લાવવાનો પ્રયત્ન કરતી. મમ્મી- પપ્પા ઑફિસે ગયાં હોય અને આઠમા ધોરણથી શાળા

સવારની પાળીની હતી તેથી હું આખી બપોર ઘરમાં એકલી રહેતી. બપોરની મારી પ્રવૃત્તિઓ એટલે ટી. વી. જોવું, ગૃહપાઠ કરવા, પ્રોજેક્ટ્સ પતાવવા અને થોડું મમ્મીનાં પુસ્તકોમાંથી કોઈ પણ પુસ્તક લઈને વાંચવાનું. કમ્પ્યુટર પર ઇન્ટરનેટ પરથી શોધખોળ કરવા માટે મમ્મીને પૂછવું પડતું. પાસવર્ડ એની પાસે જ રહેતો એટલે. મમ્મીને પૂછીને થોડું સ્વપ્નો વિશે વાંચ્યું હતું. એની ચર્ચા પણ કરી હતી. મમ્મીને તો એ બધું નોન્સેન્સ લાગતું. પણ મારી જિજ્ઞાસા આડે એ ન આવતી.

સ્વપ્નો પર થોડુંઘણું નિયંત્રણ પણ લાવતાં શીખી હતી. એકાદ અધૂરા સપનાને પૂરું કરવા તેને ફરી નીંદરમાં લાવી શકતી, જેમ કોઈ વાર્તા વાંચતાં વચ્ચેથી જ અધૂરી મૂકીને ઊઠી જવું પડ્યું હોય અને ફરી તે વાર્તા જ્યાંથી મૂકી હોય ત્યાંથી વાંચવી શરૂ કરીએ તેમ જ.

તો, સપનાંનું પણ એક શાસ્ત્ર હોય તેવું શાળાના દિવસોમાં જ મેં શોધી કાઢ્યું હતું. લ્યુસિડ ડ્રિમ વિશે પણ કૉલેજમાં હતી ત્યારે જાણ્યું હતું. તે પછી મારી સમજ કહો કે આત્મસૂઝથી સપનાં વિશે, તે માનસિક પ્રક્રિયા વિશે હું લખતી. એ પ્રક્રિયા શબ્દોમાં આ રીતે વર્ણવી શકાય:

સ્વપ્ન માટે પહેલાં તો ગાઢ ઊંઘની ઘનતા હોવી જોઈએ અને તે પછી તમારી ઊંઘમાં તમે, તમે છો તેની સભાનતા હોવી જોઈએ. તમારી સભાનતા તમને ગતિમાન રાખતી હોવી જોઈએ.

ઘનઘોર અંધાર્યાં વન, શહેર, રણ, રસ્તાઓકે ખીણપ્રદેશમાં ચાલી રહ્યા હોવ, ન કશું સંભળાતું હોય- એક ઝીણામાં ઝીણો રવ પણ- શ્વાસોચ્છ્વાસ પણ નહીં કે પોતાના હૃદયના ધબકારા. ન તો તમને એ જ્ઞાન થતું હોય કે ધમનીઓમાં લોહી સતત ફરી રહ્યું છે. ન બોધ હોય રગોનાં શાંત આકુંચન-પ્રસરણનો. ધીમેધીમે સભાનતાની પ્રવાહિતા જડ થતી જાય. ઊંઘની ઘનતા સાથે ભળતી જાય.

તે પછી તમે જ્યાં છો એ ઘનઘોર અંધકારભર્યો એક નાનો ઓરડો પણ બની જાય- ન વન, ન શહેર, ન રણ ન રસ્તા. જ્યાં ચાલવાનું જ ન હોય, ન એકે સ્નાયુ હલાવવાનો હોય. ન કોઈ હવા, લહેરખી કે પવન સ્પર્શ. તો એ બંધ ઓરડો અથવા બંધ ખોખું પણ હોઈ શકે અથવા બધું જ એક સરખી રીતે ક્રમવાર હોવાની શક્યતા પણ નકારી ન શકાય. આખરે તમે સ્થળથી મુક્ત જ થઈ જાઓ છો. જ્યાં તમે બોધબધિર છો. સભાનતાની પ્રવાહિતાનું રૂપાંતર ઘનમાં થઈ તમે માત્ર છો. જ્યાં તમે ચાલી રહ્યા છો કે બેઠા છો કે પલંગ પર આડા પડ્યા છો તેનો કોઈ ફરક નથી પડતો. તમે છો

તેટલો જ બોધ એક તોતિંગ દીવાલમાં નાનકડી બારી હોય તેવો. આ ઘનઘોર અંધકાર અને બોધબધિરતા કાળવાચક નથી, તમે પોતે કાળ ગુમાવી બેસો છો પણ આ આખું બોધબધિરતાનું એકમ ભૌતિકકાળમાંથી પસાર થતું હોય છે તે ખરું. ઊંઘમાં પ્રવાહિતા આવે અને સપનું પ્રવેશે. એક મુકામે તમને ખાણમાં ચમકતા હીરાની જેમ કોઈક સ્વયંપ્રકાશિત દશ્યો દેખાય છે, કોઈ અજાણ્યાં ઊંડાં પાણીમાં તળિયે પહોંચી ગયા પછી પાણી બહારના અસ્પષ્ટ અવાજો સંભળાય છે, તમે વાસ્તવમાં બોધબધિર છો -પણ સપનામાં બોધબધિર નથી, તમે પોતાની જાતને ફિલ્મમાં જોતા હોવ તેમ જોઈ શકો છો. તમે કાળ-સ્થળને લગતાં સંવેદનો- સ્મૃતિઓથી વિખૂટા પડીને તમારા અતલ અંતરમાં પ્રયાણ કરી રહ્યા છો. તમે ઘનતામાંથી થોડા પ્રવાહિતામાં આવી રહ્યા છો. અહીંના પદાર્થો તમારામાં સંવેદનો જગાવી શકે છે, અદ્દલ જે જગતમાં તમે વિચરો છો ત્યાંના પદાર્થોની જેમ. પણ આ સંવેદનો અતિશય તીવ્ર છે. આ પદાર્થો બાહ્યજગતના પદાર્થોની જેમ ગોઠવાયેલા નથી. તેમની કોઈ કારણ-અસર જેવી શૃંખલા નથી. તમે ચકિત છો. આ સંવેદનોને સમજવા તમને વાપરતાં આવડે તેવાં ઓજારો અહીં નથી હોતાં.

એક મળસકે હું એક ભયાનક સપનું જોઈ રહી હતી.

દરિયાકિનારે હું અને મારી મમ્મી હાથમાં હાથ ભીડીને પાણીમાં હંમેશની જેમ પગ રાખીને તળિયેથી સરકતી રેતીની મજા લેતાં ઊભાં હતાં. થોડી જ વારમાં જણાયું કે દરિયો અચાનક તોફાને ચડ્યો હતો. હજી તો કિનારા ભણી જવાનું કરીએ ત્યાં સુધીમાં તો એક મોટા મોજાએ અમને લપેટી લીધાં. હાથ છૂટી ગયા. ચારે કોર માઈલોના માઈલ પાણી જ પાણી. ડચકાં ખાતાં ખાતાં મેં મમ્મીને શોધવા નજર દોડાવી. મેં બૂમો પાડી. મમ્મી ક્યાંય દેખાઈ નહીં. મોજું ઓસર્યું કે તરત હું પાસેના એક મોટા કાળા ખડક પર ચડી ગઈ. કિનારા પર સુરક્ષા કર્મચારીઓ હાજર હોય છે તેની મને જાણ હતી એટલે મેં મદદ માટે શક્ય તેટલું જોર કરી મોટા અવાજે બૂમો પાડી. દરિયાનો અવાજ મારા અવાજને દબાવી દેતો હતો તેથી મેં મારું પીળું ટી શર્ટ કાઢીને ઊંચે લહેરાવ્યું. એકાદ મિનિટ પછી જોયું તો પાણી સાવ ઓસરી ગયું હતું, તોફાન શમી ગયું હતું. હું જે ખડક પર હતી ત્યાંથી સહેલાઈથી ચાલીને સુરક્ષા કચેરીમાં પહોંચાય તેવું હતું. હું એ કચેરી તરફ દોડવા માંડી. એક ગાર્ડ અડધે રસ્તે જ મળી ગયો. અમે ઝડપથી મોટરબોટ તરફ ગયાં. એણે મોટરબોટ ચાલુ કરી. દરિયો શાંત

થઈ ગયો હતો. મમ્મીની લીલા રંગની સાડી દેખાઈ. મમ્મીનો અવાજ પણ સંભળાયો. 'બચાવો... બચાવો...' ગાર્ડે તરત જ પાણીમાં ઝંપલાવ્યું અને હું નિશ્ચિંત થઈ ગઈ કે હાશ હવે મમ્મી બચી જ જશે. પણ મમ્મીની બૂમો ચાલુ જ હતી. એને કઈ રીતે ખબર પડે કે એને બચાવવા ગાર્ડ આવી જ રહ્યો હતો. એને હિંમત આપવાની જરૂર હતી. એટલે હું જોરથી બોલવાની જ હતી, 'ગભરા નહીં મા, રેસ્ક્યુ ગાર્ડ તને લેવા આવી જ રહ્યો છે.' પણ આવું કંઈ કહું ત્યાં જ મારી ઊંઘ તૂટી ગઈ. સપનું તૂટી ગયું. પહેલાં તો હાશકારો થયો કે આ એક સપનું જ હતું.

મેં તરત જ મમ્મીને ફોન કર્યો. મમ્મીનો અવાજ સાંભળ્યો. એ મજામાં હતી. મને પણ શાંતિ વળી પણ થોડી જ વારની એ શાંતિ હતી. સપનામાંની મા તો ઝઝૂમી રહી હતી. સપનાની ડૂબી રહેલી માની બૂમો મને હજી સંભળાઈ રહી હતી. એને કહેવાનું રહી ગયું હતું કે હું એની પાસે જ હતી. સપનાનો પ્રવાહ આવી ક્ષણે અટકવો જોઈતો ન હતો. અટકી ગયેલી કોઈ ફિલ્મની ફ્રેમની જેવો, પેટ ભર્યા પછી શાંત પડેલા રાક્ષસ જેવો દરિયો નજર સામે તરવરી રહ્યો હતો.

મારી માને બચાવવાનું હાથવેંતમાં હતું અને તે થાય તે પહેલાં સપનું તૂટી ગયું! સપનાની જે ક્ષણે તે તૂટ્યું તે મને હલબલાવી ગયું. મારે મમ્મીને બચાવવાની હતી અને હું તે માટે ત્યાં જ હતી તે કહેવાનું બાકી હતું ત્યાં જ હું એક ઝાટકે જાગી ગઈ. સપનામાંની મમ્મી સાથે બેસીને જે હોડીમાં પાછી વળવાની હતી તે હોડી જ જાગૃતિના ખડક સાથે અથડાઈ ગઈ અને હું સપનાની બહાર ફેંકાઈ ગઈ હતી. પછી ઘણી વાર સુધી છત તાકતી પડી રહી હતી. થયું કે ફરી સૂઈ જાઉં, એ સપનામાં પાછી જાઉં અને અધૂરું કામ પૂરું કરું. લુસિડ ડ્રિમ, પ્રવાહી સ્વપ્નમાં પુનઃ પ્રવેશ કરી શકાય. પણ ઓફિસ જવાનું હતું. ફરી સૂવાનું શક્ય નહોતું.

બ્રશ, ટોઈલેટ, ચા, નાહીને તૈયાર થવું- બધું જ યંત્રવત્ થયું. ઓફિસે જતાં જતાં આખા રસ્તે ફરી મમ્મી સાથે ફોન પર વાત કરી. બધું હેમખેમ હતું.

'સવારે ચાલવા જાય છે?'

'હા, જાઉં છું. કેમ?'

'એકલી જ?'

'હું હંમેશાં એકલી જ તો જાઉં છું.'

'દરિયાકિનારે?'

'હા. મારી ફેવરિટ જગ્યા એ જ તો છે. જોગર્સ પાર્કમાં તો બહુ ઓળખીતા લોકો ભટકાઈ જાય...પણ તું આજે આવું બધું કેમ પૂછે છે?'

'આમ જ. મા, તું થોડા દિવસ મારે ત્યાં આવી જાય તો? જયુ અઠવાડિયા માટે પૂના ગયો છે. હમણાંથી એને વારંવાર બહારગામ જવાનું હોય છે.

આ ચોમાસામાં ત્યાં એકલી ન રહે પ્લીઝ. હમણાં ઓફિસમાં પ્રમોશનની વાતો થઈ રહી છે. હું રજા લઈ શકું તેમ નથી તો તું જ આવી જાય તો? '

'અરે મારી બકુડી! આવી બધી ચિંતા ન કર. વરસાદ પડતો હોય ત્યારે હું ક્યાં કદી ચાલવા જાઉં છું?'

છેક ઓફિસે પહોંચી ત્યાં સુધી ફોન ચાલ્યો હતો.

નાનપણમાં અમે, એટલે મામા-મામી, મારાં કઝિન્સ, મારાં નાની, મારા પપ્પા અને મારી મમ્મી, આઠ જણ દરિયે ફરવા જતાં. એક લાઈનમાં પાણીમાં પગ રાખીને ઊભાં રહેતાં. પાસેની વ્યક્તિનો હાથ પકડીને. એક મોટું મોજું આવે અને અમે બાળકો જોરથી કિકિયારી કરી મૂકીએ. આવું દર અઠવાડિયે થતું. પછી ધીમે ધીમે અઠવાડિયાનો મહિનો, ને મહિનાનું વરસ ક્યારે થઈ ગયું તેની જાણ પણ ન રહી. નાની ગુજરી ગયાં પછી આઠ જણમાંથી ત્રણ અને પપ્પા ગુજરી ગયા પછી છેવટે બે જ રહ્યાં હતાં- હું અને મારી મમ્મી. અમને બેઉને દરિયો ગમે.

જયુ સાથે લગ્ન થયાં પછી છએક મહિનામાં જ એની બદલી થઈ એટલે છેલ્લાં ત્રણેક વર્ષથી અમે ભોપાલમાં રહેવા આવ્યાં હતાં. દરિયાથી દૂરનું શહેર. હું અને જયુ આ શહેરમાં ફરવા નીકળીએ ત્યારે દરિયાની ખોટ વરતાય. ઘણે વખતે દરિયો દેખાયો હતો. મને અસ્વસ્થ કરી ગયો હતો. દરરોજ રાતે સૂતી વખતે નિર્ધાર કરતી એ જ સપનામાં પાછાં જવાનો, પણ એ સપનું આવતું જ નહીં. મમ્મી સાથે રોજ્જે વાત થતી. દરરોજ એ દરિયાકિનારે જતી, પોતાની તબિયતનું ધ્યાન રાખતી. દરરોજ હું પૂછતી, 'દરિયામાં આજે ઓટ કે ભરતી?' અથવા 'મામા કેમ છે? એમને ત્યાં જઈ આવી?'

જો કે, મમ્મીને સગાં-સંબધીઓ વિશે પૂછું તે ગમતું નહીં. એ કહેતી કે હવે હું ઘણું ખરું લોકોના ઘરે જવાનું ટાળું છું. નથી ગમતી બહુ મગજમારી. નથી બહુ સમય મારી પાસે. વારતહેવારે ઠીક છે.

પછી એમ પણ લાગતું કે બહુ પૂછીશ તો માને મારી ચિંતાની ચિંતા થશે તેથી આવું પૂછવાનું ટાળવું. ફોન પણ પહેલાં કરતાં બહુ વધી ગયા હતા તે પણ ઓછા કરવા. પણ એવું કંઈ થઈ શક્યું નહીં. રોજ ફોન કરું. ઓફિસમાં આખો દિવસ કામ ચાલે, લંચ વખતે કલિગ્સનો ઘોંઘાટ ચાલે, એ લોકો મારી સાથે વાતો કરે, એમની મજાકમસ્તીમાં મને ખેંચવા માગે પણ મારા મનમાં સદૈવ જાગતું પેલું અધૂરું સપનું મને બધાથી અળગી રાખે. વિરાટ મોજાથી દૂર ફેંકાઈ ગયેલી મમ્મીની બૂમો સંભળાયા કરે. ફરી મમ્મીને ફોન થાય અને કામમાં ટકી રહેવાની થોડી ઊર્જા મળી જાય. મમ્મી મારે ત્યાં આવે

એવો આગ્રહ કરું પણ એ કંઈ માને નહીં. દરરોજ સૂતી વખતે એ અધૂરા સપનામાં ફરી પ્રવેશવા સંકલ્પ કરું, મમ્મીના વિચાર કરું પણ એ સપનું આવે જ નહીં.

એક સવારે, ઓફિસે જતી વખતે મેં મમ્મીને હંમેશની જેમ ફોન કર્યો. મમ્મીએ ફોન ન લીધો. તે પછી વારંવાર ફોન જોડતી રહી પણ એ લેતી ન હતી. હું કામ પર જરાય ધ્યાન આપી શકતી નહોતી. ઓફિસમાં મહત્ત્વની મિટિંગ હતી પણ મગજની નસો તણાઈ રહી હતી. માથું બહુ જ દુખતું હતું. અડધા દિવસની રજા મૂકી હું ઘરે પહોંચી.

જયુ ઘરે જ હતો. મને વહેલી પહોંચેલી જોઈને એને બહુ જ નવાઈ લાગી. એ દિવસે સવારે એ પૂનાથી આવી રહ્યો હતો ત્યારે મને રજા લેવાનું કહ્યું હતું પણ મેં ઓફિસમાં મિટિંગ હતી એટલે રજા લઈ જ ન શકાય એવું કહ્યું હતું.

'અરે! મિટિંગ પતી ગઈ? લંચ પહેલાં?'

મેં કહ્યું, 'માથું દુખતું હતું એટલે રજા મૂકીને આવી ગઈ.'

વધુ કંઈ ન બોલતાં હું સીધી બેડરૂમમાં સૂવા જતી રહેલી. મમ્મીને ફોન કરવાનો પ્રયત્ન ચાલુ હતો. એનો ફોન બંધ જ હતો. જયુએ ટી.વી.નો અવાજ ધીમો કર્યો. અંદર આવીને મારા માથા પર હાથ રાખ્યો.

પૂછ્યું, 'ચા બનાવી આપું?'

'ના...'

'કંઈ ખાધું છે કે નહીં?'

'ના. ટિફિન એમ જ છે. તું પ્લીઝ મારી બેગમાંથી કાઢી લઈશ?'

'તો દૂધ પી લે. તને ગોળી આપું છું. ખાલી પેટે ગોળી ન લેવાય.'

જયુ મને ક્રોસિન અને દૂધનો કપ આપીને ટી.વી. જોવા બહારના રૂમમાં ગયો. હું સૂવાનો પ્રયત્ન કરી રહી હતી. બેડરૂમની બારીમાંથી આકાશ જોતાં જોતાં. આકાશ કોરું હતું- કોઈ વાદળ વિનાનું. તેજભર્યું. વધુ જોઈ શકી નહીં. પડખું ફેરવ્યું. આંખ બંધ થઈ ગઈ. સપના પર મારું નિયમન અજમાવવા માંડી.

હું અને મા હાથમાં હાથ ભીડી દરિયાકિનારે ઊભાં હતાં. જોતજોતાંમાં દરિયો તોફાને ચડ્યો. ચારેકોર પાણી ફરી વળ્યાં. હું એક કાળા ખડક પર ઊભી હતી. માને શોધી રહી હતી. પછી તરત દરિયો શાંત થઈ ગયો પણ મમ્મી ન દેખાઈ. હું સુરક્ષા કર્મચારીને લઈને મોટરબોટમાં ગઈ. માનો લીલો સાડલો દેખાયો. એની બૂમો પણ સંભળાઈ. એને બચાવવાનું હાથવેંતમાં હતું. પેલા ગાર્ડે પાણીમાં ઝંપલાવ્યું. મેં જોરથી બૂમ પાડીને કહ્યું, 'મા હું અહીંયાં જ છું. રેસ્ક્યુ ગાર્ડ આવી રહ્યો છે તારી તરફ. ગભરાતી નહીં. ડૉન્ટ ગીવ અપ..'

થોડી વારમાં જ એ મમ્મીને ઊંચકી બોટ તરફ આવ્યો.

કિનારે લાવીને મમ્મીને ઊંધી સુવડાવી. એ બહુ પાણી પી ગઈ હતી. એનો શ્વાસ ચાલી રહ્યો હતો પણ એ બેહોશ હતી. હું રડવા માંડી.

'મમ્મી... પ્લીઝ મમ્મી, આંખો ખોલ. જો બધું જ બરાબર છે. અને ખરી વાત તને કહું તો આ માત્ર એક સપનું છે. વાસ્તવિક્તામાં તો તું દરરોજ મારી સાથે ફોન પર વાત કરતી હોય છે, બરાબર પોતાનું ધ્યાન રાખતી હોય છે, ચાલવા જતી હોય છે. તું તો હેલ્થ કોન્શિયસ છે.' અને મમ્મીએ આંખો ખોલી. મારી સામે જોઈ હસી.

'અરે! હું બચી ગઈ એ તો ઠીક છે, પણ ધાર કે હું ન બચી હોત તો? હું કંઈ અમરપટો લખાવીને થોડી જ જન્મી છું?'

'એવું નહીં બોલવાનું. અને એટલે જ તારે એકલાં નથી રહેવાનું.'

'એકલી ક્યાં છું? દરરોજ તો તું મને ફોન કરે છે. જાણું છું તું સતત મારી ચિંતા કરે છે. મારી ફિકર નહીં કર, તારા કામ પર ધ્યાન આપ.'

સપનામાંની મા જાણે સપનાની બહાર આવી ગઈ હતી અને મારી સાથે વાત કરી રહી હતી.

હું સપનું જોઈ રહી હતી એની મને જાણ હતી. ટી.વી.ની એક લાઉડ જાહેરાતને કારણે હું જાગી ગઈ. પણ મને એકંદરે સારું લાગી રહ્યું હતું. બહુ લાંબા સમયથી હું એ અધૂરા સપનામાં પાછા જવાનો પ્રયત્ન કરી રહી હતી, ને આજે પ્રવેશી શકી હતી. એમાં મારે મમ્મીને બચાવવાની તો હતી જ, પણ મારે એને ખાસ કહેવાનું હતું કે હું એની પાસે ને પાસે જ રહેવા માગું છું. હું ઊઠી. પેલા અધૂરા સપનામાં મા સાથેના અધૂરા સંવાદને હું સહન કરી શકી ન હતી. હવે હું એ સંવાદ પૂરો કરી હળવાશ અનુભવી રહી હતી. માથું દુખવાનું મટી ગયું હતું.

'જયુ...'

'મને ચા પીવી છે.'

'માથું દુખવાનું મટી ગયું?'

'હા'

'ગોળીની અસર! તારે આવી દવાઓ તારા પર્સમાં રાખવી જ જોઈએ, નકામી મિટિંગ મિસ કરી.'

'કંઈ નહીં, મને કોઈ અફસોસ નથી. કાલે પ્રમોશન અનાઉન્સ કરશે. એ લોકોને હું ગેરહાજર રહી એટલું બહાનું મળશે. ઘણાને ગમશે પણ. મને નહીં મળે એટલું જ ને! મને કંઈ એની પડી નથી.'

થોડી જ વારમાં જયુનો ફોન વાગ્યો. જયુ ચા બનાવતો હતો એટલે હું ફોન લઈને રસોડામાં ગઈ. સ્ક્રીન પર મારા મામાનું નામ દેખાયું એટલે ફાળ પડી. નજર સામે તોફાને ચડેલો દરિયો આવી ગયો, મમ્મીની બૂમો સંભળાઈ રહી અને એ પછી થોડીવાર પહેલાં જ

સપનામાં આવેલો તેવો મમ્મીનો શાંત સ્થિર અવાજ યાદ આવ્યો. 'હું કંઈ અમરપટ્ટો લઈને તો નથી આવી.'

જયુ ફોન પર જે બોલી રહ્યો હતો તે મને એ મારી સાવ નજીક આવ્યો ત્યારે સમજાયું આવું કંઈક બોલ્યો હતો:

'ઓ માય ગૉડ! ...ક્યારે?...હં, ઓકે... હા, એને સાચવી લઈશ...અમે તરત નીકળીશું.'

જયુ રડવાનું રોકીને મારી સામે જોઈ રહ્યો. કહેવા માંડ્યો કે સવારે દસ વાગે મમ્મીની તબિયત અચાનક જ બગડી ગઈ હતી. એમને તાવ પણ હતો. એમણે એવી હાલતમાં પણ ગમેતેમ કરીને બારણું ખોલ્યું, પાડોશીના ઘરની બેલ વગાડી. તરત જ એમ્બ્યુલન્સ આવી. હૉસ્પિટલમાં તાત્કાલિક સારવાર થઈ. પાડોશીએ મમ્મીના ફોનથી જ મામાને ફોન કર્યો. મામા પણ પહોંચી ગયા હતા. બપોરે, જસ્ટ અડધા કલાક પહેલાં દોઢ વાગે છેલ્લો શ્વાસ લીધો. એમનાં ફેફસાંમાં પાણી ભરાઈ ગયું હતું. બહુ હેરાન ન થયાં. ન કોઈને કર્યા. શાંતિથી ગયાં.

હું તરત જ નીકળવાની તૈયારી કરવા માંડી. એવું પણ લાગ્યું કે આ મારા સ્વપ્નનું જ વિસ્તરણ તો નહીં હોય. પણ તોય હું કબાટની ઉપરના ખાનામાંથી નાની સૂટકેસ ઉતારવા પલંગ પર ચડી હતી ત્યારે સંતુલન જાળવી રહી હતી તેવું સ્પષ્ટ યાદ આવે છે; પણ મને ત્યારે ખરેખર શું થઈ રહ્યું હતું તે યાદ નથી અને હું જે રીતની પ્રતિક્રિયાઓ આપી રહી હતી તે કેમ, તે સમજાતું પણ નથી. હું રડી પણ નહીં, કે કોઈ આઘાત લાગ્યો હોય તેવું પણ મારામાં કશું ન જોયું એટલે જયુ મારી સામે આશ્ચર્યથી જોવા માંડ્યો. મેં જયુને કહ્યું,

'શાંતિ રાખ જયુ, મમ્મીએ બરાબર દોઢ વાગે મારી સાથે વાત કરી લીધી હતી. મારા સપનામાં આવીને.' સ્વપ્ન અને જાગૃતિ વચ્ચેનો તે એક અજાણ્યો પ્રદેશ હતો. સ્વપ્નના સીમાડા ઓળંગીને મા મારી સાથે વાત કરી ગઈ હતી.

જયુએ તાત્કાલિક ફ્લાઈટની ટિકિટો બુક કરાવી. જયુ મારી સામે ચિંતાથી જોઈ રહ્યો હતો.

વિમાનની બારી બહાર જોતાં જોતાં હું વિચારી રહી હતી કે પ્રિયજન સાથેની વાત કદી પૂરી થઈ શકે ખરી? સપનાના પ્રવાહમાં મમ્મીએ પોતાના તરફથી પૂર્ણવિરામ મૂકી દીધું હતું. સ્વપ્નની જેમ જ મૃત્યુ સમજવા મારી પાસે કોઈ ઓજાર ન હતું. મેં રોકી રાખેલાં આંસુ પૂરવેગે વહેવા માંડ્યાં.

❑❑❑

''કળા એ કંઈ સામાન્ય હસ્તકામ નથી, કળાકારે અનુભવેલી લાગણીનું રૂપાંતરણ છે.''

**- લિયો ટોલ્સ્ટોય**



# કમલેશ મોતાની અણધારી એક્ઝિટ

☐ ગીતા માણેક

**દશ્ય-1**

સમયઃ 2019ના સોમવારની બપોર

મોબાઈલ ફોનની ઘંટડી વાગે છે.

સામે છેડેથી રણકતો અવાજઃ ‘હાય, ગીતા કેમ છે? કાલે સાંધ્ય દૈનિકમાં તારી ડૉક્યુ-નોવેલ સરદાર ધ ગેમ ચેન્જરનું પ્રકરણ વાંચ્યું. જબરદસ્ત છે બૉસ. મારે આના પર નાટક કરવું છે...'

એ ફોન જાણીતા નાટ્ય કળાકાર, દિગ્દર્શક, નિર્માતા અને ભારતીય વિદ્યા ભવનના કલાકેન્દ્ર નિયામક કમલેશ મોતાનો હતો. કમલેશભાઈ સાથે બહુ ગાઢ પરિચય નહોતો. નાટ્ય કળાકાર, દિગ્દર્શક અને નિર્માતા તરીકે બહુ જ મોટું નામ, છતાંય કોઈ પણ પ્રકારનો આડંબર કે મોટાઈનું પ્રદર્શન કર્યા વિના તેમણે સીધી જ વાત કરી. એ અગાઉ જલન માતરીના કાર્યક્રમ માટે સ્ક્રીપ્ટ

લખવાનું કામ પણ સોંપ્યું હતું. એક દિવસ અચાનક ફોન પર વિષય આપીને એકોક્તિ લખી આપવાની માગણી પણ કરી હતી.

**દશ્ય-2**

સમયઃ 6 ઑક્ટોબર 2020

દરરોજની જેમ સવારે ઊંઘમાંથી જાગીને મોબાઈલ ફોન હાથમાં લીધો. વ્હોટ્સ અપ મેસેજમાં જાણીતા સંગીતકાર અને અંગત મિત્ર ઉદય મઝુમદારનો મેસેજ હતો- દિલગીરી સાથે જણાવવાનું કે ભારતીય વિદ્યાભવનના કમલેશ મોતાનું આજે વહેલી સવારે હૃદયરોગના તીવ્ર હુમલાથી અવસાન થયું છે. ઓમ્ શાંતિ

આમ તો બહુ ટૂંકો પરિચય કહી શકાય પણ તેમ છતાં ખૂબ અંગત સ્વજન ગુમાવ્યાની લાગણી થઈ. ફેસબુકના માધ્યમથી તેમની પ્રવૃત્તિઓ અને વિચારધારાના સંપર્કમાં રહેવાનું બન્યું હતું. તેમના મૃતદેહ પાસે બે આસું વહાવવાનું, અંતિમ દર્શન, શ્રદ્ધાંજલિ કે શોકસભામાં દુઃખ વ્યક્ત કરવાનો મોકો પણ તેમના નજીકના મિત્રો, પરિચિતો કે ચાહકોને આપ્યા વિના અચાનક તેમણે માત્ર 56 વર્ષની વયે એક્ઝિટ લઈ લીધી.

જાણીતા અભિનેત્રી મીનળ પટેલે લખ્યું, "કમલેશ! આવી અણધારી એક્ઝિટ! તું અમારી સાથે આવું ન કરી શકે. તું જ્યાં હોય ત્યાં તને શાંતિ પ્રાપ્ત થાય! ભગવાનને સમજાવ કે આવી ભૂલ ભરેલી સ્ક્રીપ્ટ ન લખાય. તારી ખોટ હંમેશાં સાલશે દીકરા!"

કમલેશ મોતા વિશે વાત કરતા મીનળબેનનો અવાજ ભીનો થઈ જાય છે, "અદ્ભુત છોકરો હતો. જ્યારે પણ મળે ત્યારે એકદમ ઉમળકાથી મળે. આપણને મળીને તેને આનંદ થયો છે એવું ખરેખર લાગે. ક્યારેક પ્રેમથી મા કહે તો ક્યારેક મીનુમાસી અને ઘણી વાર વહાલથી કહે ડોસી, કેમ છે? ભારતીય વિદ્યા ભવનમાં જાઉં તો ચા, કૉફી, ઇડલી મગાવે, ખવડાવે. તેનામાં ખૂબ માનવતા હતી. એક કિસ્સો કહું. હમણાં થોડા વખત પહેલાં ઉત્પલ ભાયાણી ગુજરી ગયા પછી એક વાર ઉત્પલભાઈની પત્ની કલ્યાણી સાથે ભારતીય વિદ્યા ભવનમાં નાટક જોવા ગઈ હતી. એ વખતે કમલેશે મને બાજુ પર બોલાવીને કહ્યું તમે જ્યારે પણ નાટક જોવા કે કોઈ કાર્યક્રમ જોવા આવો ત્યારે તમારે કલ્યાણીબેનને સાથે લેતા આવવાં. કમલેશનો કંઈ કલ્યાણી સાથે અંગત પરિચય નહોતો. તેમ છતાં, ઉત્પલભાઈના ચાલ્યા ગયા પછી કલ્યાણી એકલી પડી ગઈ હશે. અગાઉ ઉત્પલભાઈ સાથે કાર્યક્રમમાં જતાં હશે પણ હવે કદાચ જવાનું બંધ થઈ ગયું હોય તો હું તેમને સાથે લેતી આવું એવી ભલામણ તેણે કરી હતી. તેની સાથે નાનીમા નાટકમાં કામ કર્યું પછી છેલ્લાં બે-ત્રણ વર્ષથી કહી રહ્યો હતો કે આના

પર ફિલ્મ બનાવવી છે. તેની પાસે બહુ બધા આઇડિયાઝ હતા, તેને બહુબધું કરવું હતું. એ બધા જ આઇડિયાઝ પોતાની સાથે લઈને તે જતો રહ્યો.”

કમલેશ મોતાના સિનિયર, હમઉમ્ર કે જુનિયર બધા સાથેના સંબંધો મિત્રતાભર્યા અને આત્મીય રહ્યા કારણ કે રંગભૂમિ માટેનો તેમનો ઉત્કટ પ્રેમ ઉંમરના બધાં જ બંધનોને વળોટી જતો હતો. કમલેશ મોતાથી ઉંમરમાં જુનિયર પણ અભિનેતા અને દિગ્દર્શક તરીકે નામના મેળવનાર ધર્મેન્દ્ર ગોહિલ કહે છે, “કમલેશભાઈ જેવા ક્રાફ્ટ્સમેન અત્યારે ગુજરાતીમાં ભાગ્યે જ છે. ઇન્ટર કોલેજ સ્પર્ધાઓ પછી નાટકોમાં કામ કરવાનું શરૂ કર્યું ત્યારે નાટકમાંના સમૂહ કળાકારોમાંનો હું એક હતો. કલાકો સુધી રિહર્સલ ચાલતાં અને હું જોતો રહેતો. તેમનામાં લાઇટ, મંચસજ્જા, રંગમંચ પરની કોરિયોગ્રાફી એટલે કે કયો કળાકાર ક્યાં ઊભો રહેશે, કેટલો આગળ આવશે, તેના પર ક્યારે પ્રકાશ આવશે જેવી બાબતનું ગજબનાક કૌશલ્ય હતું. તેમની સાથે ઘણું કામ કર્યું. નરસૈંયાનો નાથ, મુક્તિધામ ઉપરાંત ભવન્સ માટેના અનેક કાર્યક્રમો. તેમનામાં દંભ કે આડંબર નહોતો. હું દિગ્દર્શક છું એટલે મારી જ વાત સાચી અને હું કહું એમ જ કરવાનું એવો અભિગમ ક્યારેય નહોતો. તેમના ઘણા લોકો સાથે ઝઘડા કે મતભેદ થતા કારણ કે તેમને લોકો સમજી નહોતા શકતા. તેઓ નાટક તૈયાર કરવામાં સમય લેતા કારણ કે બધું જ ચોકસાઈપૂર્વક કરતા. જ્યારે કેટલાક વ્યાવસાયિક નિર્માતાઓને તો ઝટપટ નાટકના શો શરૂ કરવામાં રસ રહેતો. તેમની પ્રકાશ-વ્યવસ્થા, મંચસજ્જા વગેરે ટેક્નિકલ બાબતોની સૂઝ જબરદસ્ત હતી. હું મારાં દરેક નાટકની સ્ક્રીપ્ટ લઈને પહેલાં તેમની પાસે જતો હતો. મારાં બધાં જ નાટકના સેટ્સ તેમણે જ ડિઝાઈન કર્યા છે. રંગકર્મી તરીકે તો તેઓ ઉત્કૃષ્ટ હતા જ પણ એક વ્યક્તિ તરીકે પણ ઉમદા હતા. તેમને જેટલો જલદી ગુસ્સો આવતો એનાથી પણ ઝડપથી ચાલ્યો જતો. મારા પર ગુસ્સો કરે અને સૉરી કહું એટલે બે જ મિનિટમાં માની જાય. પછી તો નાસ્તો કરાવે, ચા પિવડાવે અને ફરી પાછી એ જ રીતે વાત કરવા માંડે જાણે કશું બન્યું જ ન હોય.”

કમલેશ મોતાની કાયમ માટે મીંચાઈ ગયેલી આંખોમાં ઘણાં બધાં સપનાંઓ પણ બિડાઈ ગયાં. એમાંનું એક સપનું હતું ગુણવંતરાય આચાર્યના પુસ્તક ‘હાજી કાસમ તારી વીજળી’ પરથી નાટક બનાવવાનું. આના માટે તેમણે ગુણવંતરાય આચાર્યનાં પુત્રી અને જાણીતાં લેખિકા વર્ષાબેન અડાલજા સાથે વાત કરી ત્યારે વર્ષાબેને કહ્યું કે જે નવલકથામાં આખી વાત વહાણમાં છે એ સ્ટેજ પર કેવી રીતે કરી શકાય?

પણ કમલેશ મોતાના મનમાં બધું સ્પષ્ટ હતું. તેમણે એ માટે વહાણની ડિઝાઇન બનાવડાવી હતી. વર્ષાબેન કહે છે, "તેને લાર્જર ધેન લાઇફ નાટક કરવું હતું. તે કહેતો આપણે એવું સ્ટેજ તૈયાર કરીશું કે જાણે વહાણ જ હોય. આના માટે તેણે સ્પોન્સર્સ પણ શોધ્યા હતા. કેટલાય સમયથી તે કહ્યા કરતો હતો કે મારી રેતપંખી નવલકથા પરથી ફિલ્મ કરવી છે." ભારતીય વિદ્યા ભવન સાથે વર્ષાબેનનો નાતો વર્ષો જૂનો છે. ગિરેશભાઈ દેસાઈને મળવા જતા ત્યારે તેમના હાથ નીચે કામ કરતા કમલેશ મોતાને મળવાનું અવારનવાર બનતું પછી તો તેમણે જ કાર્યભાર સંભાળ્યો અને સ્પર્ધાઓ તેમ જ અન્ય કાર્યક્રમોમાં વર્ષાબેનને સામેલ કરતા. વર્ષાબેન કહે છે, "તેને ગુજરાતી રંગભૂમિને ચેતનવંતી કરવી હતી. નવી પેઢી ગુજરાતી સાહિત્ય અને નાટકોમાં રસ લેતી થાય એ માટે સતત પ્રયત્નશીલ હતો. મને યાદ છે કે ભારતીય વિદ્યા ભવનના દરેક કાર્યક્રમમાં તે મંચ પર આવીને દર્શકોને ખાસ કહેતો કે તમારાં યુવાન સંતાનોને આ કાર્યક્રમોમાં તમારી સાથે લાવો. કમલેશના જવાથી ફક્ત ભારતીય વિદ્યા ભવનની પ્રવૃત્તિઓને જ નહીં પણ ગુજરાતી રંગભૂમિ અને ગુજરાતી સાહિત્યને પણ બહુ જ મોટી ખોટ પડી છે. યુવાન કળાકારોને પ્રોત્સાહન આપવા તે સદાય તત્પર રહેતો. તેને જેટલો પ્રેમ કળા પ્રત્યે, રંગભૂમિ પ્રત્યે હતો એટલો જ અબોલ પશુઓ માટે પણ હતો. મારી દીકરી માધવીના સંપર્કમાં રહેતો. રસ્તા પરનાં કૂતરાં, બિલાડીઓ કે અન્ય પ્રાણીઓની સંભાળ લેવી, જરૂર પડ્યે પશુઓના ડૉક્ટરો પાસે તેમને લઈ જવાં વગેરે જીવદયાનાં કાર્યો તે સતત કરતો રહેતો હતો. તેના વ્યક્તિત્વના આ પાસા વિશે બહુ ઓછા લોકો જાણે છે."

ભારતીય વિદ્યા ભવનના કળા નિયામક તરીકે તેમણે ફક્ત નાટ્યપ્રવૃત્તિ જ નહીં પણ સંગીત, સાહિત્ય, કાવ્ય જેવી બધી જ કળાઓના પ્રોત્સાહન માટે કાર્ય કર્યું. નાટ્યગૃહમાં વ્યાવસાયિક નાટ્યકર્મીઓને તો સહકાર મળતો જ પણ પ્રાયોગિક રંગભૂમિ કરનારાઓને વિશેષ સહકાર મળતો. સમાંતર અને પ્રાયોગિક રંગભૂમિમાં કાર્યરત જાણીતા દિગ્દર્શક મનોજ શાહ કહે છે, "મારા સૌ પ્રથમ નાટક માસ્ટર ફૂલમણિની પ્રકાશ-વ્યવસ્થા કમલેશ મોતાએ કરી હતી. તેને સતત થિયેટર સાથે સંકળાયેલા રહેવું ગમતું હતું. ભારતીય વિદ્યા ભવનમાં મારાં નાટકોના શૉ હોય ત્યારે મને વિશેષ સગવડ મળે એની તકેદારી લેતો કારણ કે તેને લાગતું કે હું જુદાં પ્રકારનાં નાટકો કરું છું અને એટલે જ મને કોઈ પણ પ્રકારની તકલીફ ન પડે એવા પ્રયાસ કરતો."

દિગ્દર્શક હોય કળાકાર હોય કે રંગભૂમિ સાથે સંકળાયેલો નાનામાં



નાનો રંગકર્મી હોય કમલેશ મોતાનો તેને સહકાર મળતો. કમલેશ મોતાએ અનેક કળાકારોને પ્રોત્સાહન આપ્યું છે અને પ્રતીક ગાંધી એમાંના જ એક છે. આજે તો પ્રતીક ગાંધી અભિનેતા તરીકે રાષ્ટ્રીય સ્તરનું નામ છે પણ પહેલવહેલી વાર જ્યારે તેઓ મુંબઈ આવ્યા ત્યારે તેમનાં સ્વજનો અને અન્ય લોકો પણ તેમને કહેતા કે એન્જિનિયર થઈને તારે રંગભૂમિ પર શા માટે આવવું છે? પ્રતીક ગાંધી કહે છે, "જો કે હું જ્યારે મનહર ગઢિયા સાથે પહેલી વાર કમલેશ મોતાને મળ્યો ત્યારે તેમણે સૌથી વધુ પ્રોત્સાહન આપ્યું હતું અને સ્વાગત કરતા કહ્યું હતું કે ઘણું બધું કામ કરીશું. તેમના કલાપી નાટકમાં અમુક શૉમાં ધર્મેન્દ્ર ગોહિલ કેટલાંક કારણોસર આવી શકે એમ નહોતો તો એના સ્થાને તેમણે મને લીધો હતો. મારી દરેક ફિલ્મ જોઈને મને સામેથી ફોન કરે. સાથે ફિલ્મ કરવાનું પણ વિચાર્યું હતું. કમલેશ મોતાની એક્ઝિટ રંગભૂમિ માટે તો બહુ મોટી હાનિ છે પણ વ્યક્તિગત રીતે મારા માટે પણ એ ખૂબ પીડાદાયક છે."

1987માં નાટ્યસંપદાએ નવલોહિયા, નવોદિત વીસ-પચીસ કળાકારો માટે 'તાક ધિના ધિન' નામનું નાટક કર્યું ત્યારથી નિરંજન મહેતાનો પરિચય કમલેશ મોતા સાથે થયો. થોડાં વર્ષો પછી ભવન્સ કલા કેન્દ્રની પ્રવૃત્તિઓમાં ગિરેશ દેસાઈને મદદ

કરતા ત્યારે વધુ પરિચય કેળવાયો પરંતુ 2011માં કલા કેન્દ્રના નિયામક તરીકે કમલેશ મોતા જોડાયા અને નિરંજનભાઈ સલાહકાર તરીકે ત્યારથી નિયમિત મળવાનું થવા માંડ્યું. નિરંજનભાઈ કહે છે, "એક જ ઑફિસમાં, એક જ ટેબલ પર સામસામે બેસીને અમે કાર્યક્રમોની યોજનાઓ કરતા, યોજનાઓને સારામાં સારી રીતે શ્રોતાઓ કે દર્શકો સામે રજૂ કરવા વિચાર વિનિમય કર્યા, એ કાર્યક્રમોની સફળતાનો આનંદ અનુભવ્યો અને આમ અમે એકબીજાની નજીક આવી ગયા. આ દરમિયાન જે કમલેશને મેં અત્યંત નિકટતાથી ઓળખ્યો તે હતો નાટકમાં પોતની જાતને ઓતપ્રોત કરી દેતો, કલા કેન્દ્રની પ્રવૃત્તિઓમાં રાત-દિવસ જોયા વિના, થાક્યા વિના પ્રવૃત્ત રહેતો, સતત કંઈક નવું કરવાની ધગશ ધરાવતો, હાથમાં લીધેલી યોજનાઓને ઉત્તમ રીતે પાર પાડવા ઝનૂનપૂર્વક જહેમત ઉઠાવતો કમલેશ."

"માત્ર નાટકની નહીં પણ મુંબઈની દરેક પ્રકારની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને કમલેશની અણધારી વિદાયથી ખૂબ નુકસાન થયું છે પણ અંગત રીતે એક તરવરતો જુવાન સાથી અને મિત્ર ગુમાવવાનો આકરો આઘાત લાગ્યો છે."

જાણીતા અભિનેતા ઉત્કર્ષ મઝુમદાર પણ કમલેશ મોતાને અનેક આકાંક્ષાઓ ધરાવતા યુવાન તરીકે જ ઓળખાવે છે. "ભાઉસાહેબ (ગિરેશ દેસાઈ) પછી એક ખાલીપો સર્જાશે એવું લાગતું હતું પણ તેમના માનસપુત્ર સમા કમલેશે કલા કેન્દ્રને વધુ ચેતનવંતુ કર્યું. મારો તેની સાથે પરિચય 1987ની સાલથી હતો. તાક ધિના ધિન નાટકમાં કળાકારોનો મોટો કાફલો હતો એમાં કોઈ કળાકારના સ્થાન પર તે આવ્યો હતો પછી તો અવારનવાર મુલાકાત થતી. કશુંક નવું કરવાની તેનામાં આગ હતી. તેને વ્યવસાયી કે પ્રયોગાત્મક રંગભૂમિ એ બંનેમાંથી એકેયનો છોછ નહોતો. હું ભવનની લાઈબ્રેરીમાં પુસ્તકો લેવા જાઉં અને ત્યારે તેને મળવાનું થાય તો અચૂક પૂછે કે કયું પુસ્તક વાંચ્યું? એમાંથી નાટક માટે કંઈ મળી શકે એમ હોય કે પછી કોઈ નવી જાણકારી, નવા વિચારો જાણવા માટે તે ઉત્સુક હોય. હમણાં તેણે જે સ્પર્ધાનું આયોજન કર્યું હતું એના પોસ્ટર બાબત મેં તેને સૂચન કર્યાં. તેને એ સૂચનમાં તથ્ય લાગ્યું તો તરત જ એમાં એ મુજબના ફેરફાર કર્યા. તે ઘણી વાર કહેતો તું મારા દિગ્દર્શનમાં કામ કરે એવી ઇચ્છા છે પણ કમનસીબે એ ઇચ્છા ફળીભૂત થાય એ પહેલાં જ તે ચાલ્યો ગયો."

કમલેશ મોતાની વિદાય તેમનાં પરિવાર અને સ્વજનો માટે તો વસમી બની છે પણ ભારતીય વિદ્યા ભવન અને મુંબઈની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ અને ખાસ તો ગુજરાતી રંગભૂમિ અને કળાક્ષેત્રે બહુ મોટો ખાલીપો સર્જાયો છે.

❑❑❑

[અનુસંધાન પૃ. 24થી ચાલુ]
સાંભળવાનાં, સંગીતને જોવાનાં, એ પણ કરવાનાં છે. ડાગર ઘરાનાની અમારી પદ્ધતિમાં મૂર્છના પદ્ધતિનો રિયાજ છે. સ્વરને તમે ભરો, એને સાધો, એને વારેવારે જુવો, એને નિયંત્રિત કર્યા વિના, એને પ્રાકૃતિક સ્વરૂપે ચાલવા દો- જેમ એક પૈંડું ચાલતું હોય એમ એ મૂર્છના ચાલ્યા કરે અને તમે ફરીફરીને એ સ્વર પર પાછા આવો એ બહુ મહત્ત્વનું છે. હું એ પદ્ધતિને અનુસરું છું.

*પ્રશ્ન: તમે સંગીતની તાલીમ આપો પણ છો. તાલીમ આપતાં પણ ઘણું શીખવાનું હોય છે. તાલીમ આપવાના તમારા અનુભવો કેવા છે?*

અત્યારે ચાર યુવા વિદ્યાર્થિનીઓને હું શીખવું છું. એ લોકો વિદેશમાં છે. તો જેમ સભામાં ગાવું એ રિયાજનું જ વિસ્તરણ છે, તેવી રીતે, તમે કહ્યું એમ, તાલીમ આપવી એ પણ રિયાજનું જ એક અંગ છે. અને જેમ રિયાજ વગર કે એના મનોમંથન વગર વિદ્યા નિષ્ક્રિય લાગે તેમ એને શિખવાડ્યા વગર, મને નથી લાગતું કે એ વિકસી શકે. તો તાલીમ આપવી એ મારા માટે એક રિયાજ છે, એક નવસર્જનની પ્રક્રિયા છે. વિદ્યાર્થીઓ સાથેના સંબંધોમાં એક જુદા જ પ્રકારની મૈત્રીનો અનુભવ થાય. શીખવા-શીખવવાની પ્રક્રિયા એ માનવ સંબંધોમાંની કદાચ સૌથી વધુ અંગત પ્રક્રિયા છે. એટલે મારા વિદ્યાર્થીઓ એ મારા જીવનનો અને મારા સંગીતનો એક મહત્ત્વનો અંશ છે.

*પ્રશ્ન: રુદ્રવીણા એ ધ્રુપદગાયનનું એક વિશિષ્ટ વાદ્ય છે. રુદ્રવીણા અને પખાવજ એ બંને વાદ્યો વિશે થોડી વાત કરીએ, આ બંને સાજની સંગત એ ધ્રુપદ ગાયકીનું અંગ છે.*

મારી જેટલી સમજ છે એ પ્રમાણે હું કહીશ. ટૂંકમાં કહું તો રુદ્રવીણાને એક વાદ્ય કરતાં એક યંત્ર કહેવું વધુ યોગ્ય છે. એને એક કમ્પાસ, અથવા માપનું એક યંત્ર કહીએ. આ વાદ્ય એક બહુ જ વિકસિત રચનાવાળું વાદ્ય છે. શ્રુતિના સૌથી સૂક્ષ્મ ભેદ દર્શાવવાની ક્ષમતા આ વાદ્યમાં અદ્ભુત છે. પહેલાં રુદ્રવીણા 'બીન' તરીકે ઓળખાતી હતી. સંતો, પીર, ફકીર એને ધ્યાન-સાધનાના સાધન તરીકે લેતા. અત્યારનું રુદ્રવીણાનું જે સ્વરૂપ જોઈએ છીએ તે ઉસ્તાદ ઝિયા મોહિઉદ્દીન ડાગર સાહેબના સંશોધનથી બનાવેલ છે. એનું વજન ઘણું છે. એના નામ વિશે જો હું કંઈક કહું તો ઘણા લોકો 'રૌદ્ર' શબ્દ વાપરતા હોય છે અને એને ભગવાન શિવ સાથે સાંકળે છે. પણ ખરેખર રૌદ્ર શબ્દને જોડીને આ નામ નથી બન્યું. વાસ્તવમાં એ નામ રુદ્રવીણા છે. રુદ્રનો જે મૂળ સંસ્કૃત અર્થ છે એ છે ચૈતન્યની ઉચ્ચતમ સ્થિતિ. એટલે આ રુદ્રવીણા એ ચૈતન્યની ઉચ્ચ સ્થિતિને પામવાનું માધ્યમ છે. અને રુદ્રવીણાને ગાયન સાથે ગૂઢ સંબંધ

છે. ગાયનની નજીક જવા માટે આ વાદ્યની રચના થઈ એવું માનવામાં આવે છે. પખાવજ એ એક પ્રાચીન વાદ્ય છે. ધ્રુપદ ગાયનમાં સાથ આપતું વાદ્ય છે. એ વાદ્યનો અનુનાદ ખૂબ લાંબો અને વિસ્તીર્ણ હોય છે. એની થાપ, તાલનું વજન અને વ્યાકરણ, એ ધ્રુપદ શૈલીનાં ગાયન અને વાદનનાં તત્ત્વોને અનુરૂપ છે. એટલે પ્રાચીન સમયથી આ બંનેની સંગત આટલી બધી નિકટની છે. ધ્રુપદના ગાયન દરમ્યાન જો પખાવજ ન વાગતું હોય તો પણ તમારા મનમાં એની આસ ચાલતી હોય છે.

*પ્રશ્ન: આપણે આ વિશે થોડીક ચર્ચા થઈ ગઈ, છતાં થોડીક વધુ વિસ્તારથી વાત કરીએ-કલા તમારે માટે શું છે? અને તમે તમારી જાતને કઈ રીતે જુઓ છો- એક કલાકાર, એક સાધક કે એક પ્રોફેશનલ?*

કલા અંગે મારી જે સમજ, અભ્યાસ કે જે થોડો-ઘણો અનુભવ છે તે પરથી હું એમ સમજી છું કે કલા એક માર્ગ, એક માધ્યમ, એક વાહન છે, જેના થકી અસ્તિત્વ વિશેની સમજ ઘડવાનો એક દૃષ્ટિકોણ કેળવાય. પણ કલાની વ્યાખ્યા કહીને કરવી મને અઘરી લાગે છે. એ વિચારી શકાય, વર્તી શકાય, અનુભવી શકાય, તો એ વધુ સમજી શકાય. પણ એટલું ખરું કે કલાના કોઈ પણ માધ્યમ પાસે એક વ્યવસ્થા ઊભી કરવાની શક્તિ રહેલી છે. વ્યક્તિને વ્યવસ્થા તરફ લઈ જવાની ક્ષમતા કલામાં છે- એક એવી વ્યવસ્થા જે આપણે પ્રકૃતિમાં, પ્રાણીઓમાં કે બ્રહ્માંડની ગતિવિધિઓમાં જોઈએ છીએ.

અને બીજી તમે વાત કરી ઓળખની. હું મારી ઓળખ કઈ રીતે આપી શકું? મને લાગે છે કે જ્યારે આપણે કોઈપણ પ્રકારની પોતાની ઓળખ કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે એક મર્યાદા બંધાય છે. જેમ કોઈ ખેડૂત પોતાની ઓળખ ખેતી કરતાં કરે કે એક વણકર પોતાની ઓળખ કાપડ વણતાં કરે એનાથી કંઈ વિશેષ મારી કલાકાર તરીકેની ઓળખમાં મને નથી લાગતું. સાધના એક નોન-આઇડેન્ટિફિકેશનની અર્થાત્ ઓળખથી બિનઓળખ તરફ જવાની પ્રક્રિયા છે, એટલે પોતાની ઓળખ સાધક તરીકે કરવી એ તો એક મોટી મજાક થઈ કહેવાય. વિજ્ઞાનની ભાષામાં કહીએ તો સાધના એટલે કોઈક પ્રકારનું સંશોધન, કોઈક ચીજને નજીકથી, ઊંડાણથી જોવી અને એ ક્રિયા જ વ્યક્તિના જીવનનું કેન્દ્રબિંદુ હોય, જ્યાં પોતાના આંતરિક ભાવ કે પોતાના બાહ્ય અનુભવો એ કેન્દ્રબિંદુમાં સતત ભાગીદાર થતા રહેતા હોય. એ સાધનાની એક પ્રક્રિયા છે. એક રીતે જોવા જઈએ તો સાધના એક ઘટના છે, એક દૃશ્ય વસ્તુ છે, એ એક સભાન અને સમર્પિત સંશોધનની ક્રિયા છે. એ ઉપરછલ્લી આવડત કેળવવા પર

આધારિત નથી. સાધના એ કોઈપણ વસ્તુના તત્ત્વ સુધી પહોંચવાની ક્રિયા છે. બીજું એ કે એક સમાજ તરીકે આપણે સાધના શબ્દ વ્યવહારની બોલીમાં ધાર્મિક ક્રિયાકાંડના સંદર્ભમાં વાપરી કાઢેલો શબ્દ છે. તેથી સાધનાને કોઈક અગમ્ય અથવા એક ન પહોંચી શકાય એવા શિખર જેવું સ્થાન અપાયું છે. એ મને બહુ બરાબર નથી લાગતું, એટલે મેં વિજ્ઞાનનું ઉદાહરણ આપ્યું. બીજું તમે વ્યાવસાયિક ઓળખની વાત કરી. એમાં પોતાની કામની કુશળતા, કામની સ્પષ્ટતા વ્યક્ત કરતી ઓળખ હોય, જેમાં એ સાબિતી પણ અપાય કે આ માધ્યમ એ મારો વ્યવસાય છે, મારો એક પ્રકારનો આશ્રય છે. તો મને લાગે છે કે હું આ પૈકી કોઈપણ ઓળખ ન સ્વીકારું. હું પોતાની જાતને એક એવી વ્યક્તિ તરીકે ઓળખાવવાનું પસંદ કરું જે પોતાની શોધમાં છે, જે વિદ્યા પ્રત્યેના પ્રેમની યાત્રામાં છે, અને જે કલા અને સંગીત દ્વારા જીવન જીવે છે.

*પ્રશ્ન: તમે પંદરેક વર્ષથી કાર્યક્રમો કરો છો. 'કાર્યક્રમ સરસ ગયો'- એવો સંતોષ તમને ક્યારે થાય?*

ક્યારેય નહીં, અત્યાર સુધી તો ક્યારેય નથી થયો.

*પ્રશ્ન: અને મંચ પરથી કળા પ્રસ્તુત કરતાં હો ત્યારે તમારી ભાવદશા વર્ણવી શકશો?*

બહુ જ અઘરું છે એનું વર્ણન કરવું.



જેમ આલાપનું વર્ણન કરવું અઘરું છે કે રાગનું વર્ણન કરવું અઘરું છે. પણ એ ભાવ મારા માટે અદ્‌ભુત છે. આપણું જે આટલું બધું અંગત છે તે મંચ ઉપરથી એક મોટા સમૂહ સમક્ષ રજૂ કરવું એ એક અદ્‌ભુત અનુભવ છે, કોઈ જાતના અહંને એમાં દાખલ કર્યા વિના સહજતાથી, કલાના મૂળભૂત સ્વરૂપને, અને એ ભાવને રજૂ કરવાં એ એક અદ્‌ભુત અનુભવ છે. મને તો એ એક પરાક્રમ જેવું લાગે છે, જાણે આપણે પાણીમાં ઝંપલાવવું હોય એવું છે, એ એક અનેરો અનુભવ છે અને હું એની રાહ જોતી હોઉં છું. પણ 'અરે વાહ, આજે કાર્યક્રમ બહુ સરસ થયો', એવું તો મને કદી થતું જ નથી. કારણ કે એમાં એક મર્યાદા આવી જાય છે. કાર્યક્રમમાં પરફોર્મ કરવું એ મારે માટે રિયાજનું વિસ્તરણ છે, એટલે હું એને એક યાત્રા કે પ્રવાસ તરીકે જોઉં છું કે એક પ્રક્રિયા તરીકે જોઉં છું. પણ એ દરમ્યાન શ્રોતાઓ અને કલાકાર વચ્ચેની જે ગતિવિધિઓ થતી હોય છે એમાં મને બહુ રસ પડે છે. કલાની એ જે આપ-લે છે, એ કેન્દ્રમાં છે અને એ આપનાર કલાકાર અને લેનાર શ્રોતાઓ એકરસ છે, એકસાથે છે. અને છતાં એ બધા પોતપોતાની જુદીજુદી બારીઓમાંથી, કેન્દ્રમાં જે વસ્તુ છે એને, જોઈ રહ્યા છે.

*પ્રશ્ન: તમે દેશ-વિદેશમાં કાર્યક્રમો કરવા જાઓ છો, કોઈ યાદગાર અનુભવ હશે?*

પ્રવાસ એ જ એક અદ્‌ભુત અનુભવ છે અને અત્યાર સુધીમાં વિદેશમાં કાર્યક્રમો કરવાના જે અનુભવો છે એ મારે માટે ખૂબ તાજગીપૂર્ણ રહ્યા છે. એમાંથી હું ઘણી શીખી છું. ધ્વનિના માધ્યમમાં, સંગીતમાં જુદીજુદી સંસ્કૃતિમાંથી આવતા, જુદીજુદી ભાષા બોલતા લોકોને સંગઠિત કરવાની અદ્‌ભુત ક્ષમતા છે, એ વાતનો સાક્ષાત્કાર મને વિદેશના કાર્યક્રમોમાં થયો. કેટલા બધા વિવિધ સાંસ્કૃતિક પરિવેશમાંથી આવતી, અલગ અલગ ભાષા બોલતી વ્યક્તિઓ પણ સંગીતના માધ્યમથી સંવાદ કરી શકે અને એકરસ બની શકે એ મને જોવા મળ્યું. કલાઓ કેવી રીતે વ્યક્તિઓને જોડે છે એ જોવું અદ્‌ભુત છે. આપણે બધા અત્યારે કેટલા ખંડિત સમયમાં જીવી રહ્યા છીએ. એવા સમયમાં તમારી કલાની રજૂઆત દ્વારા તમે કલાના માધ્યમથી થતા સંવાદમાં, સંગીતથી થતા સંવાદમાં, તદ્દન અજાણી વ્યક્તિઓ સાથે સંકળાઈ શકો અને એમાં જાણે કોઈક જૂના મિત્ર સાથેની હૂંફ અનુભવાય, એ અનુભવ મને વિદેશમાં થયો. ખરેખર કોઈ વ્યક્તિથી પરિચિત હોવું જરૂરી નથી, જોડનાર માધ્યમ કલાનું હોય ત્યારે કોઈક અજાણી વ્યક્તિ પણ જૂની મિત્ર બની જાય છે.

*પ્રશ્ન: ધ્રુપદને અને શાસ્ત્રીય સંગીતને લોકો સુધી લઈ જવા માટે શું કરવું*

*જોઈએ?*

મારા મતે ધ્રુપદ અને શાસ્ત્રીય સંગીત જેવી કલાઓ એ હસ્તી છે, એક રીતે જોઈએ તો એ એક સંસ્થા છે, જેનો એક દાયરો છે- જેમ કોઈ જંગલ હોય કે નદી હોય કે દેવળ હોય. જે વ્યક્તિઓ એને જાણવા, શીખવા, સમજવાની ઇચ્છા રાખે તે એના તરફ આકર્ષાતા રહ્યા છે. એ શ્રોતાના સ્વરૂપમાં હોય, કાર્યક્રમ ગોઠવતી સંસ્થા હોય કે વિદ્યાર્થી હોય. તો આ વિદ્યાના એક વિદ્યાર્થી કે શિક્ષક તરીકે મને એમ લાગે છે કે એને લોકપ્રિયતાની જરૂર તો નથી જ. પણ એક ગાયક તરીકે જો કંઈક કરી શકાય તો એ કે આ કલાની ઓળખાણ એના મૂળ સ્વરૂપને વફાદાર રહીને કરાવાય એ મને બહુ મહત્ત્વનું લાગે છે. જેમ કે ધ્રુપદનું જે મૂળ સ્વરૂપ છે એને હું સાચા સ્વરૂપે કઈ રીતે રજૂ કરું, નહીં કે એને પ્રખ્યાત કરવા અથવા નામ કમાવા કે મૂડી કમાવા માટે. આ વાત કદાચ ઉપદેશાત્મક લાગે પણ મને મારા માટે આ બહુ જરૂરી લાગે છે. અને બીજું ઇન્ટરનેટ આ કલાઓને લોકો સુધી લઈ જવા માટે મોટું ક્રાંતિકારી પરિબળ રહ્યું છે. તો આપણે ઉત્તમ પ્રકારનાં ઓડિયો-વિઝ્યુઅલ તૈયાર કરવાની અપેક્ષા રાખીએ એ જરૂરી છે. ક્યારેક સોશિયલ મીડિયામાં કલાના મૂળ તત્ત્વનું સમાધાન કરતું મટિરિયલ મૂકવામાં આવે છે એનાથી સમજદાર રસિકોએ દૂર રહેવું જોઈએ. ત્રીજું, શાસ્ત્રીય સંગીત કે ધ્રુપદ એ હળવા મનોરંજન માટે નથી. કોઈ ગાયકને કે સંગીતકારને લોકસમૂહને મનોરંજન આપવા માટે કલા પ્રસ્તુત કરવી ન ખપે. સંગીત અથવા ધ્રુપદ આપણને સાચવી રહ્યા છે એમ હું માનું છું, આપણે એમને નથી સાચવી રહ્યા. વળી આ કલાઓના મૂળભૂત સ્વરૂપમાં ઉત્ક્રાંતિની ક્ષમતા છે, એટલે કે પરિવર્તિત થઈને જીવંત રહેવાની અદ્ભુત શક્તિ એનામાં રહેલી છે. આપણે કલાકાર તરીકે એના પાત્ર રૂપે છીએ અને આપણા પછી પણ કલા પૃથ્વી પર કાયમ રહેવાની છે. આપણે આપણી જાતને જો વધારે સંભાળીએ તો આપણે વધારે સારી રીતે એને પાત્ર બની શકીએ, એવું હું સમજું છું.

*પ્રશ્ન: તમને સંગીત સિવાય પણ કેટલાક રસ-રુચિના વિષયો છે. રસોઈની પ્રવૃત્તિ તમને ખૂબ ગમે છે. સૂરસાધના અને રસોઈ એ બંને તમારે માટે સર્જનાત્મકતાના બે આયામો છે?*

હા, ખૂબ જ. રસોડું એ મારા માટે બહુ મહત્ત્વનું છે. રસોઈ, કામ એ બધું મને બહુ જ ગમે છે. રસોઈની પ્રક્રિયા ઘણી રીતે કલાસર્જનની પ્રક્રિયા જેવી છે. જેટલું ધ્યાન મારું સંગીતમાં છે એટલું જ ધ્યાન આ બધી પ્રવૃત્તિઓમાં છે. એટલે મારે માટે આ બધું જ જીવન જીવવાની પ્રક્રિયા છે. હું શાકાહારી છું એટલે દેશ-વિદેશની શાકાહારી વાનગીઓ બનાવું છું. હું ઘણા સલાડ બનાવું છું. એ સિવાય મેં એક શિક્ષણપદ્ધતિ

# 'નવનીત-સમર્પણ'માં જાહેરખબર

જીવન, સંસ્કાર અને સાહિત્યના સામયિક તરીકે 'નવનીત સમર્પણ' શુભ અને સુંદર વિચારોનો પ્રસાર કરે છે તે આપ સૌ જાણો છો. ભારતીય સંસ્કૃતિનાં શાશ્વત મૂલ્યોના જતન-સંવર્ધન સાથે જીવનના આધુનિક પ્રવાહોનું સન્માન કરતા આ સામયિકમાં જાહેરખબર મોકલી આ ઉમદા કાર્યમાં સહભાગી થઈ શકો છો.

**જાહેરખબરના દર આ પ્રમાણે છે:**

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું (Colour) | રૂ. 9,000/- |
| આખું પાનું B/W | રૂ. 5,000/- |
| અડધું પાનું (Colour) | રૂ. 5,000/- |
| અડધું પાનું B/W | રૂ. 3,000/- |
| બીજું/ત્રીજું મુખપૃષ્ઠ (4 Colours) | રૂ. 11,000/- |
| પાછલું મુખપૃષ્ઠ | રૂ. 12,000/- |

**અન્ય વિગતો :**

**આખું પાનું**

કુલ સાઈઝ 19.5 સે.મી. X 13.5 સે.મી.
પ્રિન્ટ એરિયા 15.5 સે.મી. X 10.5 સે.મી.

**અડધું પાનું**

આડું પાનું 8.0 સે.મી. X 10.5 સે.મી.
ઊભું પાનું 15.5 સે.મી. X 5 સે.મી.
બ્રોમાઈડ, આર્ટપુલ, આર્ટવર્ક B/W
જા.ખ. માટે 4 કલરની
(રંગીન જા.ખ. માટે), સી.ડી.
છાપકામ: કાગળની જાત ઉપર

વિકસાવી છે. બાળકો અને યુવાનોને ધ્યાનમાં રાખીને મેં એ બનાવી છે. એમાં પાંચ વિભાગો છે. એમાં કલાઓ અને સંસ્કૃતિ, ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે સમાજવિદ્યાઓનું એકીકરણ કરીને એમને જોવાં. કલા વિશેની અત્યારે દઢ થયેલી માન્યતાઓ છે એની સામે પ્રશ્નો કરવાની નવી રીત, એ પ્રકારના શિક્ષણના એકમો મેં તૈયાર કર્યા છે. એટલે હું એમાં પણ કામ કરું છું. એ સિવાય બાગકામ, ખેતીકામ શીખું છું. સ્કેચ બનાવવા, ચિત્રો બનાવવામાં પણ મને પહેલેથી રસ છે. વાચન-લેખન... એ બધી મારા દિવસની મુખ્ય પ્રવૃત્તિઓ છે.

*પ્રશ્ન: હું તમારી અંદર એક ચળવળકાર પણ જોઉં છું. સમાજમાં જે ચાલી રહ્યું છે, સમાજમાં જે બદલવાની જરૂર છે -અસમાનતા હોય, શોષણ કે ધાર્મિક કટ્ટરતા હોય, આવા પ્રશ્નો માટેની તમારી નિસ્બત હું જોઉં છું. આ ચળવળની ભાવનાનાં મૂળ ક્યાં છે? અને સાથે બીજો પ્રશ્ન એ કે એક કલાકાર સમાજ સાથે કઈ રીતે સંકળાય છે? કલા કોઈ રીતે સમાજમાં પરિવર્તન લાવી શકે?*

સાચા અર્થમાં જે ચળવળકાર છે એમને તો હું ફક્ત સલામ કરી શકું. એમને તો ફક્ત મારો નૈતિક ટેકો છે અથવા એમને હું મારા કામ દ્વારા સહયોગ આપી શકું. આજે સમાજમાં કોઈપણ સંવેદનશીલ વ્યક્તિ હોય- યુવાન કે બુઝુર્ગ, એ કેટલાક પાયાના પ્રશ્નોનો સામનો કરી રહી

છે. પછી એ અસમાનતા હોય, વિરોધ વ્યક્ત કરવાની સ્વતંત્રતાના સંદર્ભમાં હોય, માનવઅધિકારોના સંદર્ભમાં હોય, જીવનની અનિશ્ચિતતા બાબતે હોય કે સંકુલ માનવસંબંધો વિશે મૂંઝવતા પ્રશ્નો હોય... આપણે સામુદાયિક રીતે એક એવા મુકામ પર છીએ જ્યારે આ ગતિવિધિઓ પ્રત્યે એક સંવેદનશીલ વ્યક્તિ તરીકે આંખ આડા કાન કરવા શક્ય નથી. તો હું મારી જાતને એ સમૂહમાં મૂકું છું જે આ સમસ્યાઓ અને પ્રશ્નો માટે ચિંતિત છે, હેરાન છે. હું એમ માનું છું કે આ વાસ્તવિકતાઓ પ્રત્યે લક્ષ્ય આપવું એ જ સમાજના સામૂહિક સમારકામ તરફનો એક રસ્તો છે. એક કલાકાર તરીકે આવા પહાડ જેવા અભેદ્ય પ્રશ્નોને કેવી રીતે ખાળી શકાય એ, સાચું કહું તો, મને ખબર નથી. પણ કલાકાર ફક્ત એક સંવેદનશીલ વ્યક્તિ બનીને આમાં ઝંપલાવે તો મને લાગે છે કે મહત્ત્વનો ભાગ ભજવી શકે. હા, કલાના શિક્ષણથી, કલા સાથેના વ્યક્તિગત સંબંધથી અને પોતાની કલાના માધ્યમથી વિચારોને પ્રસ્તુત કરીને કલાકાર આ કામ કરી શકે. કલા સમાજમાં સંવેદનશીલ વ્યક્તિઓ ચોક્કસ ઊભી કરી શકે.

*પ્રશ્ન: કલાસાધના કરી રહેલા યુવા કલાકારોને તમે શું કહેશો?*

જે માર્ગ ઉપર ચાલવાનું દિલથી નક્કી કર્યું હોય એમાં રત રહેવું અને એમાં મુસીબતો આવે તો પણ સતત જાત તપાસની ભાવનાથી ચાલતા રહેવું, મનોબળને વારંવાર એ રીતે સજીવ કરતા રહેવું એ આજના સમયમાં યુવાનો માટે બહુ જરૂરી છે. કારણકે સામાજિક પ્રશ્નો કે સુરક્ષિતતાના પ્રશ્નોથી આજના ઘણા યુવાનો મનોમંથન કરતા રહેતા હોય છે. તો જે પણ કરીએ એમાં આપણા હૃદયને અનુસરીએ અને જો મનોબળ, ખંત અને લગન હશે અને જે માર્ગ નક્કી કર્યો છે એને માટે જો પ્રેમ હશે તો એ મનોબળને સતત જીવંત રાખવાનું શક્ય બનશે. બીજું એક યુવાન તરીકે હું બીજા મારા જેવા યુવાનોને એમ કહીશ કે પ્રવાસો કરતા રહો. અલગ અલગ સંસ્કૃતિઓને નજીકથી નિહાળો, તમારા પોતાના દેશને નજીકથી નિહાળો. પ્રવાસો એટલે આરામદાયક સુખસગવડવાળા પ્રવાસો નહીં, પણ કરકસરયુક્ત પ્રવાસો- ટ્રેનમાં મુસાફરી કરો, ગામડાંઓમાં ફરો, વિવિધ ભાષાઓ-બોલીઓ શીખો, વિવિધ ધર્મો અને તાત્ત્વિક વિચારધારાઓને નજીકથી નિહાળો, તો જ તમે સત્યની મોઢામોઢ ઊભા રહી શકશો. ❑❑❑

**નોંધ :** 'નવનીત સમર્પણ' સપ્ટેમ્બર 2020ના પૃ. 19 ઉપર પ્રગટ થયેલો ગણપતિ સાથેનો ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો સિક્કો નકલી છે. વળી પૃષ્ઠ ૫૬ ઉપર સાણંદ ને બદલે આણંદ છપાયું છે. ક્ષતિ બદલ દરગુજર કરશો.

# તમારી દૃષ્ટિએ

આ વખતનો ઓક્ટોબરનો અંક પણ એકી બેઠકે વાંચવા પ્રેરે તેવો રહ્યો.

સૌ પ્રથમ સુરેન્દ્રભાઈનો ''ક્ષમા વીરસ્ય ભૂષણમ્'' -પત્ર જ પ્રભાવી રહ્યો. એક વાક્ય વિશેષ નોંધપાત્ર-

''ક્ષમાપના કરનારને મન વૈરભાવનાને સંતોષવા કરતાં આંતરિક શાંતિનું મૂલ્ય વધારે છે.''

પારુલ ખખ્ખરનું ''ગણિકાનું ગીત,'' વિનોદ જોશીનાં ''સાંજ લગી બેસીને'', ''પરપોટો ઊંચકીને'' - તો મનોહર ત્રિવેદીનું ''છાંયડાનો જવાબ'', વર્ષા દાસનું રોમાંચ ખડા કરી દે તેવું વાસ્તવદર્શન કરાવતું ''ધરી'' કાવ્ય પણ મનભાવન બન્યાં.

અરે! આકાશમાં ઊડવાનું મન થઈ આવે એવી ધીરુબહેન પટેલની કૃતિ ''આગંતુક''નો ઉત્તરાર્ધ -વાંચીને તો ધન્યતા અનુભવાઈ. ૯૫ વર્ષની વયે એક સાધિકા સાધકની કથાને વાચા આપે એ સાંભળવા મળવી એમાં જ ધન્યતા!

niranjanajoshi1942@outlook.com
**- નિરંજન જોશી**

## કૌમુદી મુનશીને હાર્દિક શ્રદ્ધાંજલિ

**જન્મ:** ૩-૨-૧૯૨૯, **અવસાન:** ૧૩-૧૦-૨૦૨૦



**બ**નારસી ગળામાંથી વહેતા ગુજરાતી કોકિલ સૂર આથમી ગયા. સિદ્ધેશ્વરી દેવીના ઘૂંટાયેલા ગળાનો વારસો એમણે એમની પ્રિય શિષ્યાને આપ્યો હતો. નીનુ મઝુમદાર સાથે જોડાવા છતાં એમની એક વ્યક્તિગત ઓળખ અણનમ રહી. જોકે એ માટે નીનુભાઈ જવાબદાર હતા. એમણે કૌમુદીબેનની ઓળખને યથાવત રાખવાની હિમાયત કરી હતી. એટલું જ નહીં પણ સિદ્ધેશ્વરી દેવી પાસે સંગીત શીખવા જવાની કૌમુદીબેનની ઇચ્છા નીનુભાઈએ પૂરી કરી હતી. એમના જીવનની અનેક ઘટનાઓને આવરી લેતી એમની મુલાકાત ગીતા માણેકે મે, ૨૦૧૮ના 'નવનીત સમર્પણ'ના અંકમાં લીધી છે.



# વોટ્સએપ

**☐ સં. શરીફા વીજળીવાળા**

આપણે કેવાં વાંકા નસીબ લખાવીને જન્મ્યા છીએ ભારત દેશમાં? જ્યારે આપણા વડીલો અભણ હતા ત્યારે આપણા નેતાઓ કેટલા ભણેલા ગણેલા હતા! ને હવે જ્યારે આપણે સૌ ભણ્યા તો કેવું ભણ્યા કે અભણને જ નેતા બનાવીએ છીએ!



તમને એવું નથી લાગતું કે કોરોના ભારતમાં મનાવાતા તમામ તહેવારો જોઈને જ જવાનો છે? એટલે દિવાળી, પતંગ ને હોળી તો ખરી જ... અખાત્રીજના હિંચકે બેસીને આવેલો કોરોના જો 'વિકાસ' જોઈને જવાની હઠ પકડશે તો પછી નાહી નાખજો બાપા!



ધીરે... ધીરે... ધીરે... ધીરે... ધીરે... ધીરે...

બધા એપ બંધ થશે, ને માત્ર આરોગ્ય સેતુ જ ચાલુ રહેશે, બોલો જય.... ધીરે ધીરે.



'પાંઉભાજી એટલે શું?' શિક્ષકે પ્રશ્ન કર્યો.

મગનઃ દરેક શાકભાજીને મૂંઢમાર મારીને સાચી હકીકતને ઢાંકી દેવાની રેસિપી એટલે પાંઉભાજી...



શૈલજાબેને સ્ટેટ્સ અપડેટ કર્યુંઃ હું મારા 'એ' પર વિશ્વાસ કરું છું. મારો વિશ્વાસ અને એમનાં હાડકાં એકસાથે જ તૂટશે.







# હાસ્યેન સમાપયેત

પત્ની (હાથમાં વેલણ સાથે) : ''તમે એક ખાશો કે બે?''
પતિ: ''તું રોટલી કે ભાખરી એની ચોખવટ કર, આમાં ખોટી ગેરસમજ થાય છે!''



કોઈ અળવીતરાએ અંગ્રેજીમાંથી આવડ્યો એવો અનુવાદ કર્યો:

Airhostess = હવાઈ સુંદરી
Nurse = દવા સુંદરી
Maid = સફાઈ સુંદરી
Wife = લડાઈ સુંદરી



ડોક્ટર: ''અનિદ્રા વિશે મેં તમને સાહિત્ય આપ્યું હતું એ વાંચી લીધું?''
દર્દી: ''ના, વાંચતાં વાંચતાં ઊંઘ આવી ગઈ!''



પતિ: ''મેચની ચેનલ ચાલુ કર.''
પત્ની: ''નહીં કરું.''
પતિ: ''જોઈ લઈશ.''
પત્ની: ''શું જોઈ લેશો?''
પતિ: ''તું જે ચેનલ જોવે છે એ.''



''ચોરી, છેતરપિંડી, કરચોરી એ બધા આરોપોમાંથી હું છૂટી ગયો છું.''
''તમે એકેય કામ સફળતાથી કરી શક્યા નહીં?''

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

## ઋણાનુબંધ : ભવિષ્યના ભારતના સતયુગના નિર્માણની પરિકલ્પના

ભવિષ્યના સંયુક્ત ભારત વિશેની
અદ્‌ભુત પરિકલ્પના



જન્મોજન્મનાં સંચિત કર્મોને સંચિત
સ્મૃતિ થકી ઓળખીને
પૂર્ણ કરવાની કથા



સનાતન ધર્મ અને વિજ્ઞાનની
સંલગ્નતાને સચોટ રીતે
વર્ણવતી કથા



સનાતન ધર્મ, સંસ્કૃતિ અને સતનો
આધાર લઈને ચીનને બેજોડ રીતે
હંફાવવાની કથા






*ઋણાનુબંધની કથા એટલે જન્મોજન્મની ગતિ, જે કૈલાસથી શરૂ થઈને સૌરાષ્ટ્રના મોરબી સુધી પહોંચે છે અને કરાવે છે શોધ "સોમનાથના દિવ્ય શિવલિંગ" અને "શ્રીકૃષ્ણની સોનાની દ્વારકાની"*

*જેના માટે નાયક તેના માનવીય અને સ્થળ સાથેના ઋણાનુબંધને ઓળખીને અનુસરે છે અને પૂર્ણ કરે છે. જેનાથી સર્જાય છે ભવિષ્યના ભારતનો સતયુગ*



*સંબંધો અને જન્મોજન્મની rollercoaster ride કરાવતી તથા લેખકના જાતપ્રયોગો આધારિત એક આધ્યાત્મિક અને વૈજ્ઞાનિક (Spiritual and Scientific) નવતર પ્રયોગાત્મક નવલકથા*

**સંપર્ક : મનમીત પબ્લિકેશન - 9426 647374.**

**કુલ પાનાં: 282, કિંમત 300 + કુરિયર**

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2015-2017 Posted on Mumbai Patrika
Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.